# આમુખ

મુંબઈ યુનિવર્સિટીના આમંત્રણને માન આપી ૧૯૪૭ના સપ્ટેમ્બરમાં મેં જે પાંચ વ્યાખ્યાનો આપેલાં તે આ છાપ્યાં છે. આ વ્યાખ્યાનો તૈયાર કરતી વખતે જ વક્તવ્યવિષયને બહુ વિસ્તાર કર્યા વગર યથાસંભવ સ્ફુટ કરવાનું પ્રધાન લક્ષ્ય રાખેલું એટલે પાંચેય દિવસ એક કલાક કરતાં વધારે વખત બોલવા છતાં અહીં જે છાપેલ છે તેના અર્ધા ભાગ જેટલું પણ નહિ બોલી શક્યો હોઉં એમ ધારું છું. છતાં ઘણે સ્થળે સંક્ષેપ કરવો પડ્યો છે.

જોકે આ વ્યાખ્યાનોમાં કાંઈ ધર્મ, તત્ત્વજ્ઞાન, ભક્તિ, કલાઓ કે સાહિત્યનો ઇતિહાસ ઉકેલવાનો ઉદ્દેશ નથી રાખ્યો પણ ભારતીય સંસ્કારોનું સ્વરૂપ નિરૂપતાં એ સંસ્કારોને ઘડનારાં અંગો તરીકે ધર્માદિ વિષયોનો ઇતિહાસ આવશ્યકતા પૂરતો અવલોકવો પડ્યો જ છે; માનવઅંતઃકરણને જેમ શુભસંસ્કારો સંસ્કારીને ઉજ્જવલ કરે છે; તેમ અજ્ઞાન, વહેમ, પૂર્વગ્રહો વગેરે અશુભ અથવા કુસંસ્કારો અંતઃકરણમાં ઝાંખપ લાવે છે. એટલે કુસંસ્કારોની ચર્ચા વગર સંસ્કારોનો ઇતિહાસ અધૂરો જ રહે એમ ગણીને છેલ્લા વ્યાખ્યાનમાં છેક વૈદિકકાળથી આજ સુધી ભારતીય જનતાના જીવનમાં દેખાયલા કુસંસ્કારોનું સંક્ષિપ્ત નિરૂપણ કર્યું છે.

આ વ્યાખ્યાનો ૧૯૪૬માં તૈયાર કર્યાં પણ તે વખતે મુંબઈમાં હુલ્લડ ચાલતું હોવાથી ૧૯૪૭ના સપ્ટેમ્બરમાં આપી શક્યો અને તે પછી છપાતાં બીજાં ત્રણ વર્ષ નીકળી ગયાં.

આ ત્રણ-ચાર વર્ષના ગાળામાં ફરી ફરી વાંચતાં કવચિત્ મૂળમાં ફેરફાર કર્યો છે ખરો પણ જે ખાસ ઉમેરવા જેવું નવું લાગ્યું તે તો ટિપ્પણીઓમાં મૂક્યું છે.

છેવટ મુંબઈ યુનિવર્સિટીએ આ વ્યાખ્યાનોના પ્રકાશન માટે અશક્તિ દર્શાવી અને મને છૂટ આપી એટલે ગુજરાતી સાહિત્યપરિષદ દ્વારા આ પુસ્તકનું પ્રકાશન કર્યું છે.

આ વ્યાખ્યાનો આપવા માટેના આમંત્રણથી આરંભી આ રીતે પ્રકાશિત કરાવવામાં ગુ. સા. પ. ના હાલના પ્રમુખ શ્રી. ડૉ. ક. મા. મુનશીનો મારા ઉપર અનેકધા ઉપકાર થયો છે.

વીલેપાર્લે
ચૈત્ર ૨૦૦૬

દુર્ગાશંકર કે. શાસ્ત્રી

# વિષયાનુક્રમણિકા

અશુદ્ધિ—મુદ્રણદોષ આદિ કારણોથી કેટલીક અશુદ્ધિ રહી ગઈ છે, પણ સુજ્ઞ વાંચનાર જાતે સુધારી લેશે એવી આશા સાથે શુદ્ધિપત્રક આપવાનો શ્રમ ન લેવા માટે ક્ષમાયાચના કરું છું.

– દ. કે.

# વ્યાખ્યાન પહેલું

## ભારતીય સંસ્કારોનો ઉદય અને વિકાસ

ઇતિહાસની આધુનિક ભાવનામાં રાજાઓની વંશાવળીઓ, રાજ્યોની એકબીજા સાથેની લડાઇઓ અને સંધિઓ, રાજવંશોની કે રાજ્યતંત્રોની ઉથલપાથલો અને એમાં ઓછો વધુ ભાગ લેનારાં માણસો વગેરેનું સ્થાન ગૌણ બનીને પ્રજાજીવનનું સ્વરૂપ અને તેમાં વિવિધ કારણોથી થયેલાં પરિવર્તનોને મહત્ત્વનું સ્થાન મળ્યું છે. જો કે કાલાનુક્રમરૂપ ઈતિહાસનું અસ્થિપિંજર રાજવંશાવળી વગેરેની મદદથી જ તૈયાર થઈ શકે છે, એ સર્વમાન્ય હકીકત છે. પણ ગુજરાતનો એ રાજવંશાવળીસંબદ્ધ સ્થૂળ ઇતિહાસ ઠીક ખેડાઇ ગયો છે એટલે આ પ્રસંગે ભારતીય જીવનના પ્રાણભૂત સંસ્કારોની ચર્ચાને આ વ્યાખ્યાનોના વિષય તરીકે રાખેલ છે.

સંસ્કૃતિ અને સંસ્કાર એ બે શબ્દો અનન્યાર્થ છે. પ્રાચીનોએ સંસ્કૃતિ શબ્દનો બહુ વ્યવહાર નથી કર્યો. આપણે આધુનિકો અંગ્રેજી ‘ કલ્ચર ’ (culture)ના અને કેટલીક વાર ‘ સીવીલીઝેશન ’ના પર્યાય તરીકે એ શબ્દનો ઉપયોગ કરીએ છીએ. પણ પ્રાચીનોએ ‘ સંસ્કાર ’ શબ્દનો ઘણો અને એક કરતાં વધારે અર્થમાં ઉપયોગ કરીને એને મહાર્થવાહક બનાવ્યો છે.

સંસ્કાર શબ્દના બે મુખ્ય અર્થનો હવે વિચાર કરીએ.

(૧) યોગસૂત્રના વ્યાસભાષ્યમાં સંસ્કાર શબ્દનું નીચે કહેલું વિવરણ મળે છે. “ ક્લિષ્ટ અને અક્લિષ્ટ બે જાતની વૃત્તિઓ છે. આ

વૃત્તિઓ વડે તે તે જાતના સંસ્કારો જન્મે છે અને સંસ્કારોથી પાછી વૃત્તિઓ ઉદ્ભવે છે. આ રીતે વૃત્તિ અને સંસ્કારનું ચક્ર હમેશાં ચાલ્યા કરે છે." (યો. સૂ. ૧-૬) અહીં સંસ્કાર શબ્દનો અર્થ આધુનિક માનસશાસ્ત્રના Dispositions & Traces જેવો છે. અને યોગના સંસ્કારપિંડમાં આ રીતે બુદ્ધયાત્મક (Cognitive) પ્રયત્નાત્મક (Conative) અને સુખદુઃખાદિ ભાવાત્મક (affective) ત્રણેય જાતનાં વલણો (Traces)નો અને મન ઉપર પડતી છાપ (impressions) જેવા અર્થનો પણ સમાવેશ થાય છે. આપણે વલણ અને ટેવના અર્થમાં સંસ્કાર શબ્દને વાપરીએ જ છીએ. બૌદ્ધ પ્રતીત્યસમુત્પાદવાદમાં સંસ્કાર આને મળતા પણ જરા સંકુચિત અર્થમાં વપરાયો છે.[1] વળી યોગભાષ્યમાં સંસ્કાર બે-જાતના ગણ્યા છે,[2] (૧) વાસનારૂપ અને (૨) ધર્માધર્મરૂપ. સંસ્કાર શબ્દનો આ વાસના અર્થ પણ લોકવ્યવહારમાં પ્રચલિત છે. શુભ કે ઉંચા સંસ્કારો ઉંચે લઈ જાય છે અને અશુભ કે હલકા સંસ્કારો નીચે દોરી જાય છે એ સામાન્ય અનુભવની વાત પણ યોગભાષ્યમાં કહીજ છે. અહીં આ શુભાશુભ ભેદ સ્વીકારીને સંસ્કારોની ચર્ચા કરી છે.

સંસ્કાર શબ્દના ઉપર જે છાપ; વલણો અને વાસનારૂપ અર્થો કહ્યા તેથી જુદો ઓપ-પોલીશ જેવો અર્થ પણ સંસ્કાર શબ્દનો છે. ધાતુઓના વાસણને ઓપ આપવાની ક્રિયાને સંસ્કાર કહી શકાય. પણ હવે શિષ્ટવ્યવહાર શું છે એ જોઈએ.

"સંસ્કાર બે રીતે થાય છે. (૧) ગુણાધાન વડે અને (૨) દોષાપનયનથી" એમ શંકરાચાર્ય કહે છે, અને એ બેય પ્રકારના સંસ્કાર માટે એ શાંકર વચન ઉપર ટીકા કરતાં વાચસ્પતિ મિશ્ર

૧ જુઓ વ્યાખ્યાન બીજું.

૨ યોગશાસ્ત્રોક્ત સંસ્કારની ચર્ચાના વિવરણ માટે જુઓ પ્રા. વિ. ાઠકનું ધી હેયપક્ષ ઓફ યોગ પ્ર. ૬

દાખલા આપે છે કે બીજોરાનાં ફુલમાં લાખનો રસ સીંચવાથી એ સંસ્કાર પામેલા ફુલમાંથી લાખ જેવા રંગનું ફળ ઉત્પન્ન થાય છે. એ થયો ગુણાધાનથી સંસ્કારનો દાખલો અને મેલા અરીસાને ઈંટ વગેરેના ચૂર્ણથી ઘસીને સાફ કરવાથી અરીસો ચળકાટ મારે છે એ દોષાપનયનથી સંસ્કારનો દાખલો[1]. પહેલો દાખલો સાચો છે કે નહિ તે હું જાણતો નથી પણ સંસ્કાર શબ્દનો આ ગુણાન્તરાધાન અર્થ આયુર્વેદમાં પ્રસિદ્ધ છે[2] ચરકે પાણી, અગ્નિ વગેરેને ગુણાન્તરાધાનનાં સાધનો ગણ્યા છે અને અગ્ન્યાદિથી ગુણાન્તરાધાન આધુનિક વિજ્ઞાનને માન્ય છે જ ટુંકામાં ગુણાધાનદ્વારા અને દોષોને દૂર કરીને એમ બે રીતે જડ વસ્તુઓને સંસ્કારી શકાય છે, એટલું જ વક્તવ્ય છે

સંસ્કાર શબ્દનો અર્થ સ્પષ્ટ કરવા માટે જડ વસ્તુના સંસ્કારનો દાખલો લીધો છે, પણ પ્રસ્તુત તો છે મનુષ્યના સંસ્કારનો વિચાર જો કે શરીરની સ્નાનાદિથી શુદ્ધિ માટે પણ શરીરસંસ્કાર જેવો શબ્દ વપરાય છે પરંતુ અહીં તો સંસ્કારથી મનુષ્યના મન, બુદ્ધિ, લાગણી, અહંકાર વગેરેની ઓપ-કેળવણી—ખીલવણી ઉદ્દિષ્ટ છે. પ્રાચીન વચન जन्मना जायते शूद्रः संस्कारैर्द्विज उच्यते માં જન્મથી માણસ દ્વિજ નથી પણ સંસ્કારથી જ દ્વિજ થાય છે, બીજો જન્મ પ્રાપ્ત કરે છે, એમ કહેલું છે

આ વચનમાં સ્મૃત્યુક્ત ઉપનયનાદિ સંસ્કારો—એ માટેના શાસ્ત્રોક્ત વિધિઓ જ વિવક્ષિત છે, એમ નહિ પણ ઉપનયનાનન્તર પ્રાપ્ત બ્રહ્મચર્ય અને વિદ્યાર્જન પણ વિવક્ષિત છે એમ ગણીએ, મતલબ કે એ પ્રાચીન વચનને, વિશાળ દૃષ્ટિથી, મનુષ્યોના એત-

---

૧ જુઓ બ્ર સૂ ૧-૧-૪ ઉપરનું શાંકરભાષ્ય તથા તે ઉપરની ભામતી.

૨ જુઓ ચરક વિ અ. ૧.

संस्कारो हि गुणान्तराधानमुच्यते । ते गुणास्तोयाग्निसंनिकर्ष-शौचमन्थनदेशकालवासनभावनादिभिः कालप्रकर्षभाजनादिभिश्चाधीयन्ते ।

દ્વિવિધ સમગ્ર નિરૂપણને ધ્યાનમાં લઈને જોઈએ તો, એનું એવું તાત્પર્ય નીકળે છે કે મનુષ્ય સ્વાભાવિક રીતે પશુ અથવા પામર છે અને સંસ્કારથી એ સાચું-મનુષ્યત્વવાળું માણસ-સંસ્કારી મનુષ્ય થાય છે. સંસ્કાર શબ્દનો આ અર્થ અંગ્રેજી 'કલ્ચર'ની વિવક્ષાની સદૃશ છે. અંગ્રેજી 'કલ્ચર' શબ્દનો ઘણીવાર બાહ્ય સાધનો અને સગવડોના ઉત્કર્ષના અર્થમાં પણ ઉપયોગ થાય છે. એ ગમે તેમ હો અહીં એનો વિચાર પ્રસ્તુત નથી. અહીં તો સંસ્કાર શબ્દને વળગીને ચર્ચા કરવાની ધારણા છે.

સંસ્કાર શબ્દની આટલી ચર્ચાથી એટલું સ્પષ્ટ થયું હશે કે સંસ્કાર શબ્દનો જે ઓપ—પોલીશ અર્થ છે તે બાહ્ય સાફસૂફીને નહિ પણ માનવ અંતરના ઓપને-ચળકાટને લક્ષ્ય કરે છે. જેથી માણસની રહેણીકરણી, લાગણી, બુદ્ધિ, બધું સમાજમાં દીપી ઊઠે. બીજી રીતે કહીએ તો જે કેળવણીથી માણસમાં સમાજહિતલક્ષી અને આધ્યાત્મિક ગુણો વધે એનું નામ સંસ્કાર./શંકરાચાર્યે કહે છે તેમ દોષાપનયનની અથવા ગુણાધાનની એમ બેમાંથી એકની નહિ પણ દોષાપનયન અને ગુણાધાન બેયની શુભ સંસ્કારમાં આવશ્યકતા છે. અહીં દોષો એટલે માનવજીવનના મૂળમાં વળગેલી પશુ સામાન્ય સ્વાભાવિક વાસનાઓ-જેમાં મુખ્ય છે. રાગ, દ્વેષ, મોહ અને ભય તથા અનેક પેઢીઓની અવિદ્યા-ભય-રાગદ્વેષાદિપ્રેરિત પ્રવૃત્તિઓથી લોહીમાં રૂઢ થઈ ગયેલી પામરજન સામાન્ય આદતો. આ દ્વિવિધ દોષોનું અપનયન તે દોષાપનયન. અને ગીતામાં દૈવી સંપત્તિમાં ગણાવેલ છે તે અને તત્સદૃશ ગુણોનું આધાન તે ગુણાધાન. આ પ્રકારનું દોષાપનયન અને ગુણાધાન એનું નામ સંસ્કાર એટલી આદર્શ સંસ્કારની સંક્ષિપ્ત વ્યાખ્યાથી સંતોષ માનીને આગળ ચાલશું. આ પ્રકારના સંસ્કાર એ શુભ સંસ્કાર અને શુભ સંસ્કાર માટે જ અહીં સંસ્કાર શબ્દ વાપર્યો છે, જ્યારે અશુભ સંસ્કારને કુસંસ્કાર કહીશું.[1]

1. કુસંસ્કારની ચર્ચા છેલ્લા વ્યાખ્યાનમાં કરી છે.

માનવચિત્તના વિકાસની ભિન્ન ભિન્ન ભૂમિકાને અનુસરી સમાજમા ભિન્ન સસ્કારી વ્યક્તિઓ, વ્યક્તિમા પણ શુભાશુભનુ મિશ્રણ તથા શુભ સસ્કારમા પણ ઉચ્ચાવચ ભૂમિકા હોય એ સ્વાભાવિક છે

પણ પ્રજાના શ્રેષ્ઠ વિચારકો અને દ્રષ્ટાઓનો તો ઉચ્ચતમ સસ્કારોને આદર્શ તરીકે સ્થાપવાનો હમેશા પ્રયત્ન હોય છે ભારતીય સસ્કારોના દ્રષ્ટાઓનુ ક્યા લક્ષ્ય હતુ એ જોવાનો આપણે આ વ્યાખ્યાનામા યત્ન કરશુ

આ રીતે સસ્કારનો અર્થ કરતા વ્યક્તિના સસ્કારનો જ અર્થ નીકળે છે પ્રાચીનોના ગર્ભાધાનાદિ સસ્કાર વિચારમા એ જ અર્થ ઉદ્દિષ્ટ છે અને શાસ્ત્રોક્ત વિધિથી નહિ પણ કેળવણીથી ... પણ વ્યક્તિના ચિત્તને ઓપ જરૂર મળે છે, પણ એ ઓપ ઘણા ખરા લોકોના જીવનમા તો બાહ્ય જ રહે છે, અતરમા ઉડા નથી જતો પણ તીવ્ર સવેગયુક્ત કોઇક વ્યક્તિઓના ચિત્તના સર્વ પ્રદેશમા ઓપ ઉડો ઉતરી જાય અને ચિત્તની સર્વ ભૂમિકાને અજવાળે એમ પણ બને છે પછી એવી વ્યક્તિઓએ આપેલી કેળવણીથી તેઓના ચારિત્રના દાખલાથી તથા કાઇક વારસાના બળથી તેઓની પ્રજામા એ સસ્કારો થોડે ઘણે અશે ઉતરે છે

કેટલીક પેઢીઓ સુધી મનની આવી સ્થિતિ જે સમાજમા ઉતર્યા કરે અને કેળવાયા કરે તેમા પછી એ સ્વભાવરૂપ બની જાય ત્યારે એને આપણે તે તે સમાજના સસ્કારો કહીએ છીએ આમા સસ્કાર શબ્દના કેળવણી-ઓપ અને ટેવ બેય અર્થ સમાઈ જાય છે

હવે મનુષ્યજીવનમા ફેરફાર બે રીતે થાય છે એક તો પરિસ્થિતિના દબાણથી અને બીજુ મનુષ્યોના પુરુષાર્થથી જીવનને ટકી રહેવા માટે પરિસ્થિતિને અનુકૂળ ફેરફાર પ્રાણીમાત્રના જીવનમા થયા કરે છે, અને મનુષ્ય પણ, ભૌતિકવિજ્ઞાન યથાર્થ રીતે કહે છે તેમ એક પ્રાણીજાતિ છે એટલે મનુષ્યના જીવનમા પણ પરિસ્થિતિને અનુસરીને ફેરફારો થાય છે અને આ હકીકત ઉપર વધારે પડતો

ભાર દેનારા બકલ જેવા ઇતિહાસકારોએ ભૂમિરચના વગેરે પરિસ્થિતિને ઇતિહાસનું નિયામક તત્ત્વ ગણેલ છે. પણ આ પરિસ્થિતિના દબાણથી થતા ફેરફારને સંસ્કાર નહિ કહેવાય. સંસ્કારતો માણસે પ્રયત્નપૂર્વક સમજીને પોતાનાં મન, બુદ્ધિ વગેરેને આપેલી કેળવણીને જ કહી શકાય. એક વ્યક્તિ પ્રયત્ન કરે તો પોતાની પામરતા ટાળીને સંસ્કારિતા મેળવી શકે. જૂના સંસ્કારોમાં ફેરફાર કરીને નવા-ઉચ્ચતર સંસ્કાર પ્રાપ્ત કરી શકે અને એથી ઊલટું પ્રમાદથી પોતાના ઉચ્ચ સંસ્કારને છોડીને પામરતાના ગર્તમાં પડી શકે. માટે મહાભારતમાં વ્યાસજીએ કહ્યું છે કેઃ—

प्रमादं वै मृत्युमहं ब्रवीमि
अप्रमादममृतत्वं ब्रवीमि ।

'પ્રમાદને હું મૃત્યુ કહું છું અને અપ્રમાદને હું અમરતા કહું છું.' અને સંસ્કારિતા એ જ માનવજીવનની અમરતા. અને આ અમરતા વ્યક્તિજીવનમાં મર્યાદિત રહે એવો કોઈ નિયમ નથી. જ્યારે કોઇપણ પ્રજાના સમર્થ અને પ્રતિભાશાલી દ્રષ્ટાઓ અપૂર્વ આર્ષદૃષ્ટિથી માનવજીવનને અજવાળે અને ઉચ્ચતર કરે એવાં આધ્યાત્મિક ધાર્મિક, શીલવિષયક અને સૌન્દર્યવિષયક સત્યોનું દર્શન કરીને સંસ્કારનો એક આદર્શ ઊભો કરે અને તદનુસાર કેળવણી આપીને જનતાને પામરતામાંથી ઉદ્ધારી સંસ્કારી જીવનને માર્ગે દોરે અને એવા સંસ્કારી જીવનની નવી દૃષ્ટિરૂપ ફીલસૂફીથી અનુપ્રાણિત કવિઓ, કલાકારો, વિદ્વાનો અને વૈજ્ઞાનિકો જ્યારે અનેકવિધ વિદ્યાઓ અને કલાકૃતિઓનું અભૂતપૂર્વ ભવ્ય સર્જન કરે ત્યારે એ સમગ્ર સર્જનસમૂહને તથા એ સૃષ્ટિની અધિષ્ઠાનભૂત જીવનદૃષ્ટિને અનુસરતી એ પ્રજાની જીવનચર્યાને સંસ્કૃતિ કહીએ તો ખોટું નહિ. કોઈ પણ પ્રજાની સંસ્કૃતિ જેટલી ઉન્નત અને ચિરંજીવ તેટલું તે પ્રજાનું જીવન ચિરંજીવ. પણ પ્રજાકીય સંસ્કૃતિના આ સમગ્ર વિકાસમાં પ્રાણભૂત વસ્તુ તો વ્યક્તિગત સંસ્કારો છે એ સ્મરણમાં રાખવાનું છે.

જુદી જુદી પ્રજામા જુદે જુદે કાળે પ્રગટ થયેલી સસ્કૃતિ એકરૂપ નથી હોતી ભિન્ન ભિન્ન પ્રજાના સ્વભાવને તથા ઐતિહાસિક બળોએ ઉપજાવેલી વિશેષતાને અનુસરી જગતની મોટી સસ્કૃતિઓ પોતપોતાની વિશેષતાઓ વાળી હોય છે

અહી એક જ દાખલો પૂરતો ગણ્યો છે ગ્રીસની પ્રાચીન સસ્કૃતિમા વક્તૃત્વકલાનો, ( Oratory ) ઇતિહાસદૃષ્ટિનો, પ્રજા શાસનનો, તથા શરીર સૌન્દર્યની ભાવનાનો, જેવો વિકાસ થયો છે તેવો પ્રાચીન ભારતમા નથી થયો જ્યારે પ્રાચીન ભારતમા અધ્યાત્મ વિદ્યાના, યોગના અને ભક્તિના તથા પાછળના ખ્રિસ્તી ધર્મમા ઇશ્વર પ્રતિ પ્રેમના તથા માનવઆત્માની અમરતાના સસ્કારો જેવા વિકસ્યા તેવા એ સસ્કારો પ્રાચીન ગ્રીસમા નહોતા વિકસ્યા

વળી કુદરતનુ કે મનુષ્યનુ સર્જન સર્વકાળે એકરૂપ રહે એ તો સભવિત જ નથી જેમ રાષ્ટ્રોની અને પ્રજાઓની ઉન્નતિ અને અવનતિના દાખલાઓ ઇતિહાસમા જોવામા આવે છે તેમ જ ભિન્ન ભિન્ન સસ્કૃતિઓના ઇતિહાસમા પણ વિકાસ ઉન્નતિ વગેરે ક્રમો જોવામા આવે છે આ ચડઉતર ક્રમ એક રતા વધારે વાર ન થાય એવો પણ ઇતિહાસનો કોઈ નિયમ નથી સસ્કાર શબ્દના અર્થના સ્પષ્ટીકરણ માટે આટલુ પૂરતુ છે સસ્કારના માનસશાસ્ત્રીય વિશેષ પૃથક્કરણની અહીં આવશ્યકતા નથી

'ભારતીય સસ્કારો' એ શબ્દમા ભારત દેશના મહાભાગ્ય સમયમા સ્પષ્ટ વિકાસ પામેલા અને બ્રાહ્મણ બૌદ્ધ અને જૈન ત્રણે ધર્મના શ્રેષ્ઠ જનોના જીવનને ઉત્તેજનાર સસ્કારો એ જાતનો મર્યાદિત અર્થ સમાવવાની ઇચ્છા છે છતા બ્રાહ્મણવિદ્યાના ગ્રન્થોમાથી વિશેષ અવતરણો અને તત્ત્વદોહન જોવામા આવે તો તેનુ [ ] એટલુ જ છે કે મને એનો વિશેષ પરિચય છે બાકી મૂલ્યના તારતમ્યનુ કારણ નથી વળી આર્ય એટલે સસ્કૃત તથા સસ્કૃતપ્રાકૃતોત્થ ભાષાઓવાળી લોકોની સસ્કૃતિથી ભિન્ન દ્રાવિડાદિ ઇતર સસ્કૃતિઓનો

વિચાર કરવાની ધારણા નથી. આધુનિક હીન્દી દૃષ્ટિએ આપણી વર્તમાન સાંસ્કૃતિક સ્થિતિનુ અવલોકન કરવામાં આવે તો તો મુસ્લીમ સંસ્કૃતિને પણ ધ્યાનમાં લીધા વગર ચાલે નહિ. ભારતીય સંસ્કૃતિ સાથે મુસ્લીમ સંસ્કૃતિના સંપર્કથી બેય સંસ્કૃતિઓ ઉપર જરૂર કેટલીક અસર થઈ છે. સંપર્ક પછીના કાળની આ દેશની કલા ઉપર જોકે વિશેષ અસર થઈ છે પણ વિદ્યા અને ધાર્મિક આચારવિચાર ઉપર પણ થોડી અસર થઈ છે ખરી; છતાં આ વ્યાખ્યાનો માટે તો મુસ્લીમ સંસ્કારોની ચર્ચા દૂર જ રાખી છે.

ઉપર દોરેલી મર્યાદામાં રહીને ભારતીય સંસ્કારોની ચર્ચા કરવા અર્થે આ ઉપક્રમ છે. તેમાં ભારતીય સંસ્કારોનો ઉદય, તેનો ક્રમશઃ વિકાસ, વિવિધ ભારતીય સંસ્કારોનો સમન્વય સર્જાઈને ભારતમાં ઉભો થયેલો સંસ્કારી જીવનનો આદર્શ, ભારતીય સંસ્કારોનો વિદ્યા કલામાં આવિર્ભાવ, ગુજરાતમાં તેનુ અવતરણ અને સમાજને શુભ સંસ્કારોના લાભો પૂરેપૂરા ન ભોગવવા દેનાર કુસંસ્કારોનું આક્રમણ એટલા વિષયોની આ વ્યાખ્યાનો દ્વારા ચર્ચા કરવાની ધારણા છે. તેમાં ભારતીય સંસ્કારોના ઉદયની ચર્ચાનો આરંભ પ્રાગૈતિહાસિક કાળથી જ કરવો યોગ્ય છે.

## ભારતીય સંસ્કારોનો ઉદય

છેલ્લાં ચારેક વર્ષથી ગુજરાતમાં પ્રાગૈતિહાસિક કાળનાં મનુષ્ય વસ્તીનાં ચિહ્નો વિષે શોધખોળની પ્રવૃત્તિ ઠીક ઉત્સાહથી શરૂ થઇ છે. ભૂગર્ભવિદ્યાનો સિદ્ધાંત છે કે તૃતીય ભૂગર્ભયુગ પછીનાં પડો (Post tertiary formations) માં-લગભગ છેલ્લાં પચાસ હજાર વર્ષમાં માણસ જાતિની નિશાનીઓ મળે છે.[1] તે પહેલાંતો માણસનું નામ નિશાન નથી મળતુ. અને ઉપર કહેલા યુગનાં પ્રાથમિક દશાનાં માણસોની નિશાનીઓ આ દેશના બીજા ભાગમાં તો પહેલાં મળી જ

૧. જુઓ ગુજરાત રીસર્ચ સોસાયટીના જર્નલ ગ્રં. ૪ અં ૪ મા ડી. એન. વાડીઆનો ગુજરાતના ભૂગર્ભવિકાસ ઉપર લેખ પૃ. ૨૧૫

છે. પણ ગુજરાતમાં યે હવે તો ઠીક પ્રમાણમાં મળવા માંડી છે. છેક ઈ. સ. ૧૮૬૩ થી મદ્રાસ ઇલાકામાંથી, કર્ણાટકમાંથી, મધ્ય-પ્રાન્તમાંથી, મધ્યહિંદમાંથી અને ગુજરાતમાંથી આ પ્રાચીન માણસનાં પથ્થરનાં હથીયારો મળ્યાં હતાં.

આ પ્રસ્તરયુગ સાધારણ રીતે બે ભાગમાં વહેચવામાં આવે છે. તેમાંથી પ્રાચીન પ્રસ્તરયુગ ( Paleolithic age ) નો માનવી જગતમાં જ્યાં હશે ત્યાં ઘણું કરી વિકાસની સમાન ભૂમિકામાં હોવાનો સંભવ તદ્વિદો માને છે. પણ આ પુરાણ માનવી વિશે એક જ વસ્તુ નોંધવાની છે અને તે એ કે માનવ જાતિમાં સંસ્કારના ઉદયનુ પ્રથમ ચિહ્ન આ પ્રાચીનતર માનવીએ ગુફાઓમાં કે ખડકો ઉપર ચિત્રેલાં પશુ-ચિત્રોમાં મળે છે. પછી લગભગ ૧૪ હજાર વર્ષ ઉપર શરૂ થયેલા નવપ્રસ્તરયુગ ( Neolithic age ) નાં માનવીઓમાંથી કોઈક ટોળાં વર્તમાન હિંદી જનતામાંથી કેટલાંકનાં પૂર્વજ હોવાનો સંભવ છે. પણ અહીં જાતિવિષયક ઇતિહાસ વિચાર વિષય નથી. આ નવપ્રસ્તર-યુગનાં માનવીની સંસ્કૃતિ પ્રાચીનતરથી ભિન્ન હતી. આ દેશનો આ માનવી બીજા દેશના એ યુગના માનવીથી બહુ ભિન્ન નહિ હોય. એ માણસો પોલીશ કરેલાં પથ્થરનાં હથિયારો વાપરતા. ઘણુ કરી ચાકડા ઉપર ચડાવેલાં માટીનાં વાસણો બનાવતા. કાંઈક ખેતી કરતા હતા, ઘણું કરી જંગલી દાણા વીણી લાવીને એમાંથી થોડા વાડામાં નાખીને ઉગાડતા હશે. અલબત્ત તેઓના ખોરાકનો મુખ્ય આધાર તો શિકાર ઉપર જ હશે. યુરોપમાં ઝાડની છાલ, ઘાસ વગેરેમાંથી વસ્તુઓ બનાવવાની અને શ્વાન જેવાં પશુઓને પાળવાની કળા આ લોકોએ શોધી હતી.[1] , તો ભારતમાં પણ એ લોકોએ એ કળા શોધી હોવાનો સંભવ છે અને ઉપલબ્ધ પુરાવા એ સંભવનું સમર્થન કરે છે.

---

૧ જુઓ એચ. જી. વેલ્સનું આઉટ લાઈન ઓફ હીસ્ટરી ૧૯૩૧. પૃ ૯

સિંધુ સંસ્કૃતિનો કાળ ઉપર કહેલા પ્રસ્તરયુગથી જો કે અર્વાચીન છે પણ સિંધમાં મોહેન્જોદેરો અને ત્યાંથી ૪૦૦ માઈલ દૂર આવેલ પંજાબનું હરપ્પા એ બે પ્રાગૈતિહાસિક સ્થળોએ થયેલ ખોદકામથી મળેલા અવશેષો ઇ. સ. પૂર્વે ૩૨૦૦–૩૫૦૦ની આસપાસની સંસ્કૃતિને પ્રગટ કરે છે. અને એ રીતે જગતની બીજી ઇજિપ્ટ, એસીરીઆ, મેસોપોટેમીયા વગેરેની અતિપ્રાચીન સંસ્કૃતિઓની સમાનકક્ષામાં સિન્ધુ સંસ્કૃતિને સ્થાપે છે.[1] રંગીન માટીનાં વાસણો, ચિત્રલિપિ વગેરે વડે ઇજીપ્ત, સુમેર અને ક્રીનોસની—પણ ખાસ તો સુમેરની સંસ્કૃતિને સિન્ધુ સંસ્કૃતિ મળતી આવે છે.

સિન્ધની પ્રાકૃતિક સ્થિતિ આજના કરતાં એ વખતે ઘણી જુદી હતી. આજે એકલી સિન્ધુ નદી એ પ્રદેશમાં થઈને વહે છે. જૂના વખતમાં એ ઉપરાંત હક્રા એટલે ઋગ્વેદની સરસ્વતી જેમાં સતલજ પણ ભળતી હતી તે પણ સિન્ધમાં વહીને સમુદ્રને મળતી હતી.[2] અને એ પ્રાચીન કાળમાં ઘણું કરી સિન્ધુના કે એની શાખાના કાંઠા ઉપર જ મોહેન્જોદેરો વસ્યુ હતું.[3] જો કે અત્યારે ત્રણ માઈલ છેટે છે. આ સ્થળના ખોદકામમાંથી ઘરો, રસ્તાઓ, કુવાઓ, ખાળકુવાનું પાણી જવાના રસ્તાઓ–ગટરો વગેરે સગવડોવાળું શહેર મળી આવ્યું છે.

---

૧ આ સિંધુસંસ્કૃતિ ઉપર તદ્વિદો તરફથી સામયિકોમાં લેખો રૂપે તથા દળદાર સચિત્ર ગ્રંથો રૂપે પુષ્કળ સાહિત્ય ઈ. સ. ૧૯૨૪થી લગભગ પતિવર્ષ પ્રગટ થતુ રહ્યુ છે. તેમાં પણ જોન માર્શલના મોહેન્જોદેરો અને ઈન્ડસસીવીલીઝેશન્સ, ઇ. જે. એચ. મેકેનુ ફર્ધર એક્સકેવેશન્સ એટ મોહેન્જોદેરો તથા ધઈન્ડસસીવીલીઝેશન [૧૯૩૫] વગેરે તો મોટા પ્રમાણભૂત ગ્રંથો છે આ પ્રગટ થએલા સાહિત્યનો સાર ખેચીને ડૉ. એ. એસ. પુસાલકરે આપેલા વ્યાખ્યાનો ભારતીય વિદ્યા ગ્ર ૩ ભા. ૧—૨ અને ગ્ર. ૪ ભા. ૧, ૨ માં પ્રસિદ્ધ થયા છે અને અહી એનો યથોચિત ઉપયોગ કર્યો છે.

૨ મોહેન્જોદેરો અને ઇન્ડસ સીવીલીઝેશન પૃ. ૬ તથા મોડર્નરીવ્યુ ઓગસ્ટ ૧૯૩૨ પૃ ૧૫૩—૧૫૪.

૩ મેકે જ. રો. એ. સો, ૧૯૩૪, પૃ. ૨૦૭

ઉપર નીચે જુદા જુદા સમયના થરો છે. પ્રાચીનતમ થર ઈ. સ. પૂર્વે ૩૨૦૦ કે ૩૫૦૦ નો છે. આ સિન્ધુ સંસ્કૃતિનાં ચિહ્નો મોહેન્જોડેરોમાં અને હરપ્પામા સમાન રૂપમાં મળે છે. બન્નેમા એક જ જાતની નગર રચના (Town planning) અને સ્થાપત્ય તથા ધાતુઓનાં હથિયારો બધુ એક જાતનુ છે. અને આ સંસ્કૃતિ એક બીજાથી ચારસો માઈલ છેટે આવેલાં ગામોમાં જ પૂરાઈ રહી હોય એવી કલ્પના સંધ એમની નથી એટલે એ બધા પ્રદેશમાં સિન્ધુ સંસ્કૃતિ ફેલાયેલી હતી એમ જ માનવુ યોગ્ય છે અને આ વિસ્તાર જોતાં એક તદ્વિદ કહે છે કે "સિન્ધુ સંસ્કૃતિના પ્રદેશનુ ક્ષેત્રફળ ઇજીપ્ટના પ્રાચીન રાજ્યના પ્રદેશથી બમણુ અને ઘણુ કરી સુમેર અક્કડના પ્રદેશથી ચાર ગણુ હતું."[1]

આ સિન્ધુ સંસ્કૃતિના લોકો ઘઉ, જવ વગેરે દાણાનાં ખેતરો રખેડતા : અગ્રેજી કલ્ચરના મૂળ કુલ્ટરનો અર્થ ખેડવુ થાય છે અને ભટકતાં શિકારી ટોળામા નહિ પણ ખેતી ઉપર આધાર રાખતી સ્થિર પ્રજામાં સંસ્કૃતિનો વિકાસ થાય, એ સ્વાભાવિક છે. આ લોકો વળી પશુઓને ઉછેરતા, ઘોડાને પાળતા, કુતરાઓની મદદથી શિકાર કરતા, હાથીઓ પાસે ભાર ઉપડાવતા અને બે પૈડાંવાળાં ગાડાંઓને બળદ જોડીને તેમાં મુસાફરી કરતા. કુહાડી, છરી, સોઈ, કરવત વગેરે તાંબાનાં અને કાંસાનાં એ વખતે બનાવતા. બાકી ઘરમાં વપરાતાં વાસણો જુદી જુદી આકૃતિનાં પણ મોટે ભાગે માટીનાં વપરાતાં. જો કે તાંબા અને કાંસાનાં થોડા, કદાચ મોંઘાં હોવાને લીધે, વપરાતાં ખરા હાથીદાંતનો વપરાશ ઘરકામની વસ્તુઓમાં થતો. એક ખુરશી જેવુ કાંઈક અને બીજું ચાર પાયાના સ્ટુલ જેવુ આસન વપરાતુ. તાંબાની તથા માટીની દીવીઓ વપરાતી.

૧. ચાઇલ્ડ—ન્યૂ લાઇટ ઓન ધી મોસ્ટ એન્શીયન્ટ ઈસ્ટ (૧૯૩૪) પૃ. ૨૦૧

૨. મોહેન્જોડેરો માથી જે જાતનાં ઘઉ મળ્યા તે જાતની હજી પંજાબમા ખેતી થાય છે (મોહેન્જોડેરો એન્ડ ઈન્ડસ સીવીલીઝેશન પૃ.. ૫૮૬)

રસ્તાઓ ઉપર પણ દીવાબત્તીઓ રખાતી હોય એમ લાગે છે.[૧] સિંધુ સંસ્કૃતિવાળા લોકોના ખોરાકમાં ઘઉં, જવ અને દૂધ મુખ્ય લાગે છે. હરપ્પામાં વટાણા અને તલની ખેતી પણ થતી.[૨] વળી માછલાં, કાચબા, ગાય, બળદ, કૂકડાં, બતક વગેરે પ્રાણીઓના માંસાદિનો ખોરાકમાં ઉપયોગ થતો. રમતોમાં દ્યૂતનો પ્રચાર હતો. પાસાના પુષ્કળ કટકાઓ મળ્યા છે. રમકડાંઓ ખૂબ મળ્યાં છે. માટીનાં નાના આકારનાં સ્ત્રી–પુરુષો અને જેનાં માથાં છુટાં પડી શકે છે એવાં પશુઓ મળ્યાં છે. નાનાં રમકડાં ગાડાંઓને સર જોન માર્શલ ખૂબ આકર્ષક ગણે છે.[૩] પૈડાંવાળાં વાહનોના ઇતિહાસમાં સિન્ધુસંસ્કૃતિના ગાડાંઓને ઉર (Ur) ના ઇ. સ. પૂર્વે ૩૨૦૦ ના પથ્થર ઉપર કોતરેલા રથ અને અનૌ (Anau) નાં ખડારાના નમુના સાથે પ્રાચીનતમ કહી શકાય.[૪] પંજાબ અને સિન્ધનાં ગામડાંઓમાં હાલમાં પણ આ જાતનાં જ ગાડાંઓ વપરાય છે. વળી હરપ્પામાં તાંબાની ગાડીનો એક નમુનો મળ્યો છે. જે હાલમાં વપરાતી ઉપર છત્રીવાળી એક્કા ગાડી જેવો લાગે છે. મોહેન્જોડેરોનાં ઘરોમાંથી ઘણી તકલી મળી આવી છે. અને રૂ તથા ઊન કાંતવાનો ત્યારે સામાન્ય પ્રચાર હતો એમાં શંકા નથી. જો કે કપડાં નષ્ટ થઈ જવાથી મળ્યાં નથી, પણ તાંબાના વાસણોને વળગી રહેલા એક બે નમુના મળ્યા છે, તેની વૈજ્ઞાનિક તપાસથી જંગલી કપાસના નહિ પણ વાવેતર કરેલા કપાસના જણાય છે.

સિન્ધુ સંસ્કૃતિનો પહેરવેષ જાણવા માટે થોડીક પુતળીઓ અને માટીની ઢીંગલીઓ જ સાધન છે. એ ઉપરથી પુરુષો શરીરનો

૧ મોહેન્જોડેરો એન્ડ ઇન્ડસ સીવીલીઝેશન પૃ. ૮૭, ૨૧૧. અને ફર્ધર એક્સકેવેશન્સ મો. પૃ. ૫૧, ૬૯, ૪૨૩.

૨ એક્સકેવેશન્સ ઑફ હરપ્પા. પૃ. ૬.

૩ મોહેન્જોડેરો એન્ડ ઇન્ડસ સીવીલીઝેશન પૃ. ૧૭૦

૪ મોહેન્જોડેરો એન્ડ ઇન્ડસ સીવીલીઝેશન પૃ. ૫૮૫ તથા પૃ. ૩૩.

ઉપરનો ભાગ બ્રાહ્મણો ઉપવીત પહેરે છે તેમ જમણો હાથ છૂટો રહે એ રીતે ડાબા ખભા ઉપરથી ઉપવસ્ત્રના કટકાથી ઢાકતા હતા. મદ્રાસ તરફ અને કાશી તરફ અત્યારે પણ ઘણા બ્રાહ્મણો આ રીતે ખભે કપડુ નાખીને ઉઘાડે ડીલે ફરે છે ગુજરાતમા પણ જૂના બ્રાહ્મણોમા એ પહેરવેષ સામાન્ય હતો શરીરના નીચના ભાગ ઉપર પુરુષો અને સ્ત્રીઓ ધોતીયુ વીંટતા હશે એવો તર્ક છે[1] જો કે ઘણી ખરી આકૃતિઓ નગ્નરૂપમા મળી છે ।

માળાઓ, વીંટીઓ, કડાઓ વગેરે અલંકારો પહેરવાનો પુરુષો અને સ્ત્રીઓમા સમાન રિવાજ હતો એ ઉપરાત કટિમેખલા, નેપૂર, કાનમા કુડલ વગેરે અલંકારોનો સ્ત્રીઓમા વિશેષ પ્રચાર હતો[2] અલંકારોનો શોખ ઠેઠ મોહેન્જોડેરોના કાળથી ગઇકાલ સુધી આ દેશમા ચાલુ રહ્યો છે

અલંકારો માટે સોનુ, રૂપુ, દાત અને જુદી જુદી જાતના કીમતી પથરાઓ વપરાતા અનમસ્ત ગરીબ લોકોને હાડકા, છીપ, તાબુ વગેરેથી સતોષ રાખવો પડતો[3] પુરુષો પણ માથાના વાળ વધારતા આ દેશમા ઉચા વર્ણના પુરુષોમા શિખા—ચોટલી રાખવાનો રિવાજ સામાન્ય હતો માગથી આગલી પેઢીના ઘણા પ્રશ્નોરા જુવાનોને માથે મોટી ચોટલી હતી મદ્રાસ તરફ મોટી ચોટલીઓ હજી જોવામા આવે છે સ્ત્રીઓ માથા ઉપર વચોવચ્ચ હાલની મરાઠી સ્ત્રીઓ પેઠે અંબોડા રાખતી હશે એમ લાગે છે[4]

યુદ્ધ કે શીકારના હથિયારોમા કુહાડી ભાલા જમૈયો તીરકામઠાં ગદાઓ અને તરવારો મુખ્યત્વે તાબા કે કાસાના વપરાતા[5]

---

૧ ભારતીય વિદ્યા અ. ૩ ભા. ૨ પૃ. ૧૪૫
૨ એજન પૃ ૧૪૬
૩ એજન પૃ ૧૪૬
૪ મોહેન્જોડેરો એન્ડ ઇન્ડસસીવીલીઝેશન પૃ ૩૪
૫ એજન પૃ ૧૦૪

વૈદ્યકમાં કોલસા જેવો એક કાળો પદાર્થ મળ્યો છે, જે પાણીમાં નાખી જોતાં શિલાજીત હોવાનો તર્ક થયો છે. વળી હરણ અને રહીનોસરસના શીંગડાં ઔષધીય ઉપયોગ માટે સંગ્રહાયાં હશે એવો માર્શલ અને મેકેનો તર્ક છે.[1]

વેપારમાં પૂર્વ તથા દક્ષિણ હિંદ સાથે જમીન રસ્તે તથા ઈજીપ્ટ, ઉર અને કીશ સાથે દરિયા રસ્તે આ લોકોને વેપારસબંધ હોવાના પુરાવા છે. સુમેર સાથે ઘણો સબધ હશે.[2]

મરણપછીના સસ્કારમાં દાટવાનો, ઘરેણાં વગેરે સાથે આખું શબ દાટવાનો, ગીધ વગેરે પક્ષીઓ તથા જંગલી પશુઓએ ખાધા પછી હાડકાં એકઠા કરી તેને દાટવાનો તથા બાળ્યા પછી હાડકાં વગેરે હાંડલા જેવામાં ભરીને દાટવાનો એમ ત્રણ પ્રકાર મુખ્યત્વે જોવામાં આવે છે.[3]

પણ મોહેન્જોડેરોમાં પાછલા કાળનાં આ દેશનાં ગામો અને નાના શહેરો કરતાં જે વિશેષતાઓ જોવામાં આવે છે, તે સ્નાનગૃહોની, સ્વેદગૃહોની અને ગટરની છે. મોહેન્જોડેરોમાં દરેક ઘર સાથે નાહવાની ઓરડી છે, જેના તળીયામાં પાકી ઈંટો જડીને તથા તે ઉપર કાંઈક લીંપીને લીસું કરેલ છે. આ ઓરડીઓ રસ્તાની બાજુએ છે. ઉપલે માળે પણ નાહવાની ઓરડી હતી. આ સ્નાનગૃહ કરતાં પણ સ્વેદગૃહની સ્થિતિ વધારે આશ્ચર્યકારક છે. એ ઉપરથી ટર્કીશ બાથ આ દેશમાં પરદેશી નથી પણ મોહેન્જોડેરો જેટલો પ્રાચીન છે એમ જણાય છે. ડો. આચાર્યે બૌદ્ધ કાળમાં સ્વેદગૃહનો પ્રચાર સાબીત કરવા માટે વિનય પિટકનો હવાલો આપ્યો છે અને વિનય

૧ એજન પૃ. ૨૯ તથા ફર્ધર એક્સકેવેશન્સ પૃ. ૨૯૧

૨ એજન પૃ. ૬૭૪ ફર્ધર એક્સકેવેશન્સ પૃ. ૬૪૭

૩ મોહેન્જોડેરો એન્ડ ઇન્ડસસીવીલીઝેશન પૃ. ૬ તથા ભારતીય વિદ્યા ભા. ૩ ભા. ૨ પૃ. ૧૫૪ થી ૧૫૯

પિટકમાં સ્વેદકર્મની વાત છે જ.[1] પણ એ માટે સરસ પુરાવો તો આયુર્વેદમાં છે. આયુર્વેદમા સ્વેદકર્મ–પરસેવો લાવવાની ક્રિયા ચિકિત્સાનો એક ખાસ પ્રકાર ગણાય છે. અને અમુક રોગોના રોગીઓને ગરમી જેની અંદર ઉત્પન્ન કરવામા આવી હોય એવાં ખાસ બાંધેલાં ઉષ્ણગૃહ (જેન્તાક અને કુટી બે જાતનાં ગૃહો ચરકમાં કહ્યા છે.) માં સ્વેદ આપવાનો વિધિ આપ્યો છે.[2] ચરકોક્ત જેન્તાકનુ વર્ણન સ્પષ્ટ ટર્કીશ બાથને લાગુ પડે છે.

પણ મોહેન્જોડેરોમાં સૌથી વધુ આશ્ચર્ય તો ખાળનુ પાણી વહી જવા માટેની ઉપરથી ઢાંકેલી નીકો–ગટર (ડ્રેઈન) ની રચના જોઈને થાય છે. ડૉ. સરૂપના કહેવા પ્રમાણે લાહોરને શરમાવુ પડે અને કોઈપણ આધુનિક નગર ગર્વ લઈ શકે એવી આ રચના છે.[3] આ દેશનાં નાનાં શહેરોમાં હજી આ સગવડ નથી ડૉ ફ્રેંકફર્ટ કહે છે [4] તેમ ગૃહનુ અને નગરનુ સ્થાપત્ય બાબીલોન અને ઈજિપ્ત કરતાં સિંધુ સંસ્કૃતિમા વધારે સારૂ વિકસ્યુ હતુ. લોકનાં સુખસગવડ તરફ ખાસ ધ્યાન આપવામાં આવ્યુ છે.

મોહેન્જોડેરો અને હરપ્પામાથી મળેલ અસ્થિઅવશેષો ઉપરથી ત્યાં પ્રોટોઓસ્ટ્રેલોઇડ, મુરઆફ્રીકન, આલ્પાઇન અને મોંગોલોઈડ એ

---

૧ જુઓ મોડર્ન રીવ્યુ સપ્ટેમ્બર ૧૯૩૪. પૃ. ૨૮૧ ભારતીય વિદ્યા અ. ૩ ભા. ૧ પૃ. ૩૧. વિનયપિટક મહાબોધિ સોસાયટી પ્રકાશિત હિંદી ભાષાન્તર (૧૯૩૫) પૃ ૨૨૦. એના જ પૃ ૫૦૫ મા જન્તાઘરનું વર્ણન છે. પણ તે ચરકનુ જેન્તાક નથી. સાદું સ્નાનગૃહ છે

૨. જુઓ ચરકસૂત્રસ્થાન અ. ૧૪

૩. ભારતીયવિદ્યા અ. ૩ ભા ૧ પૃ. ૩૬મા અ વાઆર્કીઓલોજી પૃ. ૬૭ માથી કરેલો ઉતારો તથા હિંદુસ્તાન ટાઇમ્સના તા ૨૧–૩–૩૨ ના અંકમાથી.

૪. જુઓ ભારતીય વિદ્યા અ ૩ ભા. ૧ પૃ. ૪૭ તથા પૃ ૩૧

ચારેય જાતિઓનો નિવાસ હોવાનું અનુમાન કરવામાં આવે છે.[1] જે સ્થિતિ પ્રજાની સહિષ્ણુતાની તથા જાતીય દ્વેષના અભાવની સૂચક છે. વળી એ પ્રદેશમાં એક કરતાં વધારે દેવની પૂજા કરવાની છૂટ હતી. શક્તિની પૂજા, વૃક્ષપૂજા, વૃષભ જેવા પશુની પૂજા એ સર્વનો પ્રચાર હતો.[2] અમુક શિલ્પકૃતિ શિવમૂર્તિ હોવાનો તર્ક કરવામાં આવ્યો છે, એ સાચો હો કે ન હો પણ મંદિરોમાં પૂજાતાં હોય તેવા તથા ઘરમાં પૂજાતાં હોય તેવાં નાનાં શિવલિંગો મળ્યાં છે. અને માર્શલ સિન્ધુ સંસ્કૃતિવાળી પ્રજામાં લિંગપૂજા પ્રચલિત હોવાનો તર્ક કરે છે.[3] અને વધારે આશ્ચર્યકારક તો પલોંઠીવાળી બેઠેલ આકૃતિઓનુ છે. જો આ આસન યોગના ધ્યાન માટેનું હોય તો યોગનો આરંભ પણ એટલા જૂના કાળમાં માનવો પડે.[4] ગમે તેમ પણ મોહેન્જોડેરો અને હરપ્પા વિશે વર્ણન વાંચતાં વચલા કાળમાં થઈને તે પ્રાચીનતમ કાળનું ઘણું આ દેશમાં આજસુધી ઉતરી આવ્યું છે, એ સ્પષ્ટ છે. અને તેમાંનું કેટલુંક તો એવું છે કે જેથી ભારતીય સંસ્કૃતિરૂપ મહાવૃક્ષનાં મૂળ સિન્ધુ સંસ્કૃતિમાં માનવાં પડે. ડોડવેલ ખરૂં જ કહે છે કે "બાકીના વર્તમાન જગતથી હિંદને જે વસ્તુ વિશિષ્ટતા અર્પે છે તે પ્રાચીનતામાંથી ઉતરીઆવેલો સીધો વારસો હજી જીવે છે તે છે."[5]

સિન્ધુ સંસ્કૃતિવાળી પ્રજા સાથે વૈદિક આર્યોને અથવા એના શત્રુરૂપ દસ્યુઓને અને દ્રાવિડોને શો સંબંધ હતો અથવા એક સંસ્કૃતિની બીજી ઉપર કાંઈ અસર થઈ છે કે કેમ એ ચોક્કસ

૧ ન્યુ લાઈટ ઓન ધી મોસ્ટ એન્શીયન્ટ ઇસ્ટ (૧૯૩૪) પૃ. ૨૦૮ તથા મેકેનું ધ ઈન્ડસ સીવીલીઝેશન [૧૯૩૫] પૃ. ૨૦૦

૨. એજન પૃ. ૬૭

૩ મોહેન્જોડેરો અને સિંધુ સીવીલીઝેશન પૃ ૫૯ તથા ૬૪

૪. રાધાકૃષ્ણનનું ઈસ્ટર્નરીલીજીઅન એન્ડ વેસ્ટર્નથોટ (૧૯૪૦) પૃ. ૧૧૮

૫ ડોડવેલનું ઇન્ડીયા [૧૯૩૬] ગ્ર ૧ પૃ. ૨

જાણવાનુ કાંઈ સાધન નથી હવે અત્યાર સુધી મળેના પુરાવા ઉપરથી હરપ્પા સંસ્કૃતિનો સમય ઈ સ પૂર્વે ૨૫૦૦થી ૧૫૦૦ નો ગણી શકાય. વળી હરપ્પા સંસ્કૃતિના અન્ત અને આર્ય સંસ્કૃતિના ઉદયના વચલા કાળના કેટલાક ચિન્હો છન્હુદરોની નિશાનીઓમા મળે છે એમ મેકેકે ધારે છે[1] એ ગમે તેમ હો પણ ઋગ્વેદના પ્રાચીન મંત્રોમા દેખાતી આર્ય સંસ્કૃતિનો ઉદય હરપ્પા અને છન્હુદરોની સંસ્કૃતિના અન્ત પહેલા થઈ ગયો હતો અને કદાચ વૈદિક આર્યોને હાથે જ હરપ્પા વગેરે સ્થાનોનો નાશ થયો હશે એવો પણ તદ્વિદો તર્ક કરે છે[2] આ તર્ક સાચો હોય તો સિન્ધુ સંસ્કૃતિની કાંઈક ઋણી હોવા છતા વૈદિક સંસ્કૃતિ સિન્ધુ સંસ્કૃતિથી સ્વતંત્ર ઉદ્ભવી હોય. વળી સિન્ધુ સંસ્કૃતિનુ વિશેષ સામ્ય સુમેર સાથે મળે છે, ત્યારે વૈદિક આર્યો ભાષા, દેવકથાઓ, ધાર્મિક માન્યતાઓ અને સામાજિક સબંધો વગેરે બાબતમા પ્રાચીન ઈરાનીઓ સાથે તથા પ્રાચીન ગ્રીક, રોમન, કેલ્ટ, જર્મન અને સ્લાવ સાથે મળતા આવે છે વળી સિંધુ સંસ્કૃતિનુ જ્ઞાન ખોદકામથી મળેના અવશેષોથી મળે છે ત્યારે વૈદિક આર્યસંસ્કૃતિનુ જ્ઞાન એના સાહિત્યમાથી મળે છે વૈદિક આર્યોનુ મૂળ નિવાસસ્થાન કયા હતુ[3] એ ખૂબ વિવાદગ્રસ્ત પ્રશ્ન છે

૧ મેકકેનુ' છન્હુદરો એક્સકેવેશન્સ [૧૯૩૫–૩૬] ૧૯૪૩ પૃ ૬૫

૨ એન્શીઅન્ટ ઇન્ડીયા ૧૯૪૭ સ ૩ પૃ ૮૨

૩ આર્યો મૂળથીજ આ દેશના વતની છે એવો દેશના જૂના લોકોનો મત હતો અને હજી પણ કેટલાક પંડિતોનો છે એથી ઉલટો મત ઘણા પ્રાચ્યવિદોનો ઉપર કહ્યો તેમ છે પણ આર્યોનુ મૂળનિવાસસ્થાન કયું તે વિશે ઘણો મતભેદ છે લોકમાન્ય તિલકે આર્કટીક હોમ ઇન વેદઝમા ઉત્તર ધ્રુવની આસપાસના પ્રદેશને મૂળનિવાસ સ્થાન કહ્યું છે પણ એમના મતને ખાસ ટેકો મળ્યો નથી કેમ્બ્રીજ હીસ્ટરી ઓફ ઇન્ડીયા ગ્ર ૧ પૃ ૩મા કાર્પેથીઅન ઓસ્ટ્રીઆના આલ્પ્સ પર્વત વચ્ચેના પ્રદેશને આ માન આપ્યું છે.

ખરી વાત એ છે કે ઋગ્મંત્રોમાં અને તે પછીના પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાં ક્યાંય વૈદિક આર્યો આ દેશમાં બહારથી આવ્યા હતા એવો ઉલ્લેખ મળતો નથી. પણ સંસ્કૃત, ગ્રીક, ઈટાલો-કેલ્ટીક જર્મનીક, સ્લેવો બાલ્ટીક અને અવસ્તાની જૂની ઇરાની ભાષા વગેરેના તુલનાત્મક અભ્યાસથી ભાષાશાસ્ત્રી પ્રાચ્યવિદોને એવો તર્ક સૂઝયો છે કે આ સર્વભાષાભાષી લોકોના પૂર્વજો ઘણા જૂના કાળમાં ક્યાંક એક સ્થળે સાથે રહેતા હતા. અને તે વખતે ભાષા પેઠે જ તેઓના ધર્મ અને સંસ્કૃતિ સમાન હતાં. આ ભાષાના પુરાવાતે કેટલાક અતદ્વિદો ન સમજી શકે. પણ આ ભાષાશાસ્ત્રીઓનો છેલ્લો તર્ક હિંદીયુરોપીય ભાષા બોલનારા આર્યો એશિયા માઇનોર અથવા ઐશાન્ય વાયવ્યમાં કીરઘીઝમાં ઇ. સ. પૂર્વે ૨૫૦૦ માં કે તે પહેલાં રહેતા હતા એવો છે.

આ ભેગારહેતા આર્યોમાંથી પહેલાં જુદા પડયા ' હીટાઈટ ' ના પૂર્વજો. તેઓએ એશિયા માઇનરની જૂની વસ્તીને જીતીને ત્યાં રાજ્ય સ્થાપ્યું. અને પછી મૂળવતનીઓ સાથે ભળી ગયા. આ બનાવ ઈ-સ-પૂર્વે ૨૦૦૦ પહેલાં બન્યો હશે. પછી જે જૂદા પડયા તેઓ પૂર્વ તરફ વધારે આગળ ચાલ્યા અને 'મીનાની' 'કેસાઈટ' વગેરે રાજ્યો એશિયા માઇનરમાં સ્થાપ્યાં. આપણી ઇરાનીઓના પૂર્વજો અને વૈદિક આર્યોના પૂર્વજો જુદા પડયા. અને વૈદિક આર્યો ભારત દેશમાં પેઠા.

હવે વૈદિક સાહિત્યના પ્રાચીનતમ ભાગરૂપ ઋગ્વેદનાં સૂક્તો રચાવાનો આરંભ ક્યારે અને ક્યાં થયો એ પ્રશ્ન પૂરો ઉકેલાવો મુશ્કેલ છે. કેટલાકને મતે એશિયામાઇનરમાં જો કે ઋગ્વેદનાં કેટલાંક સૂક્તો રચાયાં હોવાનો સંભવ છે. પણ એ વખતની ભાષા જળવાઈ રહી નથી. એટલે હાલમાં જે ઋગ્મંત્રો મળે છે તે ક્યાં રચાયા છે તેનો નિર્ણય તો ઋગ્મંત્રોમાં જ આવતા નદીઓના ઉલ્લેખોથી ચોક્કસ થઇ શકે છે.

સિંધુસંસ્કૃતિનો આશ્રય જેમ સિન્ધુ નદી છે તેમજ વૈદિક આર્ય સંસ્કૃતિનો આશ્રય પણ મુખ્યત્વે સિન્ધુ નદી છે ઋગ્વેદના સૂક્તોમા પચીસેક નદીઓના નામો મળે છે તેમાથી બે કે ત્રણ સિવાય બીજી સઘળી નદીઓ સિન્ધુ સાથે સંબંધ ધરાવનારી છે પંજાબમા જે પાંચ નદીઓ જેલમ (વૈદિક નામ વિતસ્તા), ચીનાબ (વૈદિક અસિક્ની), રાવી (વૈદિક પરૂષ્ણી), બીયાસ (વૈદિક વિપાશા) અને સૌથી મોટી તથા છેક પૂર્વમા આવેલી સતલજ (વૈદિક શતુદ્રિ) વહે છે તે બધી એક જ પ્રવાહમા વહીને સિન્ધુને મળે છે આ પાચ નદીઓના ઋગ્વેદમા વારવાર નામ આવે છે વેદમા સાત નદીઓનો પ્રદેશ એમ કહેનારો સપ્ત સિન્ધુ શબ્દ વારવાર મળે છે[૧] અને અવસ્તામા હપ્તહિન્દુ શબ્દો છે આ સાત નદીઓમા પહેલા તો કાબુલ નદી, પાચ ઉપર ગણાવી તે પંજાબની નદીઓ અને સાતમી સિન્ધુ ગણાતી હોવાનો સંભવ મેક્ડોનલ માને છે[૨] અલબત્ત એ કહે છે તેમ પાછળથી કાબુલ (વૈદિક કુભા) નીકળી જઈને એને બદલે સરસ્વતી ગણાતી હશે સરસ્વતી ઋગ્વેદની પવિત્ર નદી છે રોથ જેવા વિદ્વાનના મતે સરસ્વતી સિન્ધુ નદીનુ જ પવિત્ર નામ છે પણ મેકડોનલ કહે છે કે કેટલાક મંત્રોમા તો સતલજ અને જમના વચ્ચે આવેલી નાની નદી જે પાછળા સમયમા દૃષદ્વતી (હાલની ચિતાગ) સાથે મળીને અંબાલાની દક્ષિણમા આવેલા અને સીમલાની દક્ષિણ તરફ સાકિ માઈલને છેટેથી શરૂ થતા બ્રહ્માવર્ત નામના પવિત્ર પ્રદેશની પૂર્વ તરફની સીમા બાંધે છે તે નદી માટે જ એ નામ વપરાયુ છે આ નાની નદી હવે રેતીમા અદૃશ્ય થઈ જાય છે પણ પહેલા સતલજને મળતી હતી એવુ અનુમાન છે આ સાત નદીઓના—પેશાવરથી કુરુક્ષેત્ર સુધીના પ્રદેશમા વૈદિક આર્યો

---

૧ જુઓ ઋ ૨-૧૨-૩ ૬-૧૨-૧૨ વગેરે

૨ જુઓ મેકડોનલનો સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ, નેર્ન્ મે પા. સ્વર્ગે કરેલું ગુ ભા પૃ ૬

મુખ્યત્વે વસતો હતા. જો કે કાબુલ નદી અને એની ઉત્તર તરફની સ્વાત (વૈદિક સુવાસ્તુ) અને દક્ષિણ તરફની ગોમલ (ગોમતી) સુધીની ખીણોમા પણ કેટલાક આર્યો પ્હેલાં વસતા હતા. છતાં વૈદિક આર્યોને તથા તેઓના દેશને પરદેશીઓએ તો સિન્ધુ નામ ઉપરથી—યુરોપીયનોએ ઇન્ડીઅન, ઇન્ડીઆ વગેરે તથા ઇરાનીઓએ હિન્દુ, હિન્દ જેવા નામ આપ્યા છે, જે હજી ચાલુ છે. આપણે પરદેશીઓએ આપેલા હિન્દ અને હિન્દુ નામ જ સ્વીકાર્યા છે. પછી ધીમે ધીમે પંજાબના પ્રદેશમાથી અંબાલા-કુરૂક્ષેત્ર તરફ વૈદિકો ઉતરી આવ્યા હોય એમ દેખાય છે.

સ્થળનો વિચાર કર્યો. હવે વેદના સમય ઉપર નજર નાખી લઈએ સામાન્ય રીતે ઋગ્વેદનો સમય ઇ. સ. પૂર્વે બીજી સહસ્રાબ્દીમાં મુકવામા કશુ જોખમ નથી. ઋગ્મંત્રોના રચના સમયની બાબતમા ઘણી ચર્ચા થઈ છે છતાં ઘણો મતભેદ જોવામાં આવે છે. અને કોઈ દિવસ ચોક્કસ નિર્ણય થાય એવો સંભવ નથી. કારણ કે નિશ્ચય કરવા માટે કાઇ સાધન જ નથી. આપણા પ્રાચીન વૈદિક મતાનુયાયી લોકો તો વેદને અપૌરુષેય અને અનાદિ માનતા હતા. જોકે જૂના કાળમાં જ બૌદ્ધોએ અને જૈનોએ આ માન્યતાનો વિરોધ કર્યો છે. અનાદિ તો જ્યાં માણસ જ નથી ત્યાં વેદ ક્યાંથી હોય? અને આ જમાનામાં અપૌરુષેયનો કાંઈપણ બુદ્ધિગ્રાહ્ય અર્થ થઈ શકે તો મંત્રદ્રષ્ટા ઋષિઓના હૃદયમાં ઇશ્વરી પ્રેરણા થઈને મંત્રો રચાયા હોય એવો થઈ શકે. અને એ રીતે મંત્રોનો કાળ પણ નક્કી થઈ શકે અને ઐતિહાસિક વિચાર કરનારા આધુનિક વેદાભ્યાસીઓમાંથી

ઋગ્મંત્રોની રચનાનો આરંભ ઈ. સ. પૂર્વે ૨૦૦૦ થી ૨૫૦૦ વચ્ચે વીન્ટરનીઝે મુક્યો છે.[1] મેસોપોટેમીઆમાં યુફ્રેટીસના કાંઠાના મીતાની વગેરેના અને હીટાઈટના રાજાઓની વચ્ચેના યુદ્ધ પછી થયેલી સંધિના ઈ. સ. પૂર્વે ૧૫૦૦ના બોગઝકેનીના બાબીલોનના અક્ષરોમાં લખાયેલા લેખમાં વૈદિક દેવો–ઇન્દ્ર, મિત્ર વરૂણ અને નાસત્ય (અશ્વિનો)નાં નામ છે. એ વેદના સમયની પ્રાચીનતમ સીમા માટે ઘણુ સૂચક છે.[2] લોકમાન્ય તિલક અને કેટલાક અ. દાસ જેવા અત્રત્ય વિદ્વાનો ઈ. સ. પૂર્વે ૬૦૦૦ કે તેથીં ઘણે દૂર વેદકાળને ખેચી જાય છે.[3] પણ વેદમંત્રો, બ્રાહ્મણો, ઉપનિષદો અને પ્રાચીન બૌદ્ધ ગ્રન્થો એ સર્વનુ ભાષા અને વિચારોની બાબતમાં સ્પષ્ટ સામ્ય અને સામ્ય ન હોય ત્યાં સામીપ્ય જોતાં વેદકાળને ભૂતકાળમાં બહુ દૂર લઈ જવાથી ઐતિહાસિક સાતત્યમાં ભંગ પડે છે, કારણ કે જૂનામાં જૂના ઉપનિષદોને પણ ઈ. સ. પૂર્વે ૮૦૦–૯૦૦ પહેલાં કોઈ મૂકતુ નથી. જૂના બૌદ્ધ ગ્રન્થોના વિચારો સાથેનું તેઓનું કેટલુંક ભૌગોલિક અને સાંસ્કારિક સામ્ય જોતાં મૂકી શકાય એમ નથી. નહિ તો મધ્યમાં સાંસ્કારિક શૂન્ય સ્થિતિ માનવી પડે છે. અને વેદો તો જે છે તે છે. પછી બે હજાર નહિ પણ દશ–વીશ હજાર વર્ષ જૂના વેદો છે એમ કહેવાથી શો વિશેષ સંતોષ થાય છે એ જ મને તો સમજાતુ નથી. વળી એટલા જૂના કાળમાં જગતમાં ક્યાંય આર્ય સંસ્કૃતિનું અસ્તિત્વ દેખાતુ નથી.

---

૧. મેક્સ મુલર–ચીપ્સ ૧–૧૯. વેબર–હીસ્ટરી ઑફ ઇન્ડીયન લીટરેચર પૃ. ૨. હૉગ–ઐતરેય બ્રાહ્મણનો ઉપોદ્ઘાત ૧–૪૭ વ્હીટની–ઓરીએન્ટલ એન્ડ લીંગ્વીસ્ટીક સ્ટડીઝ પૃ. ૨૧. કેગી–ધ ઋગ્વેદ પૃ. ૧૧, વીન્ટરનીઝ ગ્ર–૧ પૃ. ૩૧૦.

૨. કેમ્બ્રીજ હીસ્ટરી ઑફ ઇન્ડીઆ ગ્ર.–૧ પૃ. ૩૨૦, તથા વીન્ટરનીઝ. ગ્ર.–૧ પૃ. ૩૦૫–૩૦૬.

૩. તિલકનું ઓરાયન તથા આર્કટીક હોમ ઇન ધી વેદસ અને અ. દાસનું ઋગ્વેદિક કલ્ચર.

વેદોનો અર્થ કરવાની બાબતમાં પણ થોડો મતભેદ છે. આર્યસમાજના સ્થાપક મહર્ષિ દયાનંદ સરસ્વતી વેદમાંથી એકેશ્વરવાદ ખેંચી કાઢે છે. અને બીજી તરફથી વિદ્વાન યોગી અરવિંદ ઘોષ માનસિક શક્તિઓનાં પ્રતીક તરીકે વૈદિક દેવોને ગણે છે. તથા મંત્રોમાં અનેક પ્રકારનાં ધાર્મિક અને આધ્યાત્મિક રહસ્યો ભરેલાં છે, પણ આ આત્મજ્ઞાન તથા દેવોના જ્ઞાનને હેતુપૂર્વક ઋષિઓએ ગૂઢ રાખ્યું છે, એમ કહે છે. અલબત્ત એમને વેદનો એ અર્થ આંતર-અનુભૂતિથી મળ્યો છે એવી માન્યતા છે[1]

આર્યસમાજને માન્ય અથવા અરવિંદ ઘોષવાળો અર્થ અહીં નથી સ્વીકાર્યો. પણ નિરુક્તકાર યાસ્કે અને પછી વેદભાષ્યકાર સાયણાચાર્યે, વ્યાકરણ, નિઘંટુ તથા બ્રાહ્મણો, ઉપનિષદો વગેરેની પરંપરાના આધારે જે અર્થ કર્યો છે તથા સાયણથી ઘણી વાર જૂદો પડતો પણ અર્થ કરવાના એ જ ધોરણને અનુસરતો આધુનિક ભાષાશાસ્ત્રની તથા વેદોના મંત્રોના જ અભ્યાસની મદદથી રોથ, મેક્સમુલર આદિ આધુનિક પ્રાચ્યવિદોએ જે માન્ય રાખેલો છે તે વૈદિક વચનોમાંથી સાધારણ રીતે નીકળતો અર્થ અહીં સ્વીકાર્યો છે.

ઋગ્વેદિક લોકોની રહેણીકરણી[2]—વૈદિક લોકોમાં જો કે ખેતી સામાન્ય હતી. 'ખેતી કરવી' માટે કૃષ્ શબ્દ વૈદિક અને ઇરાની ભાષામાં સમાન છે. એટલે ખેતીને પ્રાચીનતર ગણવી જોઇએ. પણ ઋગ્વેદના સમયમાં ગાયો વગેરે પશુઓના ઉછેર જેટલું જ ખેતીના ઉદ્યોગનુ મહત્ત્વ વધી ગયું હતુ. અથર્વવેદનાં અમુક વચનો ઉપરથી ખેતીમાં વપરાતા હળના ફાળ ધાતુના હતા, એમ ઠરે છે. અને હળ વડે ચાસ પાડવામાં આવતા. હળને બળદ જોડાતા. ખેતીને

---

૧. આચાર્ય આનંદશંકર ધ્રુવ સ્મારક ગ્રંથ (૧૯૪૪) મા વેદનુ અર્થ-ઘટન નામનો શ્રી ત્રિભુવન હ્હાર (સુન્દરમ્)નો લેખ જુઓ. પૃ. ૨૮૩

૨. મેકડોનલનો સંસ્કૃત સાહિત્યનો ઈતિહાસ—ગુજરાતી ભાષાંતર. શ્રી. પા. દવેનુ, તેનો ઉપયોગ આ વર્ણન માટે કર્યો છે.

આજની પેઠે ચોમાસાનો જ મુખ્ય આધાર હતો એટલે વરસાદ માટેની પ્રાર્થનાએ સ્વાભાવિક છે પણ ખેતીને પાણી પાવા માટે નહેરા પણ ખોદવામા આવતી દાણા-જેને સામાન્ય રીતે યવ કહેતા છે—તૈયાર થતા દાતરડાથી કાપણી કરવામા આવતી, પછી તેના જુદા જુદા ઢગના કરવામા આવતા તેને ઝૂડવામા આવતા અને છેવટ ઝાટકીને સ્વચ્છ કરવામા આવતા

ઉપર પ્રમાણે ખેતી સામાન્ય હોવા છતા વૈદિક આર્યોએ શિકારને માનવ જાતિનો આદ્ય ધધો હજી જાળવી રાખ્યો હતો. શિકારી તીર કામઠા લઈને શિકાર પાછળ દોડતો પક્ષીઓને પકડવા માટે સાધારણ રીતે જમીન ઉપર જાળ પાથરવામા આવતી સિંહને જાળમા જ પકડવામા આવતા હરણને ખાડાઓમા ફસાવવામા આવતાં અને ડુક્કરોનો શિકાર કુતરાઓ વડે કરવામા આવતો. વૈદિક સમયના ખોરાકમા મુખ્ય પદાર્થ દૂધ હતો અનેક ગાયો પાળનારા અને જાતે તેને ચારનારા લોકો ગાયનુ દૂધ ખોરાકમા ખૂબ વાપરે એ સ્વાભાવિક છે દૂધ તરતનુ દોહેલુ-વારોષ્ણ પીવામા આવતુ અથવા રાધવામા ઉપયોગ કરીને કે સોમરસ સાથે મેળવીને લેવામાં આવતુ દૂધથી ઉતરતે દરજ્જે પણ મુખ્ય ખોરાક તરીકે જ ઘીનો ઉપયોગ થતો ઘી માણસોને તથા દેવોને અતિપ્રિય હતુ દેવોને ઘીનુ હવિ અપાતુ પછી ખેતીથી મેળવેલ અનાજને ઘટીમા દળીને દૂધ સાથે મેળવીને તેના રોટલા બનાવવામા આવતા આ ઉપરાંત જૂદી જૂદી જાતના શાકભાજી અને ફળોનો ઉપયોગ થતા વળી વૈદિક આર્યો નિરામિષાહારી ન હોતા, એ તો ચોક્કસ છે શિકારથી મારેલા પશુઓનુ માસ ખોરાકમા વપરાતુ વળી હમેશા નહિ તો ઉત્સવના દિવસોમા તો પશુઓનુ બલિદાન આપી તેનુ માસ વપરાતુ દેવતાઓને પશુનુ બલિદાન વધારે પ્રમાણમા અપાતુ, અર્થાત્ ખોરાકમા પણ એનો ઉપયોગ વધારે થતો પૂજ્ય મહેમાન આવે ત્યારે એને ગોમાસ આપવુ જોઈએ એવો રિવાજ હતો છતા સગર્ભા

'અઘ્ન્યા' એટલે ન મારવા યોગ્ય કહેલી છે. મતલબ કે ગાયની પવિત્રતાની માન્યતાનો આરંભ ઋગ્વેદ કાળમાં જ થયો છે. અશ્વમેધ યજ્ઞો ઓછા પ્રમાણમાં થતા. એટલે અશ્વનું માંસ પણ ઓછા પ્રમાણમાં વપરાતુ. માંસને લોઢાના સળીઆ ઉપર શેકવામાં આવતું અથવા વાસણોમાં રાંધવામાં આવતુ.

આ માંસ ભક્ષણના રિવાજ ઉપર તથા પશુહિંસાવાળા યજ્ઞો ઉપર આ જમાનામાં એક તરફથી ઐતિહાસિક દૃષ્ટિ વગરના પ્રાચીનતાભકતો એવાં સૂચનો વાળા વૈદિક મંત્રોના શબ્દોને મરડી મચડીને જુદો અર્થ કાઢવાનો પ્રયત્ન કરે છે. ત્યારે કેટલાક માંસ ભક્ષણ અને હિંસાપ્રધાન યજ્ઞોના કારણથી આર્ય સંસ્કૃતિને નિન્દે છે. પણ ઐતિહાસિક દૃષ્ટિથી જોનાર માટે તો વૈદિક સમયમાં આ બેય દોષો હતા, એમ કબુલ કર્યા સિવાય છૂટકો નથી. પ્રાચીનોએ એ સ્થિતિનો સ્વીકાર કર્યો જ છે. મનુ સ્પષ્ટ કહે છે કે "માંસ ખાવામાં, મદ્ય પીવામાં કે મૈથુનમાં દોષ નથી. આ પ્રાણીઓની સ્વાભાવિક પ્રવૃત્તિ છે. પણ એનો ત્યાગ મહાફળ આપનાર છે."[૧] આ મનુવચનમાં ધાર્મિક તાત્પર્ય સ્પષ્ટ કહેલું છે. અને પ્રાચીન ઇતિહાસમાંથી પણ વૈદિક સમયમાં હજી માંસભક્ષણ વગેરે સ્વાભાવિક પ્રવૃત્તિ ચાલુ હતી અને પછીના કાળમાં ઔપનિષદ અધ્યાત્મવાદના અને બુદ્ધ મહાવીરના દયાધર્મના બળથી[૧] માંસભક્ષણ અને યાજ્ઞિક હિંસાને ધાર્મિક લોકોએ છોડી દીધાં.

માંસ ભક્ષણ સાથે મનુએ ઉલ્લેખેલ મદ્ય વિષે પણ કહેવાનું કે ઋગ્વેદકાલીન લોકો ઓછામાં ઓછા બે જાતના માદક પદાર્થોથી જાણીતા હતા. એમાંનો સોમ વધારે અગત્યનો પદાર્થ હતો.

૧. મનુસ્મૃતિ અ. ૫ શ્લો. ૫૬ ભાગવતમાં પણ આને મળતું વચન છે.

૧. જયદેવ કવિની निन्दसि यज्ञविधेरहह श्रुतिजातं सदयहृदयदर्शित-पशुपातम्। વગેરે બુદ્ધાવતાર સ્તુતિ જુઓ

अपाम सोममृता अभूम । કેવો ચમત્કાર ! પણ યજ્ઞ, ઉત્સવ આદિ અગત્યના પ્રસંગોએ જ એનો ઉપયોગ કરવામાં આવતો. વળી આર્યલોકો પર્વતો આગળથી જેમ જેમ દૂર જતા ગયા તેમ તેમ સાચી સોમવલ્લી મેળવવાનું મુસ્કેલ થતું ગયું. આ સોમરસ ઉપરાંત સાધારણ રીતે જે માદક પદાર્થ વપરાતો તેને સુરા કહેતા. અવસ્તામાં સુરાને હુરા કહેલ છે. કોઈક અનાજમાંથી સુરા બનાવવામાં આવતી.

સુરાપાન સાથે જ જુગારનો દુર્ગુણ વૈદિક સમયમાં સામાન્ય હતો. સુરા પેઠે જ જુગારના પાસાથી માણસ મત્ત બની જતો અને પરિણામે ઘરનો કે બ્હારનો ન હોતો રહેતો.[1] એક વૈદિક કવિ પાપનાં કારણ તરીકે ક્રોધ, જુગાર અને સુરાને ગણાવે છે. ત્યારે બીજો કવિ સુરાથી મત્ત થયેલા માણસો દેવતાઓની નિન્દા કરે છે એમ કહે છે. વા. સંહિતામાં સુરાકાર–દારૂ બનાવનારનો ઉલ્લેખ છે. મતલબ કે દારૂ બનાવવાનો સ્વતંત્ર ધંધો એ કાળે હશે.

ગુન્હાઓમાં લુંટ કરવાનો ગુન્હો ઘણો સાધારણ જણાય છે. પશુઓને વારંવાર ચોરી જવામાં આવતાં. ચોરો અને લુંટારાઓ વિશે ઋગ્વેદમાં ઘણે સ્થળે સૂચન છે. ઘરમાં, ઘરબ્હાર, અને મુસાફરીમાં રક્ષણ કરવા માટે દેવતાઓની પ્રાર્થના વારંવાર કરવામાં આવી છે. ગુન્હેગારો જ્યારે પકડાતા ત્યારે તેઓને દોરડાં વડે બાંધવાની શિક્ષા કરવામાં આવતી.

કરજ ઘણીવાર કરવામાં આવતું. ખાસ કરીને દ્યૂતમાંથી ઘણી વાર દેવું થતું. દેવું હપ્તાથી ચુકવવાનું ધોરણ હતું. વ્યભિચાર અને બળાત્કારના ગુન્હાઓને ઘણા ગંભીર ગણવામાં આવતા. અને, લગ્નના પવિત્ર સંબંધ સિવાય બીજી રીતે થયેલી સંતતિને છુપી રાખવાની જરૂર પડતી. ટુંકામાં ઋગ્વેદના સમયમાં જ નૈતિક સંસ્કાર નો ચોક્કસ ઉદય થઈ ગયો હતો.

૧ જુગારીની સ્થિતિના સચોટ વર્ણન માટે જુઓ ઋ. ૧૦—૩૪

પહેરવેષ સંબંધી વૈદિક વચનો[1] જોતાં એક વસ્ત્ર શરીરના નીચલા ભાગ માટે અને બીજું ઉપલા ભાગ માટે એમ બે વપરાતાં. ત્રીજું વસ્ત્ર ચાદર પેઠે ઓઢાતુ હશે. કપડાં માટેના વસ્ત્ર, વસન, અને વાસ ત્રણે શબ્દો ઋગ્વેદમાં મળે છે. વળી સારાં કપડાંનો શોખ સાધારણ હતો. [ सुवासा: ]. ટુકામાં કાંતવાનો અને વણવાનો બેય ધંધા પ્રચલિત હતા. કપડાને સોનેરી કે બીજી કોર પણ મુકાતી. કપડાંને રંગવાનો રિવાજ પણ હતો. શીવેલા કપડાનો પણ ઉલ્લેખ મળે છે. જો કે મોટે ભાગે વગર શીવેલાં ઓઢીને કે ગાઠ વાળીને પહેરાતાં હશે. માથે પાઘડીનો ઉલ્લેખ ઋગ્વેદમા નથી. પણ અથર્વવેદમાં છે. સૂતર અને ઉન બેયનાં કપડાં બનતાં.

ગળામાં માળા, કાંડે વલય, કોણીએ કડાં, કાનમાં કુંડલ વગેરે ઘરેણાં વૈદિક આર્યોમાં વપરાતાં. વળી વાળમાં તેલ નાખવામાં આવતું, અને તેને ઓળવામાં આવતા. અથર્વવેદમાં દાંતાવાળી કાંસકીનો પણ ઉલ્લેખ છે. વળી વાળને મજબુત કરવાના તથા ન ઉગતા હોય તો ઉગાડવાના તથા વધારવાના ઉપાયો પણ અથર્વવેદમાં કહ્યા છે. સ્ત્રીઓ પોતાના વાળને ગુંથતી. અને પુરૂષો પોતાના વાળને વીંટીને જુદી જુદી રીતે બાંધતા. વસિષ્ઠકુળના માણસો માથાની જમણી બાજુએ ચોટલો બાંધતા. સાધારણ રીતે પુરૂષો દાઢીમૂછ રાખતા. પણ કેટલાક દાઢી કઢાવી નાખતા. દાઢી કાઢવાના વપનવિધિનું તથા અસ્ત્રા જેવા હજામતના હથિયારનું વર્ણન મળે છે.[2] અથર્વવેદમાં હજામત માટે ઉનું પાણી વપરાતું હોવાનું પણ સૂચન મળે છે. કૌટુમ્બિક સંબંધોનો ઋગ્વેદ સમયમાં સારી રીતે વિકાસ થયો હતો. વહુનો ભાઈ, વરનોભાઈ, અને વરની બહેન માટે જે સમાજમાં જુદા

---

૧ જુઓ ભારતીય વિદ્યા ગ્ર. ૧ ભા. ૧ મા પ્રાચીનતમ ભારતીય હિંદી પહેરવેશ નામનો ડૉ. મોતીચન્દ્રનો લેખ.

૨ જુઓ મારો 'પ્રાચીન સમયમા ક્ષૌર કર્મ નો રિવાજ ' એ લેખ, ઐતિહાસિક સંશોધન પૃ. ૫૨૬

શબ્દો હતા તે સમાજમાં કુટુમ્બની પ્રતિષ્ઠા સારી હોવી જોઈએ, એ નિઃશંક છે. પિતા ઘરનો મુરબ્બી ગણાતો. તેને ગૃહપતિ કહે છે. જે પુરૂષ પરણવા ઈચ્છતો હોય તે કોઈ મિત્ર દ્વારા કન્યાના પિતા પાસે કન્યાનુ માગુ કરતો. કન્યાની મરજી પણ પૂછવામાં આવતી. લગ્નની ક્રિયા પણ કન્યાના માબાપને ત્યાં કરવામાં આવતી. વરરાજા અને તેનાં સગા જાન લઇને વરરાજાને ફુલથી શણગારેલા બળદ જોડેલા રથમા બેસારીને કન્યાના માબાપને ત્યાં જતાં. ત્યાં વરરાજા અને તેના સગાંઓનો અર્ઘ્ય, મધુપર્ક વગેરેથી સત્કાર કરવામાં આવતો. પછી વરરાજા કન્યાનો હાથ ઝાલીને અગ્નિની આસપાસ ફેરા ફરતો. ઋગ્વેદમા વપરાયેલા અને વિવાહવિધિમા[1] હજી સુધી વપરાતા મત્રમાં પત્નીનો હાથ પકડીને પતિ કહે છે કે "સૌભાગ્ય માટે હું તારો હાથ ગ્રહણ કરૂ છુ. મારી પત્ની તરીકે મારી સાથે રહીને તુ ઘરડી થા. ભગ, અર્યમા, સવિતા અને પુરંધિ એ દેવોએ મને ઘરધણીયાણી તરીકે રહેવા માટે તને આપી છે." એ પછી વરવધૂને આશીર્વાદ અપાય છે કે "અહી જ રહેજો તમે જુદા પડશો નહિ. તમારાં ઘરમાં છોકરાંઓ અને છોકરાંના છોકરાંઓ સાથે રમતાં તમે આનન્દમાં રહેજો." છેવટ પતિ પોતાની પત્નીને કહે છે કે "બધા દેવો અને પાણી આપણા હૃદયને સયુક્ત રાખે. માતારિશ્વા ધાતા અને દેષ્ટ્રી એ સર્વ આપણી એકતા કરે." છેલ્લા અને એ પ્રકારના બીજા કોઈ કોઈ મત્રો લગ્ન સાથે પ્રેમની ભાવનાનો યોગ ઋગ્વેદ કાળમાં હોવાના સૂચક છે. વળી કન્યાની ઉમર સમજણી હોવાનુ અનુમાન થાય છે. લગ્નવિધિ પતી ગયા પછી રાતાં પુષ્પોથી શણગારેલા રથમાં પત્ની સાથે બેસીને વર ઘેર જતો. વિવાહવિધિમા છેલ્લા ત્રણ હજાર વર્ષોમાં ઝાઝો ફેર થયો નથી, એ દેખીતુ છે.

1 વિવાહવિધિ માટે ઋગ્વેદનું વિવાહ સૂક્ત [ મ ૧૦ સૂ. ૮૫ ] ખાસ જોવા જેવું છે, વર્તમાન વિવાહવિધિના સંયોજન રૂપવિશે જૂઓ મારો વિવાહ પદ્ધતિ લેખ. ( એ સ પૃ ૪૩૧ )

બાળકો પેઠે સ્ત્રીને પણ ઘરધણીની—પોતાના પતિની ઈચ્છાને ઋગ્વેદકાળમાં આધીન રહેવું પડતું. છતાં બ્રાહ્મણોના સમય કરતાં ઋગ્વેદસમયમાં સ્ત્રીની પદવી વધારે ઉંચી હતી. યજ્ઞ કરવામાં સ્ત્રી પણ પોતાના પતિ સાથે ભાગ લેતી. ગૃહપત્ની—ઘરધણીઆણિનો ઘર અને નોકર ચાકર ઉપર તથા અવિવાહિત ભાઈ બ્હેનો ઉપર અધિકાર રહેતો. વળી દરેક છોકરીએ પરણવું જ જોઈએ એ પાછલા કાળની સ્થિતિ હજી શરૂ નહોતી થઈ. અવિવાહિત રહેલી તથા પિતાને ઘેર મોટી થતી કન્યાઓ વિશે એક કરતાં વધારે સૂચનો ઋગ્વેદમાં મળે છે. છતાં પુરૂષસંતાન ઉપર વંશ ટકી રહેવાનો આધાર હોવાથી પુત્ર પ્રાપ્તિ માટે ઋગ્વેદમાં વારંવાર પ્રાર્થનાઓ કરવામાં આવી છે. લગ્નસમયે પતિ પોતાની પત્ની વીર પુત્રોની જનેતા થાય એવી પ્રાર્થના કરે છે. કોઈ પણ સ્થળે કન્યા આપવાની પ્રાર્થના નથી. અને અથર્વવેદમાં કન્યાનો જન્મ ન થાય એવી પ્રાર્થના મળે છે. ઐતરેય બ્રાહ્મણમાં 'કન્યાના પિતા થવું' એને એક દુઃખ કહેલું છે. આ કુસંસ્કાર પણ વર્તમાનકાળ સુધી ચાલ્યો આવે છે.

સ્ત્રીહૃદય વિશ્વાસ કરવા યોગ્ય નથી એ પાછલા કાળની સ્ત્રી નિન્દા ઋગ્વેદનાં એકાદ વચનમાં મળે છે તો બીજી તરફથી એક ઋગ્મંત્ર દ્રષ્ટા કહે છે કે "દેવને ન માનનારા અને કંજુસ પુરુષો કરતાં ઘણી સ્ત્રીઓ સારી હોય છે." મરણ સંબંધી સૂક્ત (મં. ૧૦ ૧૮) માં મરનારની વિધવાને ચિતા ઉપરથી ઉઠી જવાનું અને નવા પતિને પરણવાનું કહેવામાં આવ્યું છે. આ ઉપરથી તથા અથર્વવેદનાં બીજાં તેને મળતાં (૧૮–૩–૧) વચનમાં મરેલા પતિને પડખે તેની સ્ત્રીએ સૂવું, એને 'પુરાણો ધર્મ' કહેલ છે. વળી હીંદી આર્યોના પૂર્વજો અને યુરોપીય આર્યોના પૂર્વજો સાથે રહેતા તે વખતે સતી થવાનો રિવાજ હોવાના પુરાવા ઉપરથી સતી પ્રથાનો ઈતિહાસ ટુંકામાં એવો દેખાય છે[1] કે વેદકાળ પહેલાંના આર્યોમાં સતી થવાનો

[1] સતી પ્રથાની સવિસ્તર ચર્ચા માટે જુઓ, મારો સતીપ્રથાનો ટોંક ઈતિહાસ ( ઐતિહાસિક સંશોધન પૃ. ૪૩૬ )

રિવાજ હતો. પછી વેદકાળમાં નીકળી ગયો. પછી ઈ. સ. ના આરંભની આસપાસમાં પાછો શરૂ થયો તે લોર્ડ વીલીયમ બેન્ટીકે ઈ. સ. ૧૮૨૯ માં બંધ કર્યો.

અલબત્ત, ક્ષત્રિયોમાં સતી થવાનો રિવાજ વધારે, પણ બ્રાહ્મણો માંયે ખરો. ઉપર કહેલા ઋગ્વેદસૂક્તના વચન ઉપરથી વિધવાને પુનર્વિવાહની છૂટ હોય એમ પણ દેખાય છે.

આ સાથે જ અન્ત્યેષ્ટિ સંસ્કારનો વિધિ જોઈએ. ઋગ્વેદનાં, મૃત્યુ સાથે થોડા ઘણા સંબંધવાળાં (મંડલ ૧૦ નાં) સૂક્તો જોતાં વેદના સમયના આર્યોમાં દાટવાનો તથા બાળવાનો બેય રિવાજ હતા એમ દેખાય છે. દાટવાનો રિવાજ પ્રાચીનતર હશે. પણ પછી વેદકાળમા બાળવાનો રિવાજ સામાન્ય થતો જતો હોય એમ દેખાય છે. શબને બાળતી વખતે એક બકરાનુ બલિદાન આપવામાં આવતુ. વળી શબ સાથે એનાં વસ્ત્રો, ધનુષ્ય વગેરે લઈ જવામાં આવતાં. પછી ધનુષ્યને પાછળ રહેનારને કીર્તિ અને બળ પ્રાપ્ત થાય માટે પાછુ લઈ જતા.

ઋગ્વેદના સમયની આર્યજાતિના લોકો તૃત્સુઓ, ભરતો પુરૂઓ, યદુઓ, તુર્વસુ, દ્રુહ્યુ, વગેરે જુદીજુદી ટોળીઓમાં વહેંચાઈ ગયા હતા. જો કે સર્વનું એક જ લોહી, સર્વની એકજ ભાષા અને સર્વનો એકજ ધર્મ છે એવું તેઓ સમજતા હતા. પણ એક પ્રજા તરીકે કોઈ જાતનું તેઓનું બંધારણ હજુ થયુ નહોતુ. કેટલીક વાર તેઓ એકબીજા સાથે જોડાઇ જતા ત્યારે ઘણીવાર અંદરઅંદર લડયા વગર રહેતા નહિ. આર્યોના નાના સમૂહો (विश्) મળીને ટોળી (जन) થતી. આવાં પાંચ ટોળાં (पञ्च जन) નો નિર્દેશ વારંવાર કરેલો છે. આર્યો મોટે ભાગે નાનાં ગામડાંઓમાં રહેતા. ગામડાંનાં મકાનો લાકડાનાં જ બાંધવામાં આવતાં. શત્રુઓના અથવા અથવા પાણીના ધસારા સામે ટકી રહેવા માટે ઉંચા પ્રદેશ ઉપર ચોપાસ

બંધ કરેલા કિલ્લાઓ બાંધવામાં આવતા, જેને પુર કહેતા. પુર એટલે શહેર નહિ. મુસાફરી બળદ જોડેલા ગાડામાં, ઘોડા ઉપર બેસીને કે ઘોડા જોડેલ રથમા કરવામા આવતી. નદીઓ નાનાં હોડકામાં ( નાવ : ) બેસીને ઉતરતા.

ઉપર કહેલાં આર્યોનાં જુદાં જુદાં ટોળાંઓની લડાઈમાં સરદારી લેવા માટે તથા શાન્તિના સમયમાં પ્રજાનુ રક્ષણ કરવા માટે ટોળાંના મુખીને રાજાની પદવી ઋગ્વેદકાળમાં મળી ચુકી હતી. રાજાની પદવી ઘણું ખરૂ વંશપરંપરામાં ઉતરતી. છતાં તેની સત્તા નિરંકુશ ન હતી. પણ સમિતિ નામની પ્રજાના અગ્રણીઓની એક સભા બનાવવામાં આવતી; જેનો રાજાની સત્તા ઉપર અંકુશ રહેતો. અલબત આ સમિતિના બંધારણ વિષે કશી માહિતી મળતી નથી. રાજા તરફથી મળતા રક્ષણના બદલામાં પ્રજા એની આજ્ઞામાં રહેતી, અને રાજાને નિર્વાહ માટે ભેટો આપતી. અલબત્ત આવી ભેટો ખુશીથી અપાતી.

ઉપર કહેલી આર્યોની જુદી જુદી ટોળીઓમાં જેમ રાજાઓ હતા તેમ કવિઓ પણ હતા. તેઓ પુરોહિત કહેવાતા. તેઓ રાજાઓ સાથે રહેતા અને રાજાઓનાં કાર્યોની પ્રશંસા કરતા, દેવતાઓની સ્તુતિઓ બોલતા અને દેવતાઓ માટે યજ્ઞો કરતા. પોતાની સ્તુતિઓ વડે પોતાના રાજાને વિજયો મળે છે એવો દાવો તેઓ કરતા અને રાજાઓ તરફથી પુરોહિતોને સુવર્ણ, ગાયો, રથો, ઘોડાઓ, વસ્ત્રો વગેરેનાં ભારે દાનો આપવામાં આવતાં. આર્યોનાં અંદરઅંદરનાં યુદ્ધોમાં તૃત્સુઓના રાજા સુદાસને તેની સામે એકઠા મળેલા દશ રાજાઓ સાથે થયેલુ દાશરાજ્ઞ યુદ્ધ ઐતિહાસિક મહત્ત્વનું છે.[1]

અંદરઅંદરની લડાઈઓ ઉપરાંત આર્યોને અનાર્યો સાથે ઘણી વાર લડવું પડતું. ઈરાનીઓ તો એ વખતે પંજાબમાંથી ઈરાન તરફ ચાલ્યા ગયા હતા અને ઈ.સ. પૂર્વે બીજી સહસ્રાબ્દીમાં જ દ્રાવિડો આખા ખંડમાં પ્રસરી ગયા હતા, અને તેઓએ પોતાની વિશિષ્ટ

૧ જુઓ ઋ. મં. ૭ સૂ. ૮૩

સંસ્કૃતિ ઉત્પન્ન કરી હતી. હવે વૈદિક આર્યોને જે મૂળ વતનીઓ–દસ્યુઓ અથવા દાસો સાથે વારવાર ઝઘડાઓ થતા તે અનાર્યો કોણ હતા? તેઓ દ્રાવિડ જાતિના હતા એવો કીથનો મત છે.[1] એ ગમે તેમ હો પણ આ દાસોને વૈદિકો નાક વગરના અનાસ કહે છે. તથા અનાર્ય અને કૃષ્ણવર્ણ–કાળારંગના કહે છે.[2] આ અનાર્યો જ્યારે હારી જાય ત્યારે જેઓ નાસીને પર્વતોમાં ન ભરાઈ જાય તેઓને આર્યોના દાસ–ગુલામ બનવુ પડતુ. એક કવિને રાજા તરફથી સો ગધેડાઓ, સો ઘેટાંઓ અને સો દાસ લોકોનુ દાન મળ્યાની ઋગ્વેદમાં વાત છે, એ ઉપરથી દાસોની ગણતરી કેવી હતી એ સમજાય છે.

આર્યોની અંદરઅંદરની તથા દસ્યુઓ સાથેની લડાઈઓ ઘોડા જોડેલા રથોમાં બેસીને, પગપાળા, કે ઘોડાઓ ઉપર સ્વારી કરીને તીરકામઠાથી કે પરશુ જેવાં હથિયારોથી લડાતી. લડવૈયાઓ બખ્તર અને ટોપ પહેરતા. ધાતુઓમાં સુવર્ણ ઉપરાંત અયમ્ એટલે મુખ્યત્વે તાંબુ વધારે વપરાતુ હોવાનો સંભવ છે.

ગાય, ઘોડા, ગધેડાં, કૂતરાં, બકરાં અને ઘેટાં એ સામાન્ય ગૃહપશુઓ ઉપરાંત હાથી, સર્પ, સિંહ, વરૂ (વૃક), વરાહ, વાંદરો, રીંછ જેવા જંગલી પ્રાણીઓથી આર્યો પરિચિત હતા. પક્ષીઓમા હંસ, ક્રૌંચ, ચક્રવાક, મયૂર, પોપટ જેવા પરિચિત હતા વનસ્પતિમાં પીપળો (अश्वत्थ) વૈદિક આર્યોને ઘણો પ્રિય છે વડ જેવા ઘટાદાર વૃક્ષનુ ઋગ્વેદમાં નામ જ નથી, એ આશ્ચર્ય છે.[3]

વૈદિક કાળમા આર્યોનો ઘણો સમય સ્વાભાવિક રીતે લડવામાં જતો હશે. પણ શાંતિકાળેય ઠીક રહેતો હશે. અને એ કાળના ધંધા-

---

૧ કેમ્બ્રીજ હીસ્ટરી ઑફ ઈન્ડીઆ ગ્ર. ૧ પૃ ૮૫

૨ વર્ણવ્યવસ્થાનો વિચાર જુદા વ્યાખ્યાનમા કર્યો છે

૩ વૈદિક સમયના વનસ્પતિજ્ઞાન માટે જુઓ મારો આયુર્વેદનો ઇતિહાસ પૃ. ૨૩ તથા આયુર્વેદ વિજ્ઞાન કાર્તિક ૧૯૭૮ વૈદિક કાળના આયુર્વેદ જ્ઞાનનો વિચાર જુદા વ્યાખ્યાનમા કર્યો છે.

ઓમાં ખેતી, કાંતણુ અને વણાટ જેવા મોટા ધંધાઓ સાથે સુતાર સોની, લુહાર વગેરે કારીગરોના ધંધાઓનો સારો પ્રચાર હતો. સૂક્તો અર્થાત્ કાવ્યો રચવાની કુશળતાને રથ બનાવવાની કુશળતા સાથે ઘણીવાર સરખાવવામાં આવી છે. જુદા જુદા ધંધાઓ માણસો કમાવા માટે કરે છે એ વસ્તુ એક ઉર્મિકાવ્ય (લીરીક) રૂપ સૂક્ત (મં. ૯ સૂ. ૧૧૨) માં સરસ રીતે કહી છે. એક ઋષિ કહે છે :—

"આપણાં કાર્યો વિવિધ છે. લોકોના રસ્તાઓ પણ જુદા જુદા હોય છે. સુતાર સમારકામની તક શોધે છે, વૈદ્ય રોગને શોધે છે. જ્યારે ઋત્વિજ સોમપાન માટે સમિધ વડે વેદીમાં અગ્નિ પ્રદીપ્ત કરવા ઇચ્છે છે અને કારીગર પૈસાવાળા માણસને શોધે છે. હું કવિ છું, બાપા વૈદ્ય છે, માડી દળણાં દળે છે. (મતલબ કે) ગાયની પાછળ પાછળ ફરતા હોઇએ તેમ પૈસાની ઇચ્છાથી જુદાં જુદાં કામની પાછળ આપણે સૌ પડયા છીએ."

મનુષ્યના જીવનવ્યવહારમાં આર્થિકબળનો આબેહુબ ખ્યાલ આપતું આ વૈદિક સૂક્ત ઘણું સૂચક છે.

આ રીતે વૈદિક આર્યો મોટે ભાગે અર્થ પરાયણ થઇને ધંધામાં રચ્યાપચ્યા રહેતા હશે, એ વાત સાચી છે. પણ તેઓ મોજશોખથી વેગળા હતા એમ માનવાનું કારણ નથી. મદ્ય, ઘૃત વગેરેની વાત ઉપર આવી ગઇ છે. પછીરથોની શરતો જેવી રમતગમતો પણ પ્રચલિત હતી. આનંદ મેળવવાનાં સાધન તરીકે નૃત્યનો પણ પ્રચાર હતો. એક ઋગ્વચનમાં (મં. ૧૦ સૂ. ૧૨)માં નાચનારા માણસોથી ઉડતી હોય કોય તેમ પુષ્કળ ધૂળ ઉડતી હતી એમ કહેલું છે. એ ઉપરથી ખુલ્લા મેદાનમાં નૃત્ય કરવામાં આવતું હશે એમ લાગે છે.

વળી ઋગ્વેદકાળમાં જ દુન્દુભિ, વીણા અને વેણુ જેવાં વાદિત્રોથી લોકો જાણીતા હતા. એક કવિ કહે છે કે જ્યાં પિતૃલોકનો વાસ છે તે યમ લોકમાં પણ વેણુનો અવાજ સંભળાય છે. અને જો

કે સામગાન કેવું હશે તે સમજાતું નથી પણ ગાન કલા કાંઈક ત્યારે ખીલી હતી એ ચોક્કસ.

આ રીતે ધંધામાં તથા મોજશોખમાં પહેલાં લોકોને સાદી શીખામણ આપનારા વચનો પણ ઋગ્વેદમાં મળે છે. એક દાનસ્તુતિમાં (મં. ૧૦ સૂ. ૧૧૭) કહ્યું છે કે 'દેવોએ' ભૂખને જ મોતનું સાધન કર્યું નથી. ખાનાર પામે પણ મૃત્યુ આવે છે. આપનારનું ધન ઓછું નહિ થાય. નહિ આપનારો દયા કરનારને મેળવતો નથી. જેનામાં શક્તિ હોય તેણે ગરીબને દાન આપવું જોઈએ અને ભવિષ્યના લાંબા માર્ગ તરફ જોવું જોઈએ. રથનાં બે ચક્રો જેમ ફર્યા કરે છે તેમ લક્ષ્મી એકથી બીજા માણસ પાસે જાય છે. જ્યારે હળવડે ખેતી કરવામાં આવે છે ત્યારે અનાજ પાકે છે જે માણસ ચાલે છે તે રસ્તો કાપે છે ન બોલનાર કરતાં સ્તુતિ બોલનાર બ્રાહ્મણ સારો છે. દાન કરનાર દાન ન કરનારથી ચઢી જાય છે અન્નવાન હોઈ જે દુર્બલ, દુ:ખી થયેલા, અન્ન માગવા અર્થે પાસે આવનારને માટે મનને કઠણ કરે છે તે દયા કરનારને મેળવતો નથી.

ઋગ્વેદના કાવ્યોનો મોટો ભાગ ધર્મવિષયક છે અને એ ઋષિઓનાં ચિત્તનો ધાર્મિક આવિર્ભાવ ભિન્ન ભિન્ન દેવોની સ્તુતિ રૂપે થયો છે. ખરી રીતે ઋગ્વેદ દેવતાઓની સ્તુતિઓનો સંગ્રહ છે. ઋગ્વેદના એ સૂક્તોમાં દેવોનાં પરાક્રમોની, તેઓના મહત્ત્વની અથવા તેઓની દયાબુદ્ધિની પ્રશંસા કરવામાં આવી છે. અથવા તો પશુ, પ્રજા, સુખ સંપત્તિ, દીર્ઘાયુષ્ય, વિજય વગેરેની નમ્રતાથી માગણી કરવામાં આવી છે યજ્ઞમાં સોમના અથવા ઘીના હોમ સાથે ઉચ્ચારવા માટે કવિ ઋષિઓએ કુશળતાથી બનાવેલી ઋગ્વેદના સૂક્તરૂપ કવિતાઓ છે. એ સમયના યજ્ઞનો વિધિ બ્રાહ્મણ સમયના વિધિ કરતાં નિ:સંશય સાદો હતો. આ સાદા યજ્ઞો કરવા, અને એ વખતે અગ્નિ, સોમ, ઈન્દ્ર, સૂર્ય, મરૂત, દ્યૌ, ઉષા, વરૂણ વગેરે વૈદિક દેવોનાં સ્તોત્રો જૂનાં કે નવાં રચીને બોલવાં એ ઋગ્વેદકાળનો ધર્મ.

આ દેવો એટલે કુદરતી શક્તિઓ અથવા દેખાવો વિશે કરેલી દેવત્વની કલ્પના, એ હકીકત ધ્યાનમાં લેવા છતાં પણ એ સ્તુતિ-ઓનું અંતર્ગત ધાર્મિકત્વ લુપ્ત થતું નથી. અને કુદરતના દેખાવોનું વર્ણન હોવાથી એમાં રમણીયતા આવી શકે છે. એ રીતે ઋગ્વેદનાં ઘણાં સૂક્તોમાં વારંવાર એને એ જ પુનરૂક્તિ વગેરે દોષો હોવા છતાં પુષ્કળ કાવ્યગુણ છે. અને કેટલાકમાં તો ઉંચા પ્રકારનો છે. અને તેનું એ કવિઓને ભાન છે. અર્થાત્ પોતાની રચનાને તેઓ• કાવ્યકૃતિ ગણે છે. દાખલા તરીકે એક ઋષિ પોતાની પ્રાર્થનાઓને• સુન્દર અને સુઘટિત વસ્ત્ર સાથે સરખાવે છે. બીજો પતિને મળવા સજ્જ થયેલી સ્ત્રી સાથે સરખાવે છે: એક સ્થળે કહ્યું છે કે "કવિઓ પોતાનાં જ્ઞાન તથા શક્તિ પ્રમાણે દેવતાઓની સ્તુતિ કરે છે." (૬-૨૧-૬) અને, 'પોતાના હૃદયના ઊભરાઓને બ્હાર કાઢે છે." (૧૦-૩૯-૧૫)

વૈદિક દેવ શબ્દ હિંદીયુરોપીય છે. અને તે સમયમાંથી દેવસ્ (લેટીન ડ્યુસ) શબ્દ સાથે દેવમાં પિતૃત્વની ભાવના ઉતરી આવી છે. વૈદિક "દ્યૌષ્પિતા" ગ્રીક 'ઝ્યુસ પેટર' લેટીન જ્યુપિટર એકાર્થવાચક છે. ગ્રીક દેવો અને વૈદિક દેવો વચ્ચે ઘણું મળતાપણું છે. આકાશ.અને પૃથ્વીની પ્રથમ માબાપ તરીકે કલ્પના આખા જગતમાં પ્રાચીન કાળથી વ્યાપક છે[1] તેમજ દેવોની પ્રાર્થનામાં માગ્યું આપ-વાની તથા ભયને દૂર કરવાની શક્તિની કલ્પના પણ પ્રાચીન છે.

દેવોને કરેલી સ્તુતિઓમાં સ્વાર્થ મુખ્યત્વે પ્રેરક હેતુ છે. એની ના પડાય એમ નથી. પણ કેટલીક વાર, કવિને સ્વાભાવિક અહોભાવથી મન્ત્રદ્રષ્ટા ઋષિનું હૃદય દ્રવતું દેખાય છે. માહાત્મ્યદર્શનથી પ્રેરિત એ આર્દ્રતાથી ઋષિ દેવને પ્રણામ કરે છે, તથા એની પ્રશંસા કરે છે. અને એના તેજનું ધ્યાન ધરે છે. (भर्गो देवस्य धीमहि) આવી

---

[1] द्यौर्मेपिता मे माता पृथिवी महीयम् (ऋ. १-१६४-३३)

રીતે સ્નિગ્ધ ભાવથી આકર્ષાયેલ ઋષિ દેવને કોઈવાર પિતા કહે છે. જેવી નજર પિતા પુત્ર તરફ રાખે તેવી પોતા તરફ રાખવાનું કહે છે કવચિત્ દેવની મૈત્રી ઇચ્છે છે, કોઈવાર, સખા, પિતા અને પિતૃતમ કહે છે. વળી એક ઋષિ દેવ તરફ જતી પોતાની વૃત્તિઓને ગોચર તરફ જતી ગાયો સાથે સરખાવે છે. તો બીજો પોતાને ચાહનારા પતિ પાસે જતી પત્નીઓ સાથે સરખાવે છે એક મંત્રમાં વળી દેરને આકર્ષતી વિધવા ભાભી સાથે દેવની સ્તુતિ કરનારની તુલના કરી છે. ટુકામાં આ દાખલાઓ જેવાં વૈદિક વચનોમાં ભક્તિવૃત્તિનો ઉદ્ભવ જોવો એ મારે મતે યોગ્ય છે.[1]

વેદના ઇન્દ્ર, અગ્નિ, સૂર્ય વગેરે દેવોમાં માનવ ગુણોની, કેટલીક વાર રાગદ્વેષોની પણ કલ્પના કરવામાં આવી છે. વળી માનવ અવયવોની અને માનવ આકૃતિની પણ કલ્પના કરી છે છતાં તેઓ પુરેપુરા માનવભાવને પામેલા નથી, એમ રાધાકૃષ્ણન કહે છે.[2] બીજા દેવો કરતા વરુણ દેવમાં મૂર્તભાવ ઘણો ઓછો છે. એ "સર્વજ્ઞ અને સર્વશક્તિમાન છે. રાજા વરુણ બધુ જુએ છે જે કાંઈ થયુ છે અને થશે તે અદ્‌ભુતને વરુણદેવ જાણે છે, એ અસત્યને ધિક્કારે છે અને દૂર કરે છે."[3] વગેરે વર્ણનો એને ઇન્દ્રાદિથી જુદો પાડે છે. ઋગ્વેદના વર્ણનો જોતા વરુણદેવ એ કુદરતના નિયમો (જેને ઋત કહેલ છે) ને તથા નીતિના નિયમોને ધારણ કરનારો અને સાચવનારો દેવ છે. વરુણના નિયમોને તોડવા એનું જ નામ પાપ. નિયમો તોડનારને વરુણ સખત શિક્ષા કરે છે. છતા પશ્ચાત્તાપ કરનારને એ માફ કરે છે.

રાત અને દિવસ, સૂર્યના ઉદયાસ્ત, ઋતુઓના ફેરફારો વગેરેને નિયમિત રીતે થતાં જોઈને કુદરતી નિયમનો પહેલો ખ્યાલ આવ્યો હોય એ સંભવ છે. એક ઋષિ કહે છે (૧-૨૪-૧૦), "જે આ નક્ષત્રો ઉંચે રહેલાં રાતે દેખાતાં હતાં તે દિવસે ક્યાંક ચાલ્યાં ગયાં. અને રાતે પ્રકાશતો ચંદ્રમા આવી પહોંચે છે. વરુણનાં વ્રતો (નિયમો) દૂર ન થાય એવાં છે." છતાં એ નિયમો સાથે સત્ય અસત્યને પણ ગણે છે. (૭-૪૯-૩) "ઋત અને સત્ય પ્રદીપ્ત તપમાંથી નીકળ્યાં છે." (૧૦-૧૯૦-૧). એ મંત્ર નીતિની ભાવનાના વિકાસના ઈતિહાસ માટે ઘણો સૂચક છે.

પરલોક વિશે ઋગ્વેદમાં સ્વાભાવિક રીતે ઘણું થોડુ મળે છે. એક એવી કલ્પના છે કે મૃત્યુ પછી પુણ્યશીલ મરનારનો આત્મા આગલા પિતૃઓ જ્યાં ગયા છે ત્યાં-એજ સ્વર્ગ-જાય છે. અને ત્યાં યમ અને વરુણ સાથે રમે જમે છે.[1] આથી ઉલટું શ્રદ્ધા વગરનાં માણસો અંધકારવાળા ગર્તમાં પડે છે.

ઋગ્વેદમાં જ, જો કે પાછલા કાળમાં, દેવોની સ્તુતિ ભક્તિમાંથી તાત્ત્વિક વિચારનો ઉદય જોઈ શકાય છે. જુદા જુદા ઘણા દેવો વિશે રચાયેલાં સૂકતો ઉપર અને તે તે સ્તુતિઓમાં પ્રત્યેક દેવની સર્વશ્રેષ્ઠતા કહેલ હોય છે, એ ઉપર શાંત રીતે વિચાર કરનાર કોઈ ઋષિની બુદ્ધિને દેવોની અનેકતા વ્યર્થ લાગી હોવાનો સંભવ છે. અને પરિણામે ભિન્ન દેવોને જોડી દેવાની અથવા સમાન ગુણ કર્મવાળા દેવોની એકતાની કલ્પના ઉદ્ભવી હોય એ સ્વાભાવિક છે. એક ઋષિ કહે છે કે "એક જ સત્ ને વિપ્રો જુદી જુદી રીતે કહે છે. અગ્નિ, યમ અને માતરિશ્વા કહે છે." (૧-૧૬૪-૪૬) મતલબ કે જુદાં જુદાં નામ છે; પણ દેવ તો એક જ છે. એક સૂક્ત (૧૦-૧૨૧)માં હિરણ્યગર્ભને સઘળા દેવોનો અધિદેવ કહેલો

---

1 ઋ. ૧૦-૧૪-૭

છે. આ સ્પષ્ટ એકેશ્વરવાદ છે. આ એકેશ્વરવાદ સાથે જ સૃષ્ટિ વિષયક વિચારો સંકળાયા છે. સૃષ્ટિ વિષયક સૂક્તોમાં સ્રષ્ટાને પુરૂષ, હિરણ્ય ગર્ભ, વિશ્વકર્મા, અથવા પ્રજાપતિ કહેવામાં આવ્યો છે પણ સૃષ્ટિનુ મૂળ કારણ એક જ દેવ કે પદાર્થ માનવા તરફ વલણ થયુ દેખાય છે. સૌથી વધારે પ્રખ્યાત પુરૂષ સૂક્ત છે, જેમાં સર્વવ્યાપી, હજાર માથાવાળા અને હજાર આંખોવાળા પુરૂષના શરીરના અવયવોમાથી સૃષ્ટિના પદાર્થોની રચના થઈ હોવાની કલ્પના કરી છે વળી આ પુરૂષમાં વ્યાપક્તા તેમજ ઊર્ધ્વભાવ ( अत्यतिष्ठत् ) (Transcendentalism) છે. પુરૂષસૂક્તની આ કલ્પનાને વિશ્વદેવતાવાદ (Pantheism) કહેવામાં આવે છે. વળી એક સૂક્ત (મ. ૧-૮૭)મા " જે સર્વ ભુવનોને જાણે છે તે આપણને ઉત્પન્ન કરનાર પિતા અને વિધાતા છે. અને સઘળાં પ્રાણીઓ એના તરફ જાય છે." એમ કહેવા સાથે " પાણી " ((આપ) પ્હેલો ગર્ભ ધારણ કરે છે." એમ કહેલુ છે. બીજા એક સૂક્ત ( ૧૦-૧૨૧ )માં પણ આપના ગર્ભધારણની વાત છે. પાણીમાં આ રીતે મૂળ કારણની કલ્પના પાછ્ળા કાળમાં પણ ચાલુ રહી છે. પણ કોઈ કોઇ ધીરસુક ઋષિને આ એકેશ્વરવાદથી સંતોષ નથી થતો. એ વારવાર પૂછે છે કે " અમે કયા દેવને હવિ અર્પીએ ? " ( ૧૦-૧૨૧) સત્ય માટે આ જિજ્ઞાસા, સામાન્ય માન્યતામાં શંકા, જ્ઞાનની અકુંઠિત તૃષ્ણા એ હિંસક પશુરૂપ માણસને મળેલી દિવ્ય બક્ષીસ છે. એમાં જ એની

લોકો ઉક્થો ( સ્તોત્રો ) બોલતા ફરે છે " (૧૦–૮૨–૭) અને બીજો અધ્યાત્મચિંતક ઋષિ ઔપનિષદ અદ્વૈતવાદના વિચારનો આરંભ કહેવાય[1] એવા એક સૂક્તમા કહે છે કે " ત્યારે અસત્ હતુ નહિ અને સત્ હતુ નહિ મૃત્યુ હતુ નહિ, અમૃત હતુ નહિ દિવસ અને રાતનો ભેદ નહોતો વાયુ વગર એકલુ તે શ્વાસ લેતુ હતુ તેનાથી પર બીજુ કાઈ જ હતુ નહિ તમસથી ગૂઢ તમસ હતુ અશેષ પાણી હતુ એવા સૃષ્ટિના મૂળ કારણને નપુંસક લિંગમા કહેનાર વચનોને અન્તે સરલતાથી કહે છે કે, " સાક્ષાત્ કોણ જાણે છે ? અહીં કોણ કહેશે કે ક્યાથી આ (સૃષ્ટિ) જન્મી ? ક્યાથી આ સર્જન થયુ ? કારણ કે દેવો આના સર્જન પછી થયા તેથી કોણ જાણે છે કે શેમાથી (આ બધુ) થયુ ? જેમાથી આ વિસૃષ્ટિ થઇ તેણે એ નિર્માણ કરી કે નહિ ? જે આનો અધ્યક્ષ પરમ વ્યોમમા છે તે જ જાણે છે અથવા તે પણ ન જાણતો હોય " ( ૧૦–૧૨૯ )

ઋગ્વેદના સમયની સામાજિક સ્થિતિનો તથા વિચારશ્રેણીનો થોડોક વિસ્તારથી વિચાર કર્યો એના બે કારણો છે એક તો એ સમયના જીવનમા દેખાતી પરિસ્થિતિ ત્રણ હજાર વર્ષના ગાળાને પાર કરીને પણ હિંદુ સમાજના ખાસ કરીને ગામડાના જીવનમા કેટલીક અગત્યની બાબતમા હજી એની એ જ રહેલી છે બીજુ કે વૈદિક આર્યોનુ જીવન આ યુગકાલના ઉલ્લાસ–ઉત્સાહથી ભર્યું હતુ જે પછીના ઇતિહાસમા નથી દેખાતુ બીજુ વૈદિક ઋષિઓએ જ

---

૧ ઋગ્વેદના આ વચનોમા આપણે આધુનિકો જ શીલ્સુરી દેખી એ છીએ એવુ નથી ઉપનિષદો પોતે અનેક ઋચાઓ 'અહીં ઋચામા છે' કે 'ઋચામા કહ્યુ' એમ કહીને ઉતારે છે જુઓ છા ઉ ૩–૧૭–૭, ૮. ૩–૧૨–૬ તથા કેટલાક ઋગ્મંત્રોનું બ્રાહ્મણગ્રન્થ પેઠે જ વ્યાખ્યાન કરે છે દા ત બ ઉ ૨–૫ ૧૬ થી ૧૯ શંકરાચાર્ય આ ઉક્ત સૂક્તમાથી બ્ર સૂ ૨–૪–૮ ના ભાષ્યમા ટુકડો ઉતાર્યો છે ઋ ૧૦–૧૯૦–૩ પણ બ્ર સૂ. ૧–૩–૩૦ ના ભાષ્યમા ઉતારેલ છે

સમાજમાં ઓછા વધુ પ્રસરેલા જુગાર, સુરાપાન, વ્યભિચાર, અસત્ય વગેરેમાં દોષ જોયો અને એ રીતે સમાજમાં નૈતિક સંસ્કાર જાગરિત કર્યો. પરિણામે જુગારાદિ દોષો વેદકાળથી આજ સુધી લોકમાં ચાલુ રહેલા હોવા છતાં તેમાં દોષબુદ્ધિ પણ ચાલુ રહી છે. અને એ નૈતિક સંસ્કાર જાગરિત રહેવામાં જ સમસ્ત સમાજના ઉદ્ધારનું બીજ છે. વળી ઢોર ઉછેરવાનો, ખેડુ, શિકારી કે લડવૈયાનો અથવા સુતાર આદિનો ધંધો કરનારા સામાન્ય જીવોએ કાવ્ય, સંગીત, નૃત્ય, ધર્મવિચાર અને શીલ્પસુઈના સંસ્કારોથી સંસ્કારી બનવાનું પણ ઋગ્વેદ કાળમાં જ શરૂ થઈ ગયું હતું, એ ઐતિહાસિક હકીકત સ્પષ્ટ દર્શાવવી.[૧] અને એ રીતે કેવી સામાજિક સ્થિતિમાં ભારતીય સંસ્કારોનો પ્રથમ ઉદય થયો એ દર્શાવવાનો પ્રયત્ન કરવો.

## ઋગ્વેદ પછીનો સમય

ઋગ્વેદ પછીનાં બાકીની ત્રણ સંહિતાઓ, તેઓને લગતાં બ્રાહ્મણો, આરણ્યકો અને ઉપનિષદો એ બધાં સાહિત્યનો એક સાથે વિચાર કરી લેવો ઠીક છે. આ બધું સાહિત્ય ઋગ્વેદ પછીનું છે એ ચોક્કસ. અલબત્ત અથર્વ વેદમાં કેટલાંક ઋક્કાલીન સૂક્તો સંગ્રહાયાં છે ખરાં. વળી ઋગ્વેદ અને બાકીના વૈદિક સાહિત્ય વચ્ચે ભેદ પણ ચોખ્ખો છે. ઋગ્વેદના જૂનામાં જૂનાં ઉપાદેવતાક સૂક્તો જેવા ભાગો અને છેલ્લા રચાયેલા ભાગો વચ્ચે જેટલો કાળ ગયો હશે તેટલા સમયમાં આ ઋગ્વેદોત્તર સમગ્ર સાહિત્ય રચાયું હશે. આ પાછલી સંહિતાઓ આદિ સાહિત્યને ટૂંકામાં આ પ્રમાણે ગણાવી શકાય. જૂના વખતમાં તો ઋગ્વેદ, સામવેદ અને યજુર્વેદ એ ત્રણ વેદ ગણાતા. પુરુષસૂક્ત પેઠે અનેક ઉપનિષદ્-વચનોમાં ત્રણ જ નામ મળે છે. અને 'વેદત્રયી'નો ઉલ્લેખ

૧. જેઓ ઋગ્વેદ વખતે સત્યયુગ હતો સંસ્કારની પરમ ઉન્નત સ્થિતિ હતી એવું માને છે અર્થાત્ ઐતિહાસિક વિકાસ ક્રમમાં માનતા નથી તેઓ માટે આ પ્રયત્ન જ નથી.

પણ પ્રસિદ્ધ છે.[1] આ ત્રણમાંથી સામવેદની સંહિતા જે સામગાયકો માટે સંગ્રહાઈ છે તેમાં તો મોટે ભાગે ઋગ્વેદનાં સૂક્તો જ છે. પછી યજુર્વેદના બે ભેદ છે. શુક્લ ,અને કૃષ્ણ. શુક્લમાં મંત્રભાગ અને વ્યાખ્યાનાત્મક બ્રાહ્મણ ભાગ જુદો છે. ત્યારે કૃષ્ણમાં એકસાથે છે. કૃષ્ણ યજુર્વેદનું તૈત્તિરીય બ્રાહ્મણ છે. અને શુક્લની વાજસનેયી સંહિતા ઉપર શતપથ નામનું સૌથી અગત્યનું અને મોટું અને ઘણું કરી બીજા. કરતાં પાછળનું બ્રાહ્મણ છે. ઋગ્વેદનાં પણ ઐતરેય અને કૌષીતકિ અથવા શાંખાયન એ બે બ્રાહ્મણો છે. આ બ્રાહ્મણોના ખાસ ભાગો આરણ્યક કહેવાય છે. અને એના જ એક ભાગ જેવાં ઉપનિષદો એ ખરી રીતે બ્રાહ્મણોના જ ભાગો છે. ઉપનિષદોમાં (૧) ઐતરેય આરણ્યકનું ઐ. ઉપનિષદ, તૈત્તિરીય આરણ્યકનું તૈત્તિરીય, (૩) ઋગ્વેદના કૌષીતકિ આરણ્યકનું કૌષીતકિ, (૪) શતપથના ભાગરૂપ બૃહદારણ્યક (૫) સામવેદનું છાંદોગ્ય અને એ જ વેદનું (૬) ,કેનોપનિષદ એટલાંને પ્રાચ્યવિદો પ્રાગ્બૌદ્ધમાં પણ પ્રાચીનતર ગણે છે.[2] અલબત્ત છાંદોગ્ય અને બૃહદારણ્યક પ્રાચીનતમ અને કેનોપનિષદ ૭ માં કદાચ છેલ્લું છે. પછી (૭) કઠકેકાઠક, (૮) વાજસનેયી સંહિતાના એક અધ્યાય રૂપ ઇશાવાસ્ય (૯) મુંડક, (૧૦) પ્રશ્ન અને (૧૧) શ્વેતાશ્વતર. આ પાંચ ઉપનિષદો પણ ઉપર કહેલાં ૭ ઉપનિષદોથી પાછલા કાળનાં પણ પણ ઘણું કરી પ્રાગ્બૌદ્ધ છે. કદાચ ઈ. સ. પૂર્વે પાંચમા-ચોથા શતકનાં પણ હોય પણ આ અગિયાર ઉપનિષદોમાંથી શંકરાચાર્યે બ્રહ્મસૂત્રભાષ્યમાં પુષ્કળ ઉતારા કર્યા છે. અને એમાંથી નવ ઉપર તો તેઓએ ભાષ્ય લખેલ છે. પછી (૧૨) જાબાલ અને (૧૩) મહાનારાયણ એ બે ઉપનિષદોમાંથી પણ શંકરે થોડા ઉતારા કર્યા છે. એથી

૧. જુઓ છા.—ઉ. ૩-૧૫-૭, છા. ઉ. ૨-૨૩ મા ત્રયી વિદ્યા શબ્દ જ છે.

૨. કેમ્બ્રીજ હીસ્ટરી ઓફ ઇન્ડીયા અ. ૧-પૃ. ૧૧૬ વીન્ટરનીઝ અ. ૧-પૃ. ૨૩૫.

એ બે શંકર પ્હેલાંનાં તો ખરાં જ પણ ઘણું કરી બૌદ્ધોત્તરકાલીન કદાચ બ્રહ્મસૂત્ર પછીનાં છે. પછી (૧૪) માંડૂક્ય ઉપનિષદ્‌માંથી કોઈ ઉતારો શંકરે કર્યો નથી પણ એના ઉપર ગૌડપાદની કારિકા છે એટલે તે પણ શંકર પ્હેલાંનું ખરૂં[1] આ ઉપરાંત કોઈક વિદ્વાનો મૈત્રાયણીય[2] કે જેમાંથી શંકરે ઉતારો કર્યો નથી તેને પાછળનું છતાં શિષ્ટ ઉપનિષદ ગણે છે. આ ૧૪ કે ૧૫ ઉપનિષદો ઉપરાંત ઉપનિષદ નામધારી કટકાઓ સાધારણ રીતે ૧૦૮ ગણાય છે પણ કુલ બમ્મો જેટલા મળે છે. પણ એની શિષ્ટ ઉપનિષદોમાં ગણતરી નથી. અને કેટલાંક તો ખૂબ અર્વાચીન છે. ઉપનિષદ શબ્દનો મૂળ અર્થ ગુરૂ પાસે બેસવું (શીખવા માટે). અને તેની પાસેથી એ રીતે મેળવેલી ગુહ્ય વિદ્યા જેવા અર્થમાં એ શબ્દ ઉપનિષદોમાં જ મળે છે. (છાં. ઉ, ૧-૧૪-૪, ૩-૧૧-૩) સામાદિ સંહિતાઓથી આરંભી પ્રાગ્‌બૌદ્ધ ઉપનિષદો સુધીનો કાળ એટલે ઈ. સ. પૂર્વે નવમાથી ઈ. સ. પૂર્વે છઠ્ઠા શતક સુધીનો કાળ ગણાય.

આ સર્વ બ્રાહ્મણ સાહિત્યમાંથી ભારતીય સંસ્કૃતિની જે આત્મભૂત છે તે ઔપનિષદ વિદ્યાનું અવલોકન આરંભ્યા પ્હેલાં સમગ્ર સાહિત્યમાંથી દેખાતી ઉપર કહેલા સમયની સામાજિક સ્થિતિને ટુંકામાં જોઈ લેવી જરૂરની છે. જો કે ઋગ્વેદકાલીન સ્થિતિમાં થયેલા ફેરફારો જ નોંધીને સંતોષ માનીશું. ઋગ્વેદકાલીન આર્યો પાછલા કાળમાં પંજાબમાંથી પૂર્વમાં ઉતરી સરસ્વતી-દષદ્વતી અને કુરૂક્ષેત્રના પ્રદેશમાં રહેવા માંડ્યા હતા. આ પ્રદેશના કુરૂઓ અને એથી પૂર્વ તરફના પાંચાલો

એ બ્રાહ્મણકાળનો સૌથી શિષ્ટ સમાજ ગણાતો હતો. જો કે આર્યો એથી આગળ પૂર્વ અને દક્ષિણમાં ઉતરવા માંડ્યા એટલે પંજાબ તો દૂર અને અણગમતો દેશ થઈ ગયો. એને બદલે ગંગા અને યમુનાની વચ્ચેના પ્રદેશમાં તથા ગંગા અને હિમાલયની તળેટીના અને એની વચ્ચેના પ્રદેશમાંથી આગળ વધતા, કોશલ (હાલનો અયોધ્યા છે વો), વિદેહ (હાલનું ઉત્તર બીહાર) અને મગધ (દક્ષિણ બીહાર) તરફ આર્યો આવ્યા છે. એથી આગળ અંગ (પૂર્વ બીહાર) પણ જાણીતો છે. જો કે એને દૂરનો દેશ અથર્વવેદમાં કહેલો છે. પછી દક્ષિણમાં આન્ધ્ર, પુણ્ડ્ર, પુલીન્દ અને શબર જેવા બાહ્ય–બ્રાહ્મણ સંસ્કારની અસર નીચે પૂરા ન આવેલા લોકો વસતા હતા એમ ઐતરેય બ્રાહ્મણથી જણાય છે. આ બ્રાહ્મણ ગ્રન્થોના કાળમાં આર્યસંસ્કૃતિએ હજી વિન્ધ્ય પર્વત ઓળંગ્યો હોય એમ લાગતું નથી. એ જ રીતે યમુનાની પશ્ચિમના પ્રદેશો મરૂભૂમિ, રાજપુતાના, માળવા વગેરેનો પરિચય પણ નથી દેખાતો. પણ ઉત્તરની ભૂગોળની માહિતી ઘણી વધી છે. ઋગ્વેદકાળમાં મુખ્યત્વે ગામડાંઓ જ દેખાય છે, ત્યારે આ સમય ક્રમીઆત શહેરો વસવા માંડ્યા છે. મધ્યદેશમાં કુરૂઓની રાજધાની આસન્દીવતી, પાંચાલોની કંપીલ (કાંપી લ), પછી વત્સની કૌશામ્બી, કાશીપ્રદેશની રાજધાની કાશી, વગેરે શહેરોના ઉલ્લેખો મળે છે. મતલબ કે શહેરી જીવન વધવા માંડ્યું છે. આ કુરૂ, પાંચાલ, કાશી, વિદેહ વગેરેના રાજાઓની તથા તેઓ કોઈ વાર જોડાઈ જવાની વાત પણ બ્રાહ્મણોમાં આવે છે.

બ્રાહ્મણ સમયની આર્યજાતિ પુરુષસૂક્તમાં કહ્યું છે તેમ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વિભાગમાં વહેંચાયેલી હતી.[1] જો કે બ્રાહ્મણ સાહિત્યમાં વધારે વાતો તો બ્રાહ્મણ અને ક્ષત્રિય બે વિશે મળે છે. ઋગ્વેદકાળના છેવટના ભાગમાં પડેલા આ વિભાગો બ્રાહ્મણ

[1] વર્ણવ્યવસ્થા વિશે જુદા વ્યાખ્યાનમાં વિચાર કર્યો છે. એટલે અહીં એ વિષય છોડી દીધો છે.

કે સભા વિશે ખાસ માહિતી મળતી નથી પણ એ ચાલુ રહેલા બાબત શંકા નથી. ખાસ કરીને ગુન્હેગારોને ન્યાય આપવાનું કામ તો સભાઓમાં જ થતું હશે. ગુન્હાઓમાં બ્રાહ્મણવધ, ગુરૂપત્ની સાથે વ્યભિચાર, સુરાપાન અને સુવર્ણસ્તેય એને ચાર મહાપાતક (છા. ઉ. ૫-૧૦.૯) ગણ્યાં છે. ભ્રૂણહત્યા આદિ બીજા પાપોને પણ બીજે મહાપાપમાં ગણ્યાં છે.[૧] સ્મૃતિઓમાં આ માન્યતા ચાલુ રહી છે. પણ આ કાળમાં ન્યાયબુદ્ધિ વધારે જાગ્રત થઈ છે, રથ હાંકીને જતા રાજા અને પુરોહિતને હાથે અકસ્માત્ મરણ થઈ જતાં તે ઉપરના વાદવિવાદમાં આ જાગૃતિ દેખાય છે. બૃ. ઉ. (૧-૪-૧૪) માં કાયદાનો સિદ્ધાંત સ્થાપ્યો છે, કે "જેમ રાજાથી તેમ ધર્મથી નબળો વધારે બળવાનને દબાવી શકે છે." ખેતીમાં અને પશુપાલનમાં સુધારો થયો છે. ખેતી સુધારવા માટે નહેરોનાં પાણી ઉપરાંત ખાતર પણ વપરાતું શરૂ થયું છે. અનાજની વધારે જાતોનાં નામ મળે છે. ધાતુઓનું જ્ઞાન પણ વધ્યું છે. ઋગ્વેદનાં સોનું અને તાંબુ ઉપરાંત લોઢું, કલઈ, સીસું અને રૂપું વપરાવા લાગ્યાં છે. ઉદ્યોગ ધંધાઓ વધ્યા છે. શીકારીઓ, અનેક જાતના માછીમારો, ઢોર પાળનારા, રથ બનાવનારા, ઘરેણાં બનાવનારા, સુંડલા બનાવનારા, કસાઇઓ, દોરડાં બનાવનારા, વણકરો, રંગનારાઓ, વાળંદો, કુંભારો, લુહારો, દૂતો, કડિયારા વગેરે ધંધાદારીઓની લાંબી યાદી યજુર્વેદમાં મળે છે. કોઈક પ્રાથમિક જાતનું ચણોઠીથી શરૂ થતું અને સોનાના કટકા-પર્યંતનું નાણું પણ પ્રચારમાં આવ્યું હતું. ખોરાકમાં ફેરફાર નથી થયો. કપડાં એ જ રહ્યાં છે. પણ રંગ અને શણગાર વધ્યા લાગે છે.

કાળમાં વર્ણ્યું છે વર્ષની છ ઋતુઓ અને બાર મહિનાઓનાં નામ લગભગ નક્કી થયાં છે, નક્ષત્રો પણ સત્તાવીશ કે અઠ્ઠાવીશ કહ્યાં છે. બુધાદિ ગ્રહોનું જ્ઞાન હતું કે નહિ એ સંદિગ્ધ છે. વર્ષ ૩૬૦ દિવસનું અને માસ ચાન્દ્ર હતો.

## અથર્વવેદ

આયુર્વેદ સાથે જ એના મૂળરૂપ અથર્વવેદનું સ્મરણ થવું સ્વાભાવિક છે. વેદ તરીકે પ્હેલાં માન ન પામેલા—ત્રયીમાં નહિ એવાં અથર્વવેદમાં બીજા વેદોમાં નથી એવી ઘણી વાતો છે. મંત્ર–જાદુ જેવી જે કેટલીક વાતો પ્રાચીનતર કાળથી ચાલતી હોવા છતાં ધાર્મિક દૃષ્ટિથી એ હલકી મનાવાને લીધે કે ગમે તેમ બીજા વેદોમાં ન સંગ્રહાઈ તેનો અથર્વવેદમાં સંગ્રહ થયો છે. સામાન્ય રીતે એમ કહી શકાય કે લોકમાં પ્રચલિત વહેમોની ઘણી વાતોનો સંગ્રહ અથર્વવેદમાં છે. આ વહેમોને લીધે સર્પ વગેરે હિંસક પ્રાણીઓ, રાક્ષસો, ભૂતપિશાચો, શત્રુઓ, બ્રાહ્મણોને દુઃખ દેનારાઓ અને વિવિધ વ્યાધિઓ એ સર્વના ઉપાય તરીકે વાપરવાના તેમ જ કુટુમ્બમાં, ગામમાં, લોકોમા સુલેહશાંતિ જળવાય, શત્રુઓની શત્રુતા શમી જાય, લાંબુ આયુષ્ય, આરોગ્ય અને સુખસંપત્તિ મળે, પ્રવાસથી નિર્વિઘ્ને પાછું ફરાય, જુગારમાં લાભ થાય એવા અર્થના શુભપ્રદ મંત્રો પણ છે. ટુંકામાં (૧) શુભની પ્રાપ્તિ માટેના અને (૨) શત્રુઓ વગેરે અશુભનો નાશ કરવા માટેના મારણ અભિચારના એમ બે પ્રકારના મંત્રો અથર્વવેદમાં મળે છે.[૧]

આ જંતરમંતર સાથે આયુર્વેદના મૂળરૂપ ગણાય એવી કેટલીક વૈદ્યકજ્ઞાનની ઉપયુક્ત વાતો પણ છે, તેમ જ ઋગ્વેદનાં ઊંચસુરીનાં સૂક્તો જેવાં વિચારની ચમત્કારિક ચમકવાળાં સૂક્તો પણ

---

૧. અથર્વવેદના આ મંતર જંતર—જાદુ અને વહેમોનો વિશેષ વિચાર પાંચમા વ્યાખ્યાનમાં કર્યો છે.

મળે છે.[1] ઔપનિષદ ઋષિઓના ધ્યાનમાં એ છે જ,[2] અને તેનો જુદો વિચાર કરવાની જરૂર નથી. આ ઉપરાંત ખાસ કરીને છેલ્લા કાંડમા, જન્મ, લગ્ન, મરણ આદિ સાંસારિક પ્રસંગોમાં વાપરવાના તથા રાજ્યાભિષેક જેવા રાજકીય પ્રસંગ ઉપર વાપરવાના મંત્રો છે.

હવે બ્રાહ્મણ કાળની ત્રયીમાં દેખાતી ધાર્મિક સ્થિતિ ટુંકામાં જોઈએ. ઋગ્વેદ કાળમાં ય અગ્ન્યાધાન થતુ અને નાના યજ્ઞો મંત્રોચ્ચાર સાથે થતા. પણ બ્રાહ્મણકાળમાં યજ્ઞકર્મનો વિસ્તાર ખૂબ થયો છે. યજ્ઞોના પ્રકારો વધ્યા છે. યજ્ઞમાં આવશ્યક ઋત્વિજોની સંખ્યા વધી છે. એક દિવસમાં પૂરા થાય એવા યજ્ઞથી આરંભી એક આખું વર્ષ કે અનેક વર્ષો સુધી ચાલે એવા દીર્ઘસત્રો નીકળ્યા છે. યજ્ઞમાં દૂધ, ઘી, સમિધ અને અનાજની આહુતિઓ પહેલાં અપાતી, તે ગૌણ થઈને પશુના બલિદાનવાળા મોટા યજ્ઞોનો ઘણો પ્રચાર થયો છે.

આ યજ્ઞવિસ્તારમાં ત્રણ બળોએ ખાસ કામ કર્યું હોય એમ લાગે છે. (૧) મંત્રોક્ત પ્રાર્થનાથી પ્રસન્ન થઈને દેવો ધન, પશુ, આરોગ્ય, વિજય વગેરે આપે છે, એવી માન્યતા ઋગ્વેદમાં જોવામાં આવે છે, પણ પાછલા કાળમાં દેવોમાં નહિ પણ મંત્રોમાં જ ઇષ્ટ વસ્તુ આપવાની શક્તિ મનાવા લાગી છે. એટલે સુધી કે અમુક મંત્રના ઉચ્ચારમાં ફેર પડે તો એની શક્તિ ક્ષીણ થઈ જાય કે ઉલટું જ કાર્ય કરે એમ મનાવા લાગ્યું છે. (૨) યજ્ઞના વિધિને એવુ જ ઇષ્ટ કાર્યસાધક મહત્ત્વ મળ્યું અને વિધિ બરાબર ન થાય તો ફળ ન મળે અથવા ઉલટું મળે; આવી માન્યતાથી યજ્ઞવિધિની ઝીણી વિગતોને અતિ અગત્ય મળી. (૩) મોટા રાજાઓએ મોટા યજ્ઞોના ઠાઠમાં શત્રુના વિજય કરતાં પણ વધારે શોભા માની. અને આ સ્થિતિમાં મંત્રોચ્ચારની તથા યજ્ઞવિધિની ઝીણવટ એટલી વધી કે એનો અભ્યાસ કરનારો એક

૧. દાખલા જુઓ અ કા. ૫. સૂ. ૨૨, ૧૭—૮ વગેરે.
૨. સરખાવો અ. કા. ૧૦ —૮—૯ સાથે મુંડક, ૨—૧

વર્ગ નીકળ્યો. અને જેમ યજ્ઞો મોટા તેમ ઘણા ઋત્વિજોને ઘણી દક્ષિણા મળે. આ બધાં બળોની અસરથી યન્ત્રતુલ્ય એક ધારી ગતિથી ચાલ્યાં કરતાં યજ્ઞકર્મોનું આખું જાળું ઊભું થયું.

અમુક યજ્ઞથી પુત્ર મળે, અમુકથી ધન મળે, અમુકથી સ્વર્ગ મળે વગેરે રોચક ફલશ્રુતિઓનું જોર બ્રાહ્મણસાહિત્યમાં વધી ગયું. આ યજ્ઞધર્મથી સાચી ધાર્મિકતાને મોટી હાનિ થઈ. ઋગ્વેદકાલીન દેવો ઉપરનો પૂજ્યભાવ, દેવોની મહત્તા જોઈને થતો આનંદ; પોતાની ભુલ માટે પશ્ચાત્તાપ, વગેરે ધાર્મિક વૃત્તિને બદલે ફલશ્રુતિનો સ્વાર્થ અર્થે મોહ અને યજ્ઞ કરાવનાર, યજ્ઞ દ્વારા દેવોને પણ પોતાને વશ રાખવાનો દાવો કરનાર બ્રાહ્મણોનું મહત્ત્વ સમાજમાં વધવાનું શરૂ થયું. અને એક તરફથી ભૂતપિશાચના બાલિશ વહેમો અને બીજી તરફથી યજ્ઞકર્મના ધુમાડા જેવા વહેમોથી આખો સમાજ ઘેરાઈ ગયો. ઔપનિષદ સાહિત્યમાં પણ શીલસૂરીના ઉંચા વિચારો; સાથે હલકા વહેમો અને શકુનની માન્યતા વગેરે જોવામાં આવે છે.[1] એથી ભણેલા બ્રાહ્મણો પણ લોક પ્રચલિત વહેમોથી મુક્ત નહોતા એમ કહેવું પડશે. વળી ઉપનિષદ નામથી જે ગ્રન્થો મળે છે, તે જુદા જુદા સમયનાં જુદા જુદા માણસોના ઉદ્‌ગારો છે. અને છેલ્લો સંગ્રહ કરનાર સામાન્ય કોટિના બ્રાહ્મણો લાગે છે. પણ મૂળ જેના આંતર-દર્શનથી સભર અને સહજ થયેલા હોય એવા ઉદ્‌ગારો ઉપનિષદોમાં મળે છે, તેમાંના કેટલાક ઉંચી કોટિના આત્મજ્ઞાની કવિઓ છે.

બ્રાહ્મણગ્રન્થોના કર્મકાંડના ઘેરા અંધકારમાં ઔપનિષદ વિદ્યા વીજળી પેઠે ચમકારા મારે છે. અને આખા સમાજને અંધારા ગર્તમાં પડી જવામાંથી ઉગારી લે છે. અહીં એ સમયની ઐતિહાસિક પરિસ્થિતિ જરા સ્પષ્ટ કરવાની જરૂર છે. ઋગ્વેદાદિ સંહિતાઓ, પછી શતપથાદિ બ્રાહ્મણો, પછી આરણ્યકો, અને છેવટ ઉપનિષદો એવો

[1] જુઓ બૃ. ઉ. ૩–૭–૧ મા વળગાડનો વહેમ અને છાંદોગ્ય ઉ. ૫–૨–૨૯ માં શકુનની વાત.

કાલાનુક્રમ પહેલાં કેટલાકો માનતા. પણ એ સાહિત્યના વધારે સૂક્ષ્મ અભ્યાસથી હવે વિદ્વાનોનો એવો અભિપ્રાય થયો છે કે ઋગ્વેદસંહિતા ઉપર કહ્યું તેમ બીજી સંહિતા અને બ્રાહ્મણોથી પ્રાચીન છે એ ખરૂં, પણ પછીના સાહિત્યમાં ઐતરેય, શતપથાદિ બ્રાહ્મણો અને તેનાં બૃ. આદિ ઉપનિષદોની ભાષામાં એટલું બધું સામ્ય છે કે ઉપનિષદો શતપથાદિ બ્રાહ્મણો પૂરાં રચાઈ ગયા પછી રચાયાં છે એમ માનવાનું કારણ નથી. ખરી સ્થિતિ એવી લાગે છે કે જ્યારે કેટલાક બ્રાહ્મણો યજ્ઞ કરાવવામાં અને તેમાંથી ગાયો અને ધન મેળવવામાં તથા એ યજ્ઞજાળના વિસ્તારમાં પડ્યા હતા, ત્યારે બીજા કેટલાક, જેનાં ચિત્ત વધારે અંતર્મુખ હશે તે યાજ્ઞવલ્ક્ય, આરુણિ ઉદ્દાલક, સત્યકામ જાબાલ, રૈકવ, વારુણિ ભૃગુ, પ્રવાહણ જૈવલિ, ગાર્ગી, મૈત્રેયી, બાલાકિ, અજાતશત્રુ, અશ્વપતિ વગેરે પુરુષો અને સ્ત્રીઓ આ યજ્ઞજાળની તથા વહેમોની પાર જઈને, જ્ઞાન મેળવવાનો અને જ્ઞાનની સીમાઓને પરસ્પર આપલે કરીને વધારવાનો સતત પ્રયાસ કરતાં હતા. એકંદર રીતે જોતાં બૃહદારણ્યક ઉપનિષદમાં જે દાર્શનિક અને આધ્યાત્મિક વિચારો મળે છે તે શતપથના જ બીજા ભાગોમાં મળી આવતા વિચારોથી ઘણા આગળ વધેલા છે. જો કે કોઈક ત્યાગી હશે પણ સાધારણ રીતે ઔપનિષદ ઋષિઓ ગૃહસ્થ હતા. તેઓ પણ બીજા બ્રાહ્મણો પેઠે યજ્ઞકર્મમાં કર્તવ્ય માનીને કે દક્ષિણાથી આકર્ષાઈને ભાગ લેતા હતા. છાંદોગ્ય ઉપનિષદમાં "આચાર્યકુળમાં વેદ ભણી, કુટુમ્બમાં સમાવર્તન કરી, સ્વાધ્યાય ભણતા, ધાર્મિક, સર્વ ઇન્દ્રિયોને આત્મામાં સ્થાપી, શાસ્ત્રાજ્ઞા સિવાય સર્વ ભૂતોની હિંસા ન કરતા અને એ રીતે આખું આયુષ્ય ગાળતા ગૃહસ્થ બ્રાહ્મણો બ્રહ્મલોકને પામે છે" એમ કહેલું છે. ટુંકામાં આ ઋષિઓ એ વખતના સમાજથી છૂટા નહોતા પડી ગયા પણ તેઓના અંતરમાં બીજા યાજ્ઞિક બ્રાહ્મણોમાં નહોતી એવી નવી જ્ઞાનદૃષ્ટિ ઉઘડી હતી. આ જ્ઞાનદૃષ્ટિવાળા ઋષિઓમાં બ્રાહ્મણો અને ક્ષત્રિયો

એય હતા સ્ત્રીઓ પણ હતી એકા' શદ્ર પણ હતો[૧] ઔપનિષદ સાહિત્યમા પ્રવાહણ જૈવલિ અને કેકય અશ્વપતિ જેવા ક્ષત્રિયો પાસેથી કેટનાક બ્રાહ્મણો અમુક વિદ્યાઓ શીખ્યા હોવાની વાત છે અને ગૌતમ બુદ્ધ, મહાવીર તથા શ્રીકૃષ્ણ ક્ષત્રિયો હતા એટના ઉપરથી ઔપનિષ વિદ્યા ક્ષત્રિઓએ જ વિકસાવી હતી એવા પશ્ચિમના અમુક પ્રાચ્યવિદોએ ચનાવેના પ્રવાદને કેટલાક અત્રત્ય પડિતો પણ સત્ય તરીકે સ્વીકારે છે પણ અનેક પ્રાચ્યવિદો આ પ્રવાદને નથી સ્વીકારતા[૨] અને ઐતિહાસિ- હકીકત એ છે કે જેમ કેટલાક રાજન્યોએ અમુક વિદ્યાઓ પ્રથમ મળવી હતી તેમ બીજી અનેક વિદ્યાઓ બ્રાહ્મણોએ પ્રથમ મેળવી હતી અને રાજાઓને શીખવી હતી યાજ્ઞવલ્ક્ય અને જનકનો જ ઉ મા પ્રસિદ્ધ દાખલો છે ખરી વાત એ છે કે જ્ઞાનમા બ્રાહ્મણ, ક્ષત્રિય, સ્ત્રી, પુરુષ એવો કશો ભેદ નથી જ્ઞાનમાર્ગના પાછળના ઇતિહાસમા પણ આ સત્યનો આચાર સ્વીકારાયો છે

આ જ્ઞાનદૃષ્ટિવાળા ઋષિઓની જ્ઞાનાર્થ પ્રવૃત્તિનું પ્રેરકબળ દ્વિવિધ છે એક તો બ્રાહ્મણકાળના વિચારહીન છીવો યજ્ઞકર્મની જડતાથી અને અર્થહીન કથાઓથી કટાળીને કાઇક અર્થ એ યજ્ઞકર્મમાથી કે એની પાછળની ભૂમિકામાથી શોધે છે અને તેમા અર્થ ન જડે તો યજ્ઞકર્મને પડતા મૂકીને અન્યત્ર ભાવના-ઉપાસનામાં અને જ્ઞાનમા જીવનની સાર્થકતા શોધે છે

હવે સસ્કારના સાધનરૂપ કેળવણીની ઉપનિષત્કાળમા શી સ્થિતિ

**ઉપનિષત્કાળની વિદ્યા અને તેનો અધ્યયનવિધિ —**

ઋગ્વેદકાળમાં ભણવા ભણાવવાની કાંઈક પદ્ધતિ શરૂ થઈ હશે. પણ ચોક્કસ પદ્ધતિની માહિતી તો આપણને ઉપનિષત્કાળની જ મળે છે. ઉપનિષત્કાળનો વિદ્યાર્થી કઈ વિદ્યાઓનું અધ્યયન કરતો? ઋગ્વેદકાલીન ઋષિઓએ જે સૂક્તો રચ્યાં તે પછીના કાળના વિદ્યાર્થીઓ માટે વિદ્યાનું પહેલું સાધન, આ ઉપરાંત એ સંહિતામાં ન સંગ્રહાયેલું એવું વૈદક, ખગોળ, યુદ્ધકળા, વગેરે સંબંધી જ્ઞાન તે તે વિદ્યાના પંડિતના કુટુંબમાં કે તેની શિષ્યપરંપરામાં એકઠું થતું હશે. અને બ્રાહ્મણકાળમાં જ યજુર્વેદ અથર્વવેદમાં અને તેનાં બ્રાહ્મણોમાં એ નવું સાહિત્ય સંગ્રહાતું હતું. પોતાના સમય સુધીની વિદ્યાઓ નીચે પ્રમાણે બૃ. ઉ. (૪–૫–૧૧)મા ગણાવી છે.

"ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વાંગિરસ, ઇતિહાસ પુરાણ, વિદ્યા, ઉપનિષદો, શ્લોકો, સૂત્રો, અનુવ્યાખ્યાન, વ્યાખ્યાન ..... આ બધાં મહાન્‌ભૂત (પરમાત્મા)નું નિઃશ્વસિત છે." ઇતિહાસ, પુરાણ, વિદ્યા, ઉપનિષદો વગેરે જે અહીં ગણ્યાં છે તે તૈત્તિરીય, શતપથ વગેરે બ્રાહ્મણોનાં જુદા જુદા ભાગોનાં નામો છે, એ સ્પષ્ટ છે. છાં. ઉ માં એક સ્થળે (૩–૨ થી ૪ માં) ચાર વેદ અને ઇતિહાસ પુરાણ એટલાં જ ગણાવેલ છે જ્યારે અન્યત્ર (૭–૧ માં) થોડાં નવાં નામ છે. તેમા કહ્યું છે કે–" નારદ સનત્કુમાર પાસે આવીને કહે છે કે ભગવન્ મને બ્રહ્મનું જ્ઞાન આપો ત્યારે સનત્કુમાર જવાબ આપે છે કે " તમે જે જાણતા હો તે કહો. પછી હું તેથી ઉપરની વાત કહીશ." ત્યારે નારદ કહે છે કે " ભગવન્, હું ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, ઇતિહાસપુરાણ, વેદોનો વેદ (વ્યાકરણ ?), પિત્ર્ય (શ્રાદ્ધકલ્પ), રાશિ (પ્રાથમિક ગણિત ?) દૈવ (ઉત્પાત વગેરેનો વિચાર), નિધિ, વાકોવાક્ય (અનુમાન વિચાર ?), એકાયન, દેવવિદ્યા, ભૂતવિદ્યા, ક્ષત્રવિદ્યા, નક્ષત્રવિદ્યા, સર્પદેવજન વિદ્યા (સર્પ ઉતારવાના મંત્રો) આટલું તો જાણું છું. પણ ભગવન્ હું મંત્ર જાણનાર જ છું. આત્મવિદ નથી."

અહીં જે મન્ત્રવિદ્યા અને આત્મવિદ્યાનો ભેદ પાડયો છે તેમાંની આત્મવિદ્યાને છાં. ઉ. ( ૩-૫-૧ ) માં ગુહ્ય આદેશ કહેલ છે. વિદ્યાના આ બે ભેદને પાછલાં ઉપનિષદમાં વધારે સ્પષ્ટ કર્યા છે. મુંડક ઉ. ( ૧-૪-૫ ) માં કહ્યું છે કે "બે વિદ્યા જાણવાયોગ્ય છે એમ બ્રહ્મવિદો કહે છે, તે પરાવિદ્યા અને અપરાવિદ્યા છે. ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, શિક્ષા, કલ્પ, વ્યાકરણ, છન્દ, જ્યોતિષ એ અપરા. અને તે અક્ષર (આત્મા) નું જ્ઞાન જેથી મળે તે પરાવિદ્યા." આ વચનમા પાછળથી વેદનાં જે ૭ અંગ ગણાય છે તેને સ્પષ્ટ ગણાવેલ છે અને એકાયન, દેવવિદ્યા, ભૂતવિદ્યા વગેરે નથી ગણાવ્યાં પણ તે નામથી કાંઇક ચાલતું હશે જ. દા. ત. ભૂતવિદ્યા અથર્વવેદમાં ભરી છે;[૧] અને આયુર્વેદનું એક અંગ ગણાય છે. છાં. ઉ. ની નક્ષત્રવિદ્યા તે જ જ્યોતિષ. ક્ષત્રવિદ્યા તે હથિયારો વાપરવાની વિદ્યા જેને પાછળથી ધનુર્વેદ કહેલ છે. ટુંકામાં મુ. ઉ. ના વખત સુધીમાં ઉપર કહી છે તેટલી વિદ્યાઓ પ્રચારમાં હતી એમ કહી શકાય. અલબત્ત કેટલાંક નામોથી શુ સૂચિત છે તે સમજાતુ નથી. જૂની ટીકાઓમાં કરેલી અટકળ કૌંસમાં નોંધી છે. અત્યારે કોઇનુ કશું સાહિત્ય મળતુ નથી. અને તે વખતેય કદાચ જાદુમંત્રના વહેમવાળી જુદી જુદી ક્રિયાઓને જ વિદ્યા કહેતા હશે.

આ વિદ્યાઓના અધ્યયન માટે પદ્ધતિ એવી હતી કે ભણવા યોગ્ય ઉમ્મર થાય એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યના પુત્રોને ઉપનયન આપી ભણાવવાનો આરંભ કરાતો. જો કે ઉ. માં વૈશ્યનો ઉલ્લેખ નથી. ઉપનયનની ઉમ્મરનો નિયમ સ્મૃતિઓમાં છે. પણ ઉપનિષદોમાં ક્યાંય કહ્યો નથી. શદ્રનાં બાળકો પોતપોતાના ધંધા પોતાના વડીલો પાસે શીખતાં હશે. આ સાહિત્યમાં એ વિશે કશું નથી. છતાં કોઈક શદ્રો પણ અધ્યાત્મવિદ્યા ખુશીથી મેળવતા હશે. બ્રાહ્મણના પુત્રો કવચિત પિતા પાસે ભણતા હશે. પણ મોટે ભાગે

૧ ભૂતવિદ્યા—જાદુના વહેમોનો વિચાર વ્યાખ્યાન પાચમામા કર્યો છે.

આચાર્ય પાસે જવાનું અને એને ઘેર જ રહેવાનું ધોરણ હતું. દા. ત. સત્યકામ જાબાલ, હારિ દ્રુમત ગૌતમ પાસે જઈને કહે છે કે "મારે આપની પાસે બ્રહ્મચારી થઈને રહેવાની ઇચ્છા છે." ત્યારે આચાર્ય એનું ગોત્ર પૂછીને કહે છે કે "સમિધ લઈ આવ; તને હું ઉપનયન આપીશ." (છાં. ઉ. ૪-૪). એજ રીતે ઉપકોસલ કામલાયન સત્યકામ જાબાલ પાસે બાર વર્ષ સુધી બ્રહ્મચર્યમાં રહ્યો હતો. (એજન ૪-૧૦) અને શ્વેતકેતુ આરુણેયને એના પિતા મહાવિદ્વાન છતા ભણવા માટે બીજા આચાર્ય પાસે મોકલતાં કહે છે કે, "શ્વેતકેતુ, આપણા કુળમાં વિદ્યા ન ભણીને બ્રહ્મબન્ધુ (હલકો-અભણ બ્રાહ્મણ) જેવો કોઇ નથી રહેતો. માટે જા, બ્રહ્મચર્યમાં રહે." તે બાર વર્ષનો હતો ત્યારે ગયો અને ચોવીશ વર્ષે ભણીને આવ્યો. (છાં. ઉ. ૬-૧-૧, ૨) ઉપર આપેલા બે દાખલામાં ગુરુને ઘેર રહીને વિદ્યાભ્યાસ કરવાનો સમય બાર વર્ષનો કહ્યો છે, એ કદાચ લાંબામાં લાંબી મુદત હશે. આ બ્રહ્મચર્યવાસ વખતે વિદ્યાર્થીઓ ગુરુના ઘરનું કામ કરતા અને ગુરુ ભણાવે તે પ્રમાણે ભણતા. ઉપર કહેલા સત્યકામ જાબાલને ચારસો ગાયો સોંપીને ગુરુએ કહ્યું કે "આની પછવાડે (ગાયોને ચારતો અને સંભાળ રાખતો.) જા, એમાંથી હજાર ન થાય ત્યાં સુધી પાછો ન ફરીશ." અને વર્ષો પછી હજાર ગાયો થાય છે, ત્યારે એ ગુરુને ઘેર પાછો આવે છે. (છાં. ઉ. ૪-૪). આ રીતે વર્ષો સુધી ભણાવ્યા પછી-અને એ વખતનું ભણાવવું એટલે સમજાવીને બધું મુખપાઠ કરાવવું. સમાવર્તન કરતાં અન્તેવાસીને આચાર્યો જે છેલ્લો ઉપદેશ આપતા હશે તેનું એક ઉદાહરણ તૈ. ઉ. (૧-૧૧) માં જળવાઈ રહેલ છે —

વેદ ભણાવીને આચાર્ય અન્તે વાગીને અનુશાસન કરે છે— "સત્ય બોલજે, ધર્મ આચરજે, સ્વાધ્યાયમાં પ્રમાદ ન કરીશ, આચાર્યને પ્રિય લાગે તેટલું ધન આપીને પ્રજાતન્તુ છિન્ન ન થાય' એમ વર્તજે. (ગૃહસ્થ થજે). ગૃહસ્થાશ્રમમાં સત્યમાં પ્રમાદ ન કરવો, કુશલમાં પ્રમાદ ન કરવો, સમૃદ્ધિ મેળવવામાં પ્રમાદ ન કરવો,

સ્વાધ્યાય પ્રવચનમા પ્રમાદ ન કરવો, દેવ અને પિતૃકાર્યમા પ્રમા ન કરવો માતાને દેવ ગણનાર થા, પિતાને દેવ ગણનાર થા, આચાર્યને દેવ માનનાર થા, અતિથિને દેવ માનનાર થા વળી જે અમારા ના આચરણ હોય તે તારે સેવવા બીજા નહિ અને શ્રદ્ધાથી દાન કરવુ અશ્રદ્ધાથી દાન ન કરવુ, લક્ષ્મીથી દાન કરવુ, લજ્જાથી દાન કરવુ બીકથી દાન કરવુ, જ્ઞાનથી દાન કરવુ વળી તને જો કર્મ ય મનમા કે શીન બાબતમા શકા થાય તો એ વિષયમા વિચારવાળા યુક્ત ચારે તરફ જોનારા, લૂખા નહિ એવા (આર્દ્ર ચિત્તવાળા) અ ધર્મની ઇચ્છાવાળા જે બ્રાહ્મણો હોય તે જે રીતે વર્તે તે રીતે વર્ત

થતા તે મૂઢ લોકો આંધળાથી દોરાતા આંધળા પેઠે કર્યા કરે છે. મોટે ભાગે અવિદ્યામાં રહેલા છતાં બાલકો ( ઓછી બુદ્ધિવાળા ) પોતાને કૃતાર્થ માને છે. રાગથી કર્મ કરનારાઓ સમજતા નથી, તેથી જેનો લોક ક્ષીણ થયો છે એવા નીચે પડે છે. યજ્ઞ અને પૂર્ત એને જ શ્રેષ્ઠ માનનારા મૂઢ લોકો બીજો શ્રેયસાધન માર્ગ જોઈ શકતા નથી. તેઓ સ્વર્ગમાં પોતાનાં સુકૃતનુ ફળ ભોગવી, આ લોકમાં અથવા આથી ય હીન લોકમાં પ્રવેશ કરે છે." ( મુ. ઉ. ૧-૫-૭ થી ૧૦).

મૂઢ લોકો આ રીતે જડ યજ્ઞકર્મ તરફ દોડે છે; જ્યારે સમજુ લોકો વિદ્યા તરફ વળે છે. આ વિદ્યા તરફ વળવાના, જૂનાં ઉપનિષદોમાં મુખ્ય તો ત્રણ પ્રકાર જોવામાં આવે છે. એમાં સૌથી નીચલે પગથીએ ઉભેલા કેટલાક કર્મની પછવાડે કાંઈક ભાવના અને સમજણ શોધીને સંતોષ માને છે. જ્યારે બીજા જગતના બનાવોમાં યજ્ઞની ભાવના કરીને સંતોષ માને છે. અલબત્ત, કેટલીક વાર આ ભાવના બસે છેક બાલિશ કલ્પના હોય, દા. ત. "બ્રહ્માંડનાં બે ફાડીયાં થતાં રૂપું અને સોનુ થયાં. આમાંથી રૂપું તે પૃથિવી અને સોનુ તે આકાશ, ઇંડાની જે ઓર તે પર્વતો વગેરે." ( છાં. ઉ. ૩-૧૯ ) જુઓ.—પણ આ વિદ્યાપ્રેમીઓના ચિત્તના વલણને દર્શાવતી શ્રદ્ધા સુંદર છે. કહ્યું છે કે—"જે વિદ્યાથી, શ્રદ્ધાથી, અને ઉપનિષદથી –રહસ્યજ્ઞાનથી કર્મ થાય છે, તે વધારે વીર્યવાળું થાય છે." ( છાં. ઉ. ૧-૧-૧૦ )

કર્મની પછવાડે કાંઈક સમજણ ગોધવાનો પ્રકાર નીચેની આખ્યાયિકામાં ઠીક દેખાય છે. છાં. ઉ. (૧) માં આખ્યાયિકા છે કે "હિમ પડવાથી જ્યાં દુષ્કાળ પડયો હતો એવા કુરુ દેશમાં બાળપત્ની સાથે ઉષસ્તિ ચાક્રાયણ નામનો બ્રાહ્મણ ઇભ્યગામ ( હાથીઓના મહાવતના ગામ )માં ભૂખથી મરવા પડયો હતો. ત્યાં તેણે બાફેલા અડદ ખાતા મહાવત પાસે ખાવાનું માગ્યું, મહાવતે કહ્યું કે "મારી પાસે તો આ ખાધેલા જ છે, બીજા નથી." ત્યારે ઉષસ્તે કહ્યું "એમાંથી જ આપ." પછી મહાવતે પૂછ્યું, "હવે પાણી પીવા

આપું ?" ત્યારે બ્રાહ્મણે કહ્યું, "એ ઉચ્છિષ્ટ પાણી કાંઈ પીવાય ? મહાવત કહે, ' આ ઉચ્છિષ્ટ નહોતા ?" બ્રાહ્મણ કહે "એ ખાધા વગર તો હું જીવી ન શકત. પણ પાણી પીવું ન પીવું એ મારી મરજીની વાત છે." પછી પોતે ખાઇને થોડા અડદ પોતાની સ્ત્રી માટે રાખ્યા. પણ એને તો બીજેથી ખાવાનું મળી ગયું હતું એટલે રાખી મૂક્યા. પછી સવારમાં ઉઠીને તેણે પત્નીને કહ્યું કે જો કાંઇક ખાવાનું મળે તો ધન પણ મળે એમ છે. રાજા યજ્ઞ કરે છે તે મને ઋત્વિજ તરીકે રાખશે. સ્ત્રીએ આગલી રાતના વધેલા અડદ બતાવ્યા. એટલે એ ખાઇને બ્રાહ્મણ યજ્ઞમાં ગયો. અને ત્યાં જઇને યજ્ઞમાં કામ કરતા જુદા જુદા ઋત્વિજોને કહ્યું, "તમે જે સ્તુતિ બોલો છો તેની પાછળ જે દેવતા છે તેને જાણો છો ? જાણ્યા વગર કરશો તો તમારૂં માથું પડી જશે "[1] પણ એ ઋત્વિજો જાણતા નહોતા. અને રાજાએ આ વિદ્વાનને ઓળખીને કહ્યું કે, "તમને જ હું ગોધતો હતો. તમે ન મળ્યા એટલે આ બીજાઓ પાસે કર્મ કરાવું છું. હવે તમે જ કરો " પણ ઉષસ્ત ચાક્રાયણે કહ્યું કે "ભલે આ બ્રાહ્મણો કરે. એ દરેકને જે આપો તે મને ય આપજો " પછી પ્રસ્તોતા આદિ ઋત્વિજોએ એની પાસેથી પોતે જે નહોતા જાણતા તે જાણી લીધું." છા. ઉ (૧-૧૦-૧૧)

આ દુષ્કાળની આપત્તિ સાથે સંબદ્ધ આખ્યાયિકા વિસ્તારથી એટલા માટે ઉતારી છે કે એમાંથી ખાલી યજ્ઞ કર્મ કરતાં દેવતાજ્ઞાનનું મહત્ત્વ દેખાવા સાથે ખાવાપીવાના પાછળથી સખત થયેલા નિયમોના વિષયમાં વિચારશીલ ઔપનિષદ બ્રાહ્મણોની વૃત્તિ પણ સમજી શકાય છે. બીજી રીતે ઔપનિષદ ઋષિઓમા વિવેકબુદ્ધિના ઉદયની એ સૂચક છે.

---

૧ જ્ઞાન વગર રોળ કે તકરાર કરનારનું માથું, પ્રતિપક્ષી શાપ આપે તો, પડી જવાના વહેમની વાત પણ ઉપનિષદોમાં વારંવાર આવે છે. (જુઓ બૃ. ઉ. ૩-૬-૨૪ )

ઉપર કહેલી વિચારસરણીને અનુસરીને અન્યત્ર કહ્યું છે કે "અગ્નિહોત્રમાં હોમ કરવામાં પોતે પ્રાણાપાનાદિની આહુતિ આપે છે એમ સમજ્યા વગર જે હોમ કરે છે તે અંગારા દૂર ફેંકી ભસ્મમાં હોમ કરે છે. પણ જે પ્રાણાદિમાં આહુતિની ભાવનાને સમજીને આહુતિ આપે છે તેનો સર્વલોકમાં, સર્વભૂતમાં અને સર્વ આત્મામાં હોમ થાય છે." છાં. ઉ. (૬. ૧૯ થી ૨૪). આ રીતે યજ્ઞમાં અમુક ભાવના કરવાને બદલે બીજી વળી પુરુષમાં યજ્ઞની ભાવના કરે છે. અને પ્રાણ વગેરેમાં વસુ આદિ દેવોની અને આયુષ્યનાં વર્ષોમાં પ્રાતર્હોમ વગેરેની ભાવના કરે છે. (છાં. ઉ. ૩–૧૬) કેટલાક સંવત્સરમાં મેધ્ય અશ્વની કલ્પના કરે છે—(બૃ. ઉ. ૧–૧). ઔપનિષદવિદ્યામાર્ગને બીજે પગથીએ ઉભેલા ઋષિઓ યજ્ઞકર્મના વિચારને સર્વથા છોડીને વૈશ્વાનરોપાસનાની વિદ્યા (છાં. ઉ. ૫. ૧૧ થી ૨૪), જેમાં વૈશ્વાનર આત્મામાં યજ્ઞની ભાવનાની વાત પણ આવે છે ખરી, ઉદ્ગીથની ઉપાસનાની વિદ્યા વગેરે ઉપાસના પ્રકારોને સેવે છે.[1] ઉપનિષદોમાં આ ઉપાસનાઓને વિદ્યા જ કહેલ છે. પણ પરાવિદ્યા તો પ્હેલાં કહ્યું છે તેમ અધ્યાત્મવિદ્યા જ છે. અને વિદ્યામાર્ગને ત્રીજે સૌથી ઉપરને પગથીએ ઉભેલા ઔપનિષદ ઋષિઓ અધ્યાત્મવિદ્યાને જ શોધે છે. જે ને 'આ લોકો ઉપાસે છે તે બ્રહ્મ નથી' અને 'વિદ્યાથી જ અમૃતને મેળવે છે.' (કેન. ૧૨) એમ સમજીને, તેઓ "આત્મા કોણ છે? જેનાથી જુએ છે, જેનાથી સાંભળે છે, જેનાથી સુંઘે છે, જેનાથી બોલે છે તેમાંથી કયો આત્મા? વળી હૃદય અને મન તે શું!" (ઐ. ઉ. ૨–૧) "મરણ પછી કાંઈ રહે છે કે નહિ?" (કઠ. ૧) એ વિશે અથવા આ સર્વ સૃષ્ટિના મૂળકારણ બ્રહ્મ વિશે (તૈ. ઉ. ૩–૧) અથવા જીવ અને જગત તથા જીવ અને બ્રહ્મના સંબંધ વિશે, પોતાનાં હૃદયમાં જાગેલી જિજ્ઞાસાને સંતોષવાનું સાધન શોધે છે. એ માટે કોઈક જિજ્ઞાસુ ગુરુનો આશ્રય લે છે. દા. ત. ભૃગુવારુણિ

---

1 ઉપાસનાઓ વિશે થોડું વિશેષ જુદા વ્યાખ્યાનમાં છે.

પોતાના પિતા વરુણ પાસે જાય છે (તૈ. ૩-૧), નારદ સનત્કુમાર પાસે જાય છે (છાં. ઉ. ૭-૧) વગેરે. જ્યારે બીજા વળી એકઠા મળીને વિચાર કરે છે અને વધારે જ્ઞાન માટે પોતાને ઈષ્ટ વિદ્વાના વિદ્વાનને શરણે જાય છે. દા. ત છાંદોગ્ય ઉપનિષદમાં આખ્યાયિકા છે કે "શિલક શાલાવત્ય, ચૈકિતાયન દાલ્ભ્ય અને પ્રવાહણ જૈવલિ ત્રણેય ઉદ્ગીથમા કુશળ હતા તેઓએ કહ્યુ કે ચાલો આપણે ઉદ્ગીથ વિશે કથા કરીએ" અન્યત્ર એ જ ઉપનિષદમા બીજી આખ્યાયિકા છે કે "આરુણેય શ્વેતકેતુ પચાલોની સમિતિમાં ગયો હતો. ત્યા તેને પ્રવાહણ જૈવલિએ પૂછ્યુ, "કુમાર તને પિતાએ શિક્ષણ આપ્યુ છે?" કુમારે કહ્યુ "હા." એટલે પ્રવાહણે તેને પ્રશ્નો પૂછ્યા જેની પોતાને ખબર ન હોવાથી એ પાછો પિતા પાસે ઘેર જાય છે. અને પિતાને કહે છે કે "તમે મને ભણાવ્યા વગર 'તને ભણાવી દીધુ' એમ કેમ કહ્યુ? રાજન્ય બન્ધુ (પ્રવાહણ જૈવલિ) એ મને પાચ પ્રશ્નો પૂછ્યા જેમાથી એકેયની મને ખબર ન હોતી." ત્યારે પિતાએ કહ્યુ "હુ એ જાણતો હોઉં તો તને કેમ ન કહું?" પછી તે પોતેજ તે રાજાને ઘેર જાય છે અને પંચાગ્નિવિદ્યા શીખે છે આ વિદ્યા વિશે પ્રવાહણ છેવટ કહે છે કે "તમારી પ્હેલાં આ વિદ્યા બ્રાહ્મણોને મળી જ ન હોતી એનુ જ્ઞાન ક્ષત્રિયો પામે જ હતુ."[1] (છા. ઉ ૫-૩) ત્રીજી આખ્યાયિકા એવી છે કે "પ્રાચીનશાલ ઔપમન્યવ, સત્યયજ્ઞ પૌલુષિ, ઇન્દ્રદ્યુમ્ન ભાલ્લવેય, જન શાર્કરાક્ષ્ય અને બુડીલ-આશ્વતરાશ્વિ એ મહાશાલ મહાશ્રોત્રિય બ્રાહ્મણો ભેગા મળીને વિચાર

---

૧ જૂના કાળમા અમુક વિદ્યા પિતા પાસેથી પુત્રને કે ગુરુ પાસેથી શિષ્યને મળે એ એ રીતે સંપ્રદાય પરપરા ચાલતી. દા. ત એક વિદ્યા યાજ્ઞવલ્ક્યે પોતાના શિષ્ય મધુકપૈઙ્ગ્યને, તેણે શિષ્ય ચૂલ ભાગવિત્તિને, આ ણે શિષ્ય આયસ્થૂણને, આયસ્થૂણે સત્યકામ જાબાલને અને જાબાલે પોતાના શિષ્યોને આપી એમ બૃ ઉ. (૬-૩) મા શિષ્યોની પાચ પેઢીમા એક વિદ્યા ઉતર્યાની વાત છે.

કરવા લાગ્યા કે "કોણ આત્મા છે? અને શું બ્રહ્મ છે?" અને પછી "હમણાં ઉદ્દાલક આરુણિ આ વૈશ્વાનર આત્માનો અભ્યાસ કરે છે, માટે ચાલો એની પાસે જઇએ." એમ વિચારી એની પાસે જાય છે. ઉદ્દાલકને વિચાર થાય છે કે આ મોટા શ્રોત્રિયો છે. કદાચ પોતે બધો ખુલાસો ન કરી શકે, માટે એ કહે છે કે ચાલો આપણે અશ્વપતિ કૈકય જે એ જ વિદ્યાનો અભ્યાસ કરે છે તેની પાસે જઇએ. અને પછી બધા સમિધ હાથમાં લઇને અશ્વપતિ પાસે જાય છે. અને એ સર્વ બ્રાહ્મણોને ઉપનયન આપ્યા વગર જ્ઞાન આપે છે." (છાં. ઉ. ૫. ૧૧).

ઉપર નોંધેલાથી જુદા પ્રકારનો દાખલો વિદેહના રાજા જનકની સભાનો છે. 'જનક રાજા ઘણી દક્ષિણાવાલા યજ્ઞથી યજન કરતો હતો, તેમાં કુરુપંચાલના બ્રાહ્મણો એકઠા થયા હતા. ત્યાં આ બ્રાહ્મણોમાં સૌથી વિદ્વાન કોણ હશે એ જિજ્ઞાસાથી તેણે એક હજાર ગાયો રાખી કહ્યું કે તમારામાંથી જે બ્રહ્મિષ્ઠ હોય તે આ ગાયો લઇ જાય." કોઈ બ્રાહ્મણે હિંમત ન કરી, ત્યારે યાજ્ઞવલ્ક્યે પોતાના બ્રહ્મચારીને કહ્યું કે "સોમશ્રવા, આ ગાયો લઇ જા" ત્યારે એકઠા થયેલા બ્રાહ્મણોને ક્રોધ ચડ્યો અને "તું શું પોતાને બ્રહ્મિષ્ઠ કહે છે?" એમ પૂછવા લાગ્યા. ત્યારે યાજ્ઞવલ્ક્યે જવાબ આપ્યો કે "બ્રહ્મિષ્ઠને અમે નમસ્કાર કરીએ છીએ. અમે તો ગાયોની ઈચ્છાવાળા છીએ." આ મશ્કરી જેવું વચન સાંભળી તેઓ એક પછી એક યાજ્ઞવલ્ક્યને પ્રશ્નો પૂછે છે અને યાજ્ઞવલ્ક્ય બધાને સંતોષકારક જવાબ આપે છે. કોઈ એને હરાવી શકતું નથી. જનકની આ સભામાં યાજ્ઞવલ્ક્યને પ્રશ્નો પૂછનારી ગાર્ગી વાચકનવી નામની એક વિદુષી પણ છે. (બૃ. ઉ. અ. ૩).

ઉપનિષદોની આ આખ્યાયિકાઓ આટલા વિસ્તારથી ઉતારી છે એ નીચેના પ્રયોજનથી (૧) ઔપનિષદકાળના આધ્યાત્મિક વિચારકોમાં, કેટલાક અરણ્યમાં જઇને શ્રદ્ધા અને તપસાથે ઉપાસનામાં કાળ

પાળતા હશે[1] અને કોઈક પાછળથી યાજ્ઞવલ્ક્યે કર્યો તેમ ત્યાગ કરીને પ્રવ્રજ્યા કરતા હશે. પણ મોટા ભાગના વિચારકો તો મહાવિદ્વાન અને મહાશાલ ( મોટા ઘરમાં રહેનાર ) ગૃહસ્થો હતા, એમ આખ્યાયિકાઓ સ્પષ્ટ કહે છે.[2] (૨) બીજું આ ઔપનિષદ વિચારકોના જીવનમાં ગાયોની ઇચ્છાથી સૂચિત ઋગ્વેદીય ઉલ્લાસ ભરપૂર દેખાય છે. એક વાર યાજ્ઞવલ્ક્યને જનક પૂછે છે કે "કેમ આવ્યા છો ? પશુઓની ઇચ્છાથી કે સૂક્ષ્મ જ્ઞાનની ચર્ચા માટે ?" ત્યારે એ ઉપનિષત્કાળનો મહાજ્ઞાની જવાબ આપે છે કે 'બેય માટે.'[3] (૩) અને વિદ્યાની ચર્ચા માટે, ચરકાચાર્યના શબ્દોમાં તદ્વિદ્યસંભાષા માટે આ આખ્યાયિકાઓથી સૂચિત પરિષદોમાં એકઠા[4] થવાની વાત (જે ઉપનિષદો પેઠે ચરકસંહિતામાં પણ મળે છે.) પ્રાચીનકાળના વિદ્યાના વાતાવરણનો સરસ ખ્યાલ આપે છે. અને ઉપનિષદોમાં વિદ્યાના વાતાવરણનું જે પ્રધાન લક્ષણ દેખાય છે તે સર્વ કામનાઓને દાબી દેતી ઋષિઓની જિજ્ઞાસા છે. કઠ ઉ.[5]માં નચિકેતાને યમ કહે છે કે 'દીર્ઘાયુષ્ય, શતાયુ પુત્રપૌત્રો, ઘણાં પશુઓ, સોનું, દાસીઓ વગેરે બીજી કામનાઓ તને લલચાવી શકી નહિ. માટે વિદ્યાની અભીપ્સાવાળો તું છો એમ માનું છું." આ વિદ્યાભીપ્સા એ જ બ્રહ્મજિજ્ઞાસા અને આત્મજ્ઞાન માટે એ પરમ આવશ્યક છે. આ જિજ્ઞાસાની તીવ્રતાના બળથી ઉપર કહ્યા પ્રમાણે કામનાઓનો ત્યાગ કરવાની જે વૃત્તિ તેને પાછળથી વૈરાગ્ય નામ આપ્યું છે. સંસારમાં જન્મ, મૃત્યુ,

જરા, વ્યાધિ વગેરેનું દુઃખ જોઈને વૈરાગ્ય થવાની જે વાત બૌદ્ધકાળમાં જન્મીને પાછલા સમયમાં વ્યાપક જોવામાં આવે છે તે ઉપનિષદોમાં નથી. ઔપનિષદ ઋષિઓ પ્રેયનાં સાધનોમાં સુખ છે એ સ્વીકારે છે. પણ એ સર્વસ્વ છે એમ નથી માનતા.

નચિકેતા કહે છે કે "માણસ વિત્તથી તર્પણીય નથી. અને તને જોયો તો વિત્ત મેળવશું અને લાંબુ જીવશુ પણ ખરા. જો કે અતિલાંબું જીવવામાં કોને મજા આવે? પણ વરદાન તો એ જ આત્મજ્ઞાન વિશે જોઈએ." મતલબ કે કામનાનાં સાધનો કરતાં વિદ્યા વધારે કીમતી છે એમ ગણીને પ્રેયઃ સાધનોમાં વૈરાગ્ય સેવે છે. વળી ક. ઉ.ની આ આખ્યાયિકામાં જ કામનાઓમાં જે થોડી દોષદષ્ટિની વાત છે તે યે બૃ. ઉ. અને છાં. ઉ.માં નથી. છાં. ઉ. (અ. ૭-૨)માં નારદ "હું શોક કરું છું અને આપ મને શોકમાંથી તારો" એમ કહે છે પણ એ શોક તો આત્મજ્ઞાન ન હોવાથી થયેલો છે. સાંસારિક દુઃખના અનુભવથી થયેલો એ શોક નથી. સંસારમાં પ્રિય લાગતી આ કામનાઓથી મળતું સુખ તે પ્રેય અને વિદ્યાથી જે તૃપ્તિ થાય તે શ્રેય. કઠ ઉ.માં "પ્રેય અને શ્રેય બે ય માણસને વીંટી વળ્યા છે. તેમાંથી પ્રેયને મન્દ પુરૂષ યોગક્ષેમ માટે ગ્રહણ કરે છે જ્યારે ધીર પુરૂષ પ્રેય કરતાં શ્રેયને પસંદ કરે છે." એમ કહ્યું છે. યાજ્ઞવલ્ક્ય મૈત્રેયીની આખ્યાયિકામાં એ જ વાત સુંદર રીતે કહી છે. કહ્યું છે[1] કે "યાજ્ઞવલ્ક્યને બે ભાર્યા હતી. કાત્યાયની અને મૈત્રેયી. તેમાં મૈત્રેયી બ્રહ્મવાદિની હતી અને કાત્યાયની સ્ત્રી બુદ્ધિની હતી. પછી યાજ્ઞવલ્કયે એક વખત મૈત્રેયીને કહ્યું કે હું આ સ્થાનમાંથી પ્રવ્રજ્યા કરવા ઇચ્છું છું. માટે કાત્યાયની સાથે તારો ભાગ નક્કી કરી આપું." ત્યારે મૈત્રેયીએ જવાબ આપ્યો, "ધારો કે વિત્તથી ભરેલી આખી પૃથ્વી મને મળે તો એથી હું અમર થાઉ ખરી? યાજ્ઞવલ્ક્ય કહે, "ના, ના. જેવું સાધનસંપત્તિવાળાનું જીવન હોય તેવું તારું પણ થાય. બાકી વિત્તથી

1. બૃ. ઉ. ૨-૪-૧ થી ૪

અમૃતપણાંની તો આશા નથી." ત્યારે મૈત્રેયી કહે, "જેનાથી હું અમર ન થાઉં તેને શું કરૂં? તમે જે વિદ્યા જાણો છે તે જ મને કહો."

યાજ્ઞવલ્ક્ય—"તું પ્રિય છો અને પ્રિય બોલે છે. માટે અહીં આવીને બેસ અને હું વ્યાખ્યાન કરૂં તે ધ્યાન દઈને સાંભળ."

આવી જે શ્રેયની અથવા અમૃતત્વની ઇચ્છા તેને પાછળથી મુમુક્ષુતા કહેલ છે. આ મુમુક્ષુતાથી જનક યાજ્ઞવલ્ક્યને "હજી વધારે મોક્ષ માટે કહો" એમ વારવાર વિનતિ કરે છે૧ ટુકામાં પ્રેય કરતાં શ્રેયનો અભિલાષી અને વિદ્યાનો જિજ્ઞાસુ આત્મજ્ઞાન મેળવી શકે છે. ઉપનિષદોમાં મુમુક્ષુતા કરતાં જિજ્ઞાસુતા વધારે વ્યાપક છે. એટલું અહીં નોંધવું જોઈએ. પાછલા કાળમાં મુમુક્ષુતા વ્યાપક થાય છે. પણ આત્મજ્ઞાન મેળવવા જિજ્ઞાસુએ શું કરવું ? એ પ્રશ્નના જવાબમાં ઉપનિષદો કહે છે કે આત્માનું દર્શન, શ્રવણ, મનન, અને નિદિધ્યાસન કરવું શ્રવણ તો જેમ મૈત્રેયીએ યાજ્ઞવલ્ક્ય પાસે કર્યું, શ્વેતકેતુએ પિતા અને ગુરૂ ઉદ્દાલક પાસે કર્યું તેમ જિજ્ઞાસુએ ગુરૂ પાસેથી કરવું.

"આત્મા અન્વેષણ (શોધખોળ) કરવા યોગ્ય છે." (૮-૭-૧) આ સ્પષ્ટ કથનો જોતાં "બ્રહ્મ સાથેની એકતા જ્ઞાન મેળવવાની સ્વાભાવિક શક્તિથી નથી મળતી એવો બ્રાહ્મણોનો મત છે" એ સ્વીઝર (Schweitzer) નો આક્ષેપ ઔપનિષદકાળ માટે તો અયથાર્થ ઠરે છે. સાધારણ રીતે જ જૂનાં ઉપનિષદોમાં અવલોકન, પૃથક્કરણ અને વર્ગીકરણ યુક્ત વૈજ્ઞાનિક દૃષ્ટિ પુષ્કળ દેખાય છે છતાં આત્મદર્શન માટેના આ પ્રયાસમાં જિજ્ઞાસુએ—અંતર્મુખ થવાની તો જરૂર છે જ. શ્રુતિ (કઠ. ૨-૧-૧)માં કહ્યું છે કે "અમૃતત્વની ઇચ્છાવાળો કોઈક ધીર મનુષ્ય આંખ (સર્વ ઇન્દ્રિયો)ને બંધ કરીને અર્થાત્ ઇન્દ્રિયોને અંદર વાળી લઈને પ્રત્યગાત્માને જુએ છે." વળી આત્મદર્શન કેવળ બુદ્ધિની મદદથી નથી થઈ શકતું પણ મનન સાથે શ્રદ્ધા, સત્યનિષ્ઠા વગેરેની જરૂર રહે છે.[1] તૈ. ઉ. (૩ જી વલ્લી)માં બ્રહ્મ જાણવા માટે તપ કરવાનું કહ્યું છે, ત્યાં તો તપનો અર્થ જ મનન જેવો છે. આ મનન સાથે આત્મજિજ્ઞાસુએ સત્ય અને બ્રહ્મચર્યમાં રહીને અસ્તેય, અપરિગ્રહ, શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા અને સમાધિ–એકાગ્રતા જેવાં ચિત્તશુદ્ધિનાં સાધનોનો અભ્યાસ કરવો જોઈએ, એમ ઉપનિષદો કહે છે.[2] ચિત્તશુદ્ધિની જ્ઞાનના સાધન તરીકે અનિવાર્ય આવશ્યકતા દર્શાવતાં કઠ. (૧-૨-૨૩) માં સ્પષ્ટ કહ્યું છે કે "દુશ્ચરિતમાંથી જે છૂટ્યો ન હોય, શાન્ત ન થયો હોય જેનું માનસ શાન્ત ન હોય અને સમાહિત ન થયો હોય તે બુદ્ધિથી આત્માને ન મેળવી શકે." અન્યત્ર (બ્ર. ઉ. ૪-૪-૭) કહ્યું છે કે "જ્યારે આના હૃદયમાં રહેલા બધા કામો છૂટી જાય ત્યારે મર્ત્ય અમૃત થાય છે." આ વિષયનાં શ્રુતિકથનોનો સાર ખેંચીને મુંડક (૩-૧-૫) માં કહ્યું છે કે "આ આત્મા સત્યથી, તપથી, સમ્યગ્ જ્ઞાનથી અને બ્રહ્મચર્યથી પ્રાપ્ત થાય એવો છે." અર્થાત્ એકાગ્ર બુદ્ધિથી અન્વેષણની અને શમ,

૧. છા. ઉ. ૭—૧૬, ૧૯ અને બૃ ઉ. ૬—૨—૧૫.
૨. જુઓ છાં. ઉ. ૮—૪—૩. બૃ. ઉ. ૪—૪—૨૩ અને ઇશાવાસ્ય ૧

દમ, સત્ય બ્રહ્મચર્યવાળી ચિત્તશુદ્ધિની[૧]—એયની આત્મદર્શન માટે જરૂર છે. એમાંથી એક સાધન એકલું આત્મજ્ઞાન આપનાર નથી થતું.

સાધકે અર્થાત્ આત્મજિજ્ઞાસુએ ઉપર કહેલી સાધન સંપત્તિ મેળવ્યા પછી 'પોતામાં આત્માને જોવો' એમ શ્રુતિ (બૃ. ઉ. ૪-૪-૨૩)માં કહ્યું છે. પોતામાં શું જોવું? અથવા શું શોધવું? ઔપનિષદ વિચારકોએ શરીરને જ આત્મા માનવાનું તો છોડીને જ આરંભ કર્યો છે. શરીરને જ આત્મા માનીને સંતુષ્ટ રહેનારને ઉપનિષદો અસુર કહે છે.[૨] ઔપનિષદ ઋષિઓ તો શરીરથી ભિન્ન પણ જીવતા શરીરની અંદર રહેલ તત્ત્વને શોધે છે.[૩] અને આંતર પૃથક્કરણથી ચિત્તતંત્ર જેને આધુનિકો કહે છે તેનું જ્ઞાન પ્રાપ્ત કરે છે. તૈત્તિરીય ઉપનિષદમાં આ શરીરને અન્નરસમય આત્મા કહીને તેની અંદર પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય એ રીતે એક પછી એકના અંતરમાં રહેલા ચાર આત્માઓ ગણાવેલા છે. જેને પાછળથી વેદાંતમાં પંચકોષ કહેલ છે.

આમાંથી પ્રાણમય આત્મા કે કોષ બે પ્રકારનો છે. એક તો પ્રાણ, અપાન, વ્યાન, સમાન અને ઉદાન એ પાંચનો બનેલો. એ પાંચ પ્રાણો શરીરમાં રહેલા હોવાનું ઉપનિષદોમાં કહેલું છે.[૪] આયુર્વેદ પ્રાણાપાનાદિ પાંચ વાયુઓ કે પ્રાણોનો વાદ સ્વીકાર્યો છે. આધુનિક વૈજ્ઞાનિકો એને નાડીતંત્ર (નર્વસ સીસ્ટમ) સાથે ઘટાવે છે.[૫] બીજી તરફથી ઉપનિષદોમાં જ ઇન્દ્રિયોને પ્રાણ કહેલ છે.[૬] ક્વચિત્

૧. છા. ઉ. (૭-૨૬-૨)માં ચિત્તશુદ્ધિ થતાં ધ્રુવ સ્મૃતિ ઉત્પન્ન થાય છે. એમ કહ્યું છે.

૨. જુઓ છાં. ઉ. ૮. ૮. ૪. ૫

૩. આને જ વેદાંતમાં આત્માનાત્મવિવેક કહે છે.

૪. જુઓ છા. ઉ. ૧-૩ તથા ૩-૧૩.

૫. જુઓ પ્રત્યક્ષ શરીર ભા. ૩ અ. ૧૨

૬ ઉ ... થા ૧ ...

એને જ રુદ્ર કે દેવ પણ કહેલ છે.[1] અહીં ઇન્દ્રિયો દશ હોવાથી દશ પ્રાણ અને ૧૧ મો આત્મા (મન) એ રીતે ગણેલ છે. અન્યત્ર સંખ્યા ઓછી વધુ પણ કહેલ છે. વળી શ્વાસોચ્છ્વાસ રૂપ જે પ્રાણથી આ શરીર જીવતું રહે છે તેને શ્રેષ્ઠ પ્રાણ કહેલ છે.[2] ટુંકામાં શ્વાસોચ્છ્વાસ, શરીરની ગતિ, નાડીતંત્ર અને ઇન્દ્રિયો બધાનો પ્રાણમય આત્મામાં ઉપનિષદોએ સમાસ કર્યો છે.

પ્રાણ પછી મન જેને અગિયારમો પ્રાણ પણ કહેલ છે, તેનો ઉલ્લેખ ઉપનિષદોમાં ઘણે સ્થળે મળે છે. 'મન બીજે હોવાથી મેં ન જોયું કે ન સાંભળ્યું' એ સામાન્ય અનુભવ ઉપરથી 'આત્મા મનથી જુએ છે' એમ કહીને ઉપનિષદો મનનો ઇન્દ્રિયોને દોરનાર શક્તિ કે ધ્યાન ( Attention ) જેવો અર્થ કરે છે. કઠમાં તો સ્પષ્ટ મનને રથના ઘોડાને પકડી રાખનાર રાશ કહેલ છે. મનની અંદર વિજ્ઞાન–બુદ્ધિને મૂકેલ છે. કઠમાં બુદ્ધિને સારથિ કહેલ છે. અન્યત્ર વિજ્ઞાન–બુદ્ધિને જ્યેષ્ટ આત્મા કહેલ છે.[3] વિજ્ઞાનની અંદર જે આનંદમય આત્મા છે તેને પ્રિય અપ્રિય વગેરે લાગણીઓ કહી શકાય. પણ આનંદમયનું જુદું વર્ણન બીજે નથી અને એક સ્થળે, બુદ્ધિ, કામ, સંકલ્પ, શ્રદ્ધા, ધૃતિ, લજ્જા, ભીતિ વગેરે બધું મન જ છે એમ કહ્યું છે.[4] અર્થાત્ કામ–ઇચ્છા, ભય વગેરે ( Instincts ) નો અને બુદ્ધિ, શંકા, વગેરે બધાંનો એક મનમાં જ સમાવેશ કર્યો છે. જો કે સામાન્ય રીતે ઉપનિષદો મન અને બુદ્ધિનો ભેદ, અંતઃકરણમાં પાડે છે.[5] પાછળનાં ઉપનિષદમાં[6] મન બુદ્ધિ, ચિત્ત અને અહંકાર, એ રીતે અંતઃકરણને ચતુર્વિધ કહેલ છે. સ્થૂલ શરીર,

૧. બૃ. ઉ. ૬–૧ ૨. બૃ. ઉ. ૬–૧
૩. કઠ ૧–૩–૩. તૈ. ઉ. ૨–૫–૧ ૪. બૃ. ઉ. ૧–૫–૩
૫. બૃ. ઉ. ૪–૪–૫ તથા કઠ. ૧–૩–૩
૬. પ્રશ્ન ઉ. ૪–૮

સૂક્ષ્મ શરીર અને કારણ શરીર એવા ત્રણ શરીરનો વાદ ઉપનિષદોમાં નથી

ચિત્તતત્ત્વનો વિચાર કરવા સાથે જીવની જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાઓનો પણ ઉપનિષદ્‌મા વિચાર કર્યો છે જાગૃત અવસ્થા વિશે આત્મા, મન અને ઇન્દ્રિયો વડે બાહ્ય જગત સાથે સબધ રાખે છે. આ પ્રત્યક્ષ વ્યવહારની વિશેષ ચર્ચા નથી પ્રત્યક્ષ જગતમા સૂર્ય, ચન્દ્ર વગેરેમાથી કોઈનો પ્રકાશ ન હોય ત્યારે આત્મજ્યોતિથી જાગૃત વ્યવહાર ચાલે છે એટલુ કથન છે[1] પણ સ્વપ્ન અને સુષુપ્તિ વિશે ઘણા વચનો મળે છે આ બધા અહીં ઉતારવા માટે જગ્યા નથી, અને તેની જરૂર પણ નથી સ્વપ્ન સબધી વચનોનું સક્ષિપ્ત તાત્પર્ય એવુ છે કે સ્વપ્નાવસ્થા એ જાગરિતનો આ લોક અને સુષુપ્તિનો પરલોક એ બે વચ્ચેનુ સધ્ય સ્થાન છે સ્વપ્નસ્થાનમા, જાગરિતના રથો, રથોને ચાલવાના માર્ગો, નદીઓ, તળાવો વગેરે સ્વપ્નમા અનુભવવાના કોઈ પદાર્થો નથી, પણ ન ઊઘતો સ્વયપ્રકાશ આત્મા સ્વપ્નમા પોતાના પ્રકાશથી જાગરિત અવસ્થામા જોયેલા—અનુભવેલા પદાર્થોને અનુભવે છે[2] અનમત્ત "સ્વપ્નના અનુભવથી કે કર્મથી આ પુરૂષ બધાતો નથી. તે અસગ છે,"[3] જ્યારે જાગરિતના કર્મથી બધાય છે એટલો બે અવસ્થાઓ વચ્ચે ફેર છે "જેમ મોટુ માછલુ નદીના બેય કાંઠા તરફ વારાફરતી જાય છે તેમ આ પુરૂષ જાગરિત અને સ્વપ્ન એ બે અવસ્થા તરફ વારાફરતી દોડે છે"[4] એ સુદર ઉપમાવાળુ વર્ણન છે

સુષુપ્તિ અવસ્થા વિશે એટલુ જ જાણવાનુ મળે છે કે "જેમ આકાશમા ફરીને થાકેલુ પક્ષી પાખો સકેલીને માળામા જાય છે તેમ આ પુરૂષ જ્યા કાંઈ ઇચ્છાઓ નથી તેમ સ્વપ્ન પણ નથી એ

૧ બૃ ઉ ૪—૩—૬
૨ જુઓ બૃ ઉ ૪—૩—૯ થી ૧૮ તથા કઠ ૫—૮
૩ બૃ ઉ ૪—૩—૧૬ ૪ બૃ ઉ ૪—૩—૧૮

સ્થાનમાં જાય છે. ત્યાં પ્રિય સ્ત્રીથી આલિંગાયેલો પુરુષ જેમ કાંઈ બહારનું જાણતો નથી તેમ પ્રાજ્ઞ આત્મા (પરમાત્મા)થી આલિંગાયેલો આ પુરુષ બહારનું કે અંદરનું કાંઈ જાણતો નથી. ત્યાં ઉંઘેલો સંપ્રસન્ન પુરુષ સ્વપ્ન નથી જોતો ત્યારે હિત નામની નાડીઓમાં સરી જાય છે, ત્યારે સતથી સંપન્ન થાય છે, પોતામાં લય પામે છે.[1] "તેને કોઈ પાપ અડી શકતું નથી. આ બ્રહ્મ લોક છે. અનૃત (અવિદ્યા)થી વીંટાયેલા લોકો જાણતા નથી પણ સ્વપ્ન વગરની ઉંઘમાં હમેશાં આ બ્રહ્મલોકમાં જાય છે."[2]

આ ત્રણ ઉપરાંત ચોથી અવસ્થા તે મરણ પછીની અવસ્થા. ઉપનિષદોનો "જીવથી રહિત આ (શરીર) મરે છે; જીવ મરતો નથી" એ તો સિદ્ધાંત છે. પણ "મરણ પછી (આત્મા) રહે છે એમ કેટલાક કહે છે. અને બીજા આ નથી રહેતો એમ કહે છે." એ નચિકેતાની શંકાના[3] જવાબમાં ઉપનિષદો તો મરણ પછીની ગતિ વિસ્તારથી વર્ણવે છે. બૃ. ઉ. માં કહ્યું છે કે "જ્યારે માણસ નબળો પડીને બેભાન થવા માંડે છે ત્યારે તેજ વગેરે ભૂતોના અંશો લઈને હૃદયમાં પ્રવેશ કરે છે. પછી એ જોઈ શકતો નથી."[4] આ રીતે "બધી ઈન્દ્રિયોને સાથે લઈને હૃદયના પ્રકાશની મદદથી આંખ કે બીજી ઇન્દ્રિયમાંથી કે માથામાંથી નીકળી જાય છે. પ્રાણો, બુદ્ધિ તથા વિદ્યા, કર્મ અને પૂર્વપ્રજ્ઞા એટલું એની સાથે જાય છે." આ રીતે શરીરમાંથી જનાર જીવનું પછી શું થાય છે? આ વિષયમાં પ્રાચીનતમ માન્યતા એવી લાગે છે કે આ જીવ તરત જ બીજો જન્મ ગ્રહણ કરે છે.[5] પણ ઉપનિષદોનો સામાન્ય અભિપ્રાય તો નીચે

૧. છા. ૬—૮—૧

૨. બૃ. ઉ. ૪—૩—૧૯ થી ૨૧ તથા છા. ઉ. ૮—૩—૨

૩. કઠ. ઉ. ૧-૧-૨૦.

૪. બૃ. ઉ. ૪-૪-૧ થી ૨.

૫. सकृतःप्रयन्नेव पुनर्जायते । ઐ. ઉ. ૨-૪.

ઉતાર્યો છે તે છે. બૃ. શ્રુતિ કહે છે કે "જેમ સોની સોનાનો કટકો લઇને તેમાંથી નવો-વધારે સુંદર ઘાટ ઘડે છે. તેમ જ આત્મા શરીરને મારીને, અવિદ્યાને લઇને બીજું નવું વધારે કલ્યાણરૂપ જેવું કે પિતૃનું, ગન્ધર્વનું, દેવનું, પ્રજાપતિનું કે બ્રહ્મલોકનું ઘડે છે."[1] અન્યત્ર જીવની બે ગતિ કહી છે. "જેઓ ગામમાં રહીને યજ્ઞ, પૂર્ત તથા દાનમાં પ્રવૃત્ત રહે છે તેઓ ધૂમ, રાત્રિ, વગેરે માર્ગે પિતૃલોકમાં થઈ ચન્દ્રલોકમાં જાય છે. અને ત્યાં જેટલું રહેવાનું હોય તેટલું રહી એ જ માર્ગે પાછા યોનિમાં આવે છે અને નવ કે દશ મહિના ગર્ભમાં રહી જન્મે છે. તેમાં જે રમણીય આચરણવાળા હોય છે તે રમણીય યોનિ એટલે બ્રાહ્મણયોનિ, ક્ષત્રિયયોનિ કે વૈશ્યયોનિને પ્રાપ્ત થાય છે. અને જે ખરાબ આચરણવાળા હોય છે તેઓ ખરાબ યોનિને એટલે શ્વાનની, ડુક્કરની કે ચાંડાલની યોનિને પ્રાપ્ત થાય છે.[2] આ રીતે ફરી ફરી જન્મે છે અને મરે છે.[3] ઉપનિષદોમાં સ્વર્ગ વિશે અહીં આપી તેટલી જ વાત છે. આ પિતૃયાન માર્ગ. હવે દેવયાન માર્ગ.[4] જેઓ અરણ્યમાં શ્રદ્ધા અને તપ અથવા સત્યની ઉપાસના કરે છે તે પ્રકાશ, દિવસ વગેરે માર્ગે દેવલોકમાં થઈ સૂર્યમાં અને બ્રહ્મલોકમાં જાય છે, અને ત્યાં ઘણા કાળ સુધી વસે છે અને ત્યાંથી પાછા ફરતા નથી, પણ આ બેમાંથી એકેય માર્ગ જેને માટે નથી તેઓ કીટ, પતંગ કે ઝેરી જીવડાં વગેરે ક્ષુદ્ર જીવ થાય છે.[5] અવિદ્વાન અને અબુધ જનો અન્ધતમથી આવૃત્ત અનંદ નામના લોકમાં જાય છે એવું યે એક વચન છે. બીજામાં અનંદને બદલે અસૂર્ય લોક કહેલ છે.[6] આ અસૂર્યને પાછળથી એક નરકનું નામ આપેલ છે.

---

૧. બૃહ. ૪-૪-૪. ૨. છાં. ઉ. ૫—૧૦

૩. કઠ. ૧-૨-૬.

૪. છાં. ઉ. ૫-૧૦-૧, ૨ અને બૃ. ઉ. ૬-૨-૧૫.

૫ બૃ. ઉ. ૬-૨-૧૬ તથા છાં. ઉ. ૫-૧૦-૮

૬. બૃ. ઉ. ૪-૪-૧૦ તથા ઈશા. ઉ. ૩.

પણ ખરી રીતે પાછળનાં પૌરાણિક તથા બૌદ્ધ જૈન સાહિત્યમાં જે નરકોની તથા તેની યાતનાઓની ઘણી વાતો છે તેનું નામનિશાન ઉપનિષદોમાં નથી.

કર્મવાદ—ઉપર સારાં આચરણથી સારી યોનિ અને ખરાબ આચરણથી ખરાબ યોનિ મળે છે એ વચનમાં ઉપનિષદે કર્મવાદ જ કહેલો છે. બીજે સ્થળે "પુણ્ય કર્મથી પુણ્ય જન્મવાળો થાય છે અને પાપકર્મથી પાપી જન્મવાળો થાય છે."[1] એમ કહેલું છે. અન્યત્ર "મરણ પછી કેટલાક જીવો શરીરપણા માટે કર્મ અને વિદ્યાને અનુસરી બીજી યોનિને પ્રાપ્ત થાય છે, ત્યારે કેટલાક સ્થાવરપણાને પ્રાપ્ત થાય છે, એમ કહેલું છે[2] ઉપનિષદોનાં આ થોડાં વચનોમાથી વિકમેલો કર્મવાદ પાછળથી બૌદ્ધ, જૈન અને બ્રાહ્મણ સર્વ સંપ્રદાયોમાં અતિ પ્રબળ રીતે વ્યાપક થઈ ગયો છે.

કર્મ સાથે જ કર્તાનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. ઉપરના વચનોથી જીવાત્મા કર્તાપણું જરૂર ઠરે છે. પણ ઉપનિષદોનાં અનેક વચનોમાં આત્માને "સારા કર્મથી મોટો થતો નથી કે ખરાબ કર્મથી નાનો થતો નથી" "કર્મથી વધતો નથી કે ઘટતો નથી." એવો કહ્યો છે.[3] વળી આગળ ચાલના જણાવ્યું છે તેમ આત્મા અને બ્રહ્મની ઉપનિષદોમાં એકતા માની છે તે જોતા આત્મા, કર્તાથઈ શકે નહિ ત્યારે કર્તા કોણ? એક સ્થળે વિજ્ઞાન—બુદ્ધિ કર્મો કરે છે એમ કહેલું છે[4] અને અન્યત્ર આત્મા ઇન્દ્રિયો અને મન એથી યુક્તને ભોક્તા કહેલ છે.[5] એ જ પ્રમાણે "જે પોતાને શ્રોતા, દ્રષ્ટા, મન્તા જ્ઞાતા જાણે છે તે વિજ્ઞાનમય, મનોમય, પ્રાણમય અને ચક્ષુરાદિ ઇન્દ્રિયમય આત્મા જેવી ઇચ્છાવાળો હોય, તેવા સંકલ્પવાળો થાય, સંકલ્પ પ્રમાણે કર્મ

---

૧. બૃ. ઉ. ૩-૨-૧૩ તથા ૪—૪—૫.

૨. કઠ. ૨-૫-૭ ૩. બૃ. ઉ. ૪-૪-૨૨, ૨૩

૪. તૈ. ઉ. ૨-૫-૧

૫. કઠ ૧-૩-૪.

કરે અને કર્માનુસાર ફળ મેળવે એમ કહેલું છે"[૧] અર્થાત્ બુદ્ધયાદિયુક્ત આત્મા જ્ઞાતા, કર્તા અને ભોક્તા છે. "પ્રજ્ઞાથી શરીર ઇન્દ્રિયાદિમાં આરોહણ કરીને' ઇન્દ્રિય દ્વારા થતા જ્ઞાનને, કર્મોને તથા સુખદુઃખ અને કામોને પ્રાપ્ત કરે છે." એમ સ્પષ્ટ કહેલું છે.[૨] આવો "આત્મા–જીવ હૃદયમાં રહે છે." એમ એક સ્થળે કહેલું છે[૩] અને અન્યત્ર "પ્રાણમાં અને હૃદયમાં વિજ્ઞાનમય અંતર્જ્યોતિ તે આત્મા રહે છે" એમ કહેલું છે.[૪] ત્યારે બીજે સ્થળે "આત્મા નખના અગ્રભાગથી આરંભી (આ શરીરમાં) પેઠેલો છે."[૫] એવું કથન છે. 'આત્મા અણુ છે' અને અંગુષ્ઠ માત્ર છે' એમ પણ કહેલું છે.[૬]

સૃષ્ટિ પ્રક્રિયા—એક સ્થળે 'પાણીમાંથી પૃથિવી,' એમ કહીને પાણીથી સૃષ્ટિની શરૂઆત કહી છે[૭] આ પ્રાચીનતર વાદ છે બીજે સ્થળે "પહેલું એક અદ્વિતીય સત્ હતુ. તેણે બહુ થાઉં પ્રજા ઉત્પન્ન કરૂં એમ ઇચ્છ્યું અને તેજ ઉત્પન્ન કર્યું." તેજમાંથી પાણી અને તેમાંથી પૃથિવી એ રીતે સૃષ્ટિ કહી છે.[૮] ત્યારે ત્રીજે સ્થળે "તે આ આત્મામાથી આકાશ ઉત્પન્ન થયુ, આકાશમાંથી વાયુ, તેમાંથી અગ્નિ, અગ્નિમાંથી આપ, અને આપમાંથી પૃથિવી, પૃથિવીમાથી ઓષધિઓ, ઓષધિઓ(વનસ્પતિ)માંથી અન્ન અને અન્નમાંથી માણસ." એ રીતે સૃષ્ટિ કહેલ છે.[૯] અને આ પંચભૂતવાદ પાછળથી પુરાણોમાં અને ઘણાંખરાં દર્શનોમાં વ્યાપક થયો છે. અહીં છેવટ માણસ કહેલ છે. તેનો અર્થ પ્રાણીમાત્ર લેવો જોઇએ. કારણ કે

---

૧. છાં. ઉ. ૮–૧૨–૪ અને બૃ. ઉ. ૪–૪–૫.

૨. કૌ. ઉ. ૩–૬ ૩. છાં ઉ. ૮–૩–૩

૪. બૃ. ઉ. ૪–૩–૩

૫. મુંડક ઉ. ૩–૧–૯ અને કઠ ૨–૬–૧૯

૬. બૃ. ઉ. ૧–૪–૭ ૭. બૃ. ૧–૨–૨

૮. છા. ઉ. ૬–૨ ૯ તૈ. ઉ. ૨–૧

છાંદોગ્ય ઉપનિષદમાં અંડજ, જીવજ અને ઉદ્‌ભિજ્જ એ રીતે આ ભૂતોનાં ત્રણ જ બીજો છે એમ કહેલું છે.[1] બીજી રીતે જંગમ સૃષ્ટિની ઉત્પત્તિ બતાવતાં કહેલું છે કે "તે દેવતાએ ઇચ્છયું કે આ ત્રણ દેવતાઓ એટલે અગ્નિ, પાણી અને પૃથિવીમાં આ જીવ આત્માથી અનુપ્રવેશ કરીને નામ અને રૂપને ઉત્પન્ન કરું છું"[2] આ જંગમ સૃષ્ટિ થઈ અને ઉપર કહેલ પંચમહાભૂતો તથા એના વિકારો એ સ્થાવર સૃષ્ટિ. "જેમ અગ્નિમાંથી તણખા નીકળે છે તેમ જ આ આત્મામાથી સર્વ પ્રાણો સર્વ લોકો, સર્વ દેવો અને સર્વ ભૂતો નીકળે છે."[3] આ રીતે "જેમાથી આ ભૂતો ઉત્પન્ન થાય છે, જેનાથી જન્મેલા એ જીવ છે અને જેમાં છેવટ લય પામે છે તે બ્રહ્મ જાણવું."[4] એમ શ્રુતિ કહે છે.

બ્રહ્મનુ આ લક્ષણ જ ધાર્મિક વૃત્તિનું નહિ, પણ તાત્ત્વિક અન્વેષણની વૃત્તિનુ સૂચક છે. અને છાંદોગ્યમાં સ્પષ્ટ પૃથિવી, પાણી અને તેજનાં મૂળ સતને શોધવાનો ઉપદેશ કર્યો છે.[5] ઋગ્વેદના સાકાર મુખ્યત્વે પુરૂષાકાર હજારો દેવોને તો ઔપનિષદ ઋષિઓએ પૃથક્ પૃથક્ દેવરૂપ નહિ, પણ તેંત્રીશ દેવોના મહિમારૂપ ગણીને છોડી દીધા છે અને તેત્રીશ દેવોરૂપે પણ પૃથિવી, વાયુ, અંતરિક્ષ, આકાશ વગેરે તત્ત્વોને તથા અગિયાર ઇન્દ્રિયો જેવી શરીરસ્થ શક્તિઓને ગણાવનાર તથા છેવટ તો બ્રહ્મને જ એક દેવ કહેનાર[6] ઉપનિષદો દેવોની પુરૂષાકારતાની માન્યતાને ગૌણ ગણે એ દેખીતું છે. વળી ઉપનિષદોમાં પૌરાણિક પ્રકારનાં જે ઉપાખ્યાનોમાં શરીરધારી દેવોનું વર્ણન કરેલું છે ત્યાં પણ ઇન્દ્રાદિ દેવોને મનુષ્ય પેઠે જ અન્ન અને બ્રહ્મવિદ્યાના અધિકારી ગણ્યા છે[7] દેવના આકારરૂપ તરફ સામાન્ય રીતે આવી

[1] છા. ઉ. ૬—૩—૧   [2] છા. ઉ. ૬—૩—૨
[3] બૃ. ઉ. ૨—૧—૨૦   [4] તૈ. ઉ. ૩—૧.
[5] છા. ઉ. ૬—૮—૧.   [6] બૃ. ઉ. ૩—૯—૧ થી ૯.
[7] છા. ઉ. ૮—૭.

ઉદાસીનતા હોવા છતા ઉપાસના પ્રકરણમાં એકાદ સ્થળે "આદિત્ય મધ્યે હિરણ્યસ્મશ્રુ, હિરણ્યકેશ અને નખથી આરભી આખાય સુવર્ણરૂપ આ હિરણ્મય પુરુષ છે"[૧] એવુ વર્ણન મળે છે પણ અહીં હિરણ્ય શબ્દ પ્રકાશના અર્થમાં વાપર્યો છે અને સૂર્યાન્તર્ગત પુરૂષની વાત છે એટલે એની સાકારતા અતિ ગૌણ થઈ જાય છે પણ બ્રહ્મના નિર્ગુણ સ્વરૂપનેજ વાસ્તવિક ગણનારાં ઉપનિષદોમા કવચિત્ સગુણબ્રહ્મનું વર્ણન પણ મળે છે દા ત "તે સર્વનો ઈશાન છે સર્વનો અધિપતિ છે આ સર્વનુ પ્રશાસન કરે છે એના ભયથી વાયુ વાને છે, અગ્નિ અને ઈન્દ્ર ચાલે છે તથા મૃત્યુ દોડે છે'[૨] જ્યારે અન્યત્ર "મનોમય, પ્રકાશરૂપ, સત્યસંકલ્પ, આકાશાત્મા, સર્વકર્મા, સર્વકામ, સર્વગન્ધ, સર્વરસ અને આ સર્વમાં અભિવ્યાપ્ત છે" એ રીતે વર્ણન છે પણ તરતજ "પૃથિવીથી, અન્તરિક્ષથી, સ્વર્ગથી અને આ લોકોથી તે મ્હા મહાન છે જે મારા હૃદયમાં રહેનો નીહિથી, યવથી, સર્ષપથી કે શામાથી નાનો આત્મા છે" એમ કહે છે[૩] બીજા એક વચનમા જે હૃદયના અ તરના આકાશમા રહેલો છે તે વિજ્ઞાનમય, સર્વને વશ રાખનાર, સર્વનો ઈશાન, સર્વનો અધિપતિ છે એ સર્વેશ્વર ભૂતોનો અધિપતિ, ભૂતપાલ અને લોકો છૂટા ન પડી જાય એને માટે ધારણ કરનાર સેતુ છે" એ રીતે હૃદયમા રહેલ આત્મા સાથે ઈશ્વરની એકતા કરી છે[૪] પહેલા વચનમાં પણ સર્વના ઈશાનને 'મનોમય, હૃદયમા રહેલ, અને જવ જેવો કે વ્રીહિ જેવો" કહ્યો છે વળી બ્રહ્મની અને આત્માની આ એકતા વિશે શાંડિલ્ય ઋષિ સ્પષ્ટ કહે છે કે "જેનો આ સાક્ષાત્ અનુભવ છે, જેને શકા નથી" તેની આ

---

૧ છા ઉ ૧—૬—૬

૨ બૃ ઉ ૫—૬—૧ તથા તૈ ઉ ૨—૨—૮

૩ છા ઉ ૩—૧૪—૨ થી ૪ અને બૃ. ઉ ૫—૬—૧

૪ બૃ. ઉ ૪—૪—૨૨

વાત છે[1] જેમ આત્માની અને બ્રહ્મની એકતા સગુણ વર્ણનમા આવીને સગુણતાને જ ગૌણ કરી નાખે છે તેમ અન્યત્ર સગુણ અને નિર્ગુણની એકતા "જે વ્યાપક, પ્રકાશરૂપ પરિભૂ, સ્વયભૂ છે, જેણે શાશ્વત યથાયોગ્ય વ્યવસ્થા કરી છે" તેને જ "અશરીર, ક્ષતરહિત, સ્નાયુરહિત, શુદ્ધ અને અપાપવિદ્ધ" એ શબ્દોમા નિર્ગુણ વર્ણવેલ છે[2]

## નિર્ગુણબ્રહ્મ

આ નિર્ગુણબ્રહ્મનુ વર્ણન ઉપનિષદોમા નીચેના સચોટ શબ્દોમા કર્યુ છે 'તે આ અક્ષરને બ્રાહ્મણો અસ્થૂલ, અનણુ, અહ્રસ્વ, અદીર્ઘ, અલોહિત, નીકાશ વગરનુ, છાયા વગરનુ, અધકાર વગરનુ, અવાયુ અનાકાશ, અસગ, અરસ અગન્ધ, અચક્ષુ, અશ્રોત્ર, વાણીરહિત, અમુખ, અપ્રાણ માત્રા વગરનુ અનન્તર અને અબાહ્ય કહે છે તે પોતે કોઈને ભોગવતુ નથી અને તેને કોઈ ભોગવતુ નથી" છતા "એ જ અક્ષરના પ્રશાસનમા સૂર્ય અને ચન્દ્ર પકડાયેના રહે છે, આકાશ અને પૃથિવી પકડાયેના રહે છે, નિમેષ, મુહૂર્ત, સવત્સર વગેરે (કાળના વિભાગો) પકડાયેના રહે છે, એના જ પ્રશાસનથી પૂર્વની નદીઓ અને બીજી પશ્ચિમની નદીઓ શ્વેતપર્વતમાથી વહે છે"[3]

આ કે આને મળતા શબ્દોમા નિર્ગુણનુ વર્ણન ઉ મા ઘણે સ્થળે મળે છે દા ત કઠમા "અશબ્દ અસ્પર્શ, અરૂપ, અવ્યય, અરસ, અગન્ધવત્, અનાદિ, અનન્ત, મહાનથી પર અને ધ્રુવને વિચારીને મૃત્યુના મુખમાથી મુક્ત થાય છે '[4] એવુ વર્ણન છે નિર્ગુણને વર્ણવનારા વધારે વચનોને ઉતારવાની જરૂર નથી ફક્ત નિર્ગુણતાની અંતિમ કોટિ દર્શાવતુ શ્રુતિનુ અતિ પ્રસિદ્ધ નીચેનુ વચન ઉતાર્યા વગર નહિ ચાલે "તે આ આત્મા નેતિ નેતિ (ત નહિ તે નહિ એવો) છે તે અગૃહ્ય છે એટલે નથી પકડાતો, અશીર્ય છે એટલે શીર્ણ નથી થતો અસગ છે એટલે આસક્ત નથી થતો અને

---

૧ છા ઉ ૩—૧૪—૪ ૨ ઈશા ૮
૩ બૃ ૩—૮—૯ ૪ કઠ ૧—૩—૧૫.

કોણ ગતિ કરી શકે ?"[૧] "બીજા ભૂતો આ આનંદના અંશ ઉપર જીવે છે"[૨] "વિજ્ઞાન અને આનંદ બ્રહ્મ છે"[૩] "નહિ બહાર નહિ અંદર એવો સમગ્ર આત્મા પ્રજ્ઞાનઘન છે."[૪] વગેરે શબ્દોમાં બ્રહ્મના સ્વરૂપનું વર્ણન કર્યું છે અને એનુ તત્ત્વ લઈને પાછળના વેદાન્તમાં બ્રહ્મને સચ્ચિદાનંદ કહેલ છે.

આ શરીરમાં રહેલો અવિનાશી, નિત્ય આત્મા, શરીર, મન અને વિજ્ઞાનબુદ્ધિથી જુદો તથા જાગરિતાદિ ત્રણ અવસ્થાઓથી પર છે, એટલે વાણી, ચક્ષુ અને મન એને પહોંચતાં નથી."[૫] આત્માની આ સ્થિતિને પાછળના વેદાન્તમાં ચોથી અવસ્થા કહેલ છે.[૬] એને જ આત્માનું "અભય, આપ્તકામ, આત્મકામ, શોકરહિત રૂપ" કહેલ છે.[૭]

## આત્મા અને બ્રહ્મનો અભેદ

દેહાદિમાં રહેલો પણ તેથી પર નિર્ગુણ, અવિનાશી આત્મા, અને જે સર્વ સૃષ્ટિનું મૂળકારણ છે અને સર્વને ધારણ કરી રહેલ છે તે સત્ય અનન્ત નિર્ગુણ બ્રહ્મ એ બેના અભેદનો બોધ કરવો એ સર્વ ઉપનિષદોનું પરમ લક્ષ્ય છે. આત્મા અને બ્રહ્મના સ્વરૂપનું વર્ણન કરનારાં વચનોમાંથી અભેદ ઉપર જોયું તેમ સહજ સ્ફુરે છે. ઘણીવાર એકના—આત્મા કે બ્રહ્મના વર્ણનથી આરંભ કરી વાક્યની સમાપ્તિ બીજાના વર્ણનથી કરે છે. શ્રુતિને જાણે દેખીતા ભેદની દરકાર જ નથી. પણ આત્મા અને બ્રહ્મનો કેવી જાતનો અભેદ ઉપનિષદોને ઈષ્ટ છે તે જોઈએ.

ઉપનિષદમાં એક સ્થળે કહ્યું છે કે[૮] "જ્યારે આ અદૃશ્ય, અનાત્મ્ય, જેનું વર્ણન ન થઈ શકે એવા, સ્થાન વગરના તે (બ્રહ્મ)માં અભય,

૧. તૈ. ઉ. ૨-૭. ૨ બૃ. ૪—૩—૩૨.
૩. બૃ. ઉ. ૩—૩—૨૮. ૪. [illegible]—૫—[illegible]
૫. કેન. ૧-૩
૭. બૃ. ઉ. ૪-૩-૨૧

પ્રતિષ્ઠા મેળવે છે ત્યારે તે અભયને પ્રાપ્ત થાય છે." એક વચનમાં કહ્યું છે કે "આ સંપ્રસાદ (આત્મા) આ શરીરમાંથી ઉઠીને પરમ જ્યોતિને પામીને પોતાના રૂપને પ્રાપ્ત થાય છે."[1] આ વચનમા પરમ જ્યોતિ બ્રહ્મ સાથે આત્માની એકતા તો સ્પષ્ટ કહી છે પણ આ શરીરમાંથી નીકળ્યા પછી કહી છે. પણ શરીર પડયા પછી જ બ્રહ્મ સાથે એકતા પ્રાપ્ત થાય છે એવો શ્રુતિનો આશય નથી કારણ કે અન્યત્ર કહ્યું છે કે, "બ્રહ્મવિત્ પરને પ્રાપ્ત થાય છે. જે ગુહામાં–પરમ આકાશમાં રહેલા સત્ય જ્ઞાન અનન્ત બ્રહ્મને જાણે છે તે જ્ઞાની બ્રહ્મ સાથે સર્વ કામોને પ્રાપ્ત થાય છે."[2] અને આમાં અસ્પષ્ટતા હોય તો અંતર્યામી બ્રાહ્મણમાં કહ્યું છે કે "જે પૃથિવી આદિ સર્વ ભૂતોમાં અને પ્રાણમાં અને વાણી વગેરે ઇંદ્રિયોમાં રહેલો છે અને એ સર્વને નિયમમાં રાખે છે અને પૃથિવી આદિ જેનાં શરીર હોવા છતાં જેને જાણતાં નથી, તે અંતર્યામી અમૃત તારો આત્મા છે."[3] આમાં સ્પષ્ટ સજીવ શરીરમાં રહેલા આત્માની જ વાત છે. અને "સત્ પોતે જ આ જીવ આત્મા વડે ભૂતોમાં પેસીને નામ રૂપને ઉત્પન્ન કરે છે." એ શ્રુતિ[4] બ્રહ્મ પોતે જ સૃષ્ટિના આરંભમાં જીવરૂપ પ્રવેશ છે એમ કહે છે. છેવટ નીચેનું શ્રુતિવચન નિર્ણાયક છે.

પોતાના જ્ઞાનથી સ્તબ્ધ અને અભિમાની થયેલા પુત્ર શ્વેતકેતુને પિતા ઉદ્દાલક જેનાથી ન સાંભળેલું સંભળાય છે અને ન જાણેલું જાણવામાં આવે છે તે જ્ઞાન દર્શાવતાં સૃષ્ટિના કારણરૂપ સતનું વિસ્તારથી નિરૂપણ કરીને કહે છે કે "જે આ સૂક્ષ્મ છે, તે આત્મારૂપ આ બધું છે. તે જ સત્ય છે. તે આત્મા છે. હે શ્વેતકેતુ, તે તું છો–तत्त्वमसि."[5] અહીં ભવિષ્યમાં 'તે તું થઈશ' એમ નથી

1. છાં ૮-૧૨-૩ ૨ તૈ ઉ. ૨-૧-૧
3. બૃ. ઉ. ૩-૭નો સંક્ષેપ કર્યો છે.
૪. છાં. ઉ. ૬-૩-૨
૫. " ૬ ૮ થી ૧૬

કહ્યું. પણ અત્યારે જ તું છો એમ કહ્યું છે, એ ભૂલવાનું નથી બૃ કામાં "તે આ બ્રહ્મ અપૂર્વ, અનપર, અનન્તર અને અબાહ્ય છે. અને આ આત્મા સર્વાનુભૂ-સર્વનો અનુભવ કરનાર બ્રહ્મ છે." [1] આ રીતે બ્રહ્મની આત્મા સાથે એકતા છે એટલું જ નહિ પણ જગત સાથે પણ એકતા છે શ્રુતિ કહે છે "આ બધું બ્રહ્મ છે." [2] 'તેજ ઉપર છે, તે નીચે છે, તેજ પૂર્વમાં છે, તેજ પશ્ચિમમાં છે, તે ઉત્તરમા છે, તે જ આ બધુ છે" [3] "અનવમ કે આ બધુ આત્મા જ છે. અને અભેદને જ સર્વત્ર જોનારી શ્રુતિ ભેદની નીચે પ્રમાણે નિંદા કરે છે. "જે આત્માથી અન્યત્ર બ્રાહ્મણને, ક્ષત્રિયને, લોકોને, દેવોને ભૂતોને તથા આ બધાને જાણે છે તેનાથી બ્રાહ્મણ, ક્ષત્રિય, લોકો, દેવો, ભૂતો તથા આ બધુ દૂર જાય છે કારણ કે બ્રાહ્મણાદિ જે આ બધુ છે તે આત્મા છે."[4] વળી "અહી ચણાપણ છે જ નહિ "જેઓ ઘણા હોય એ પેઠે જુએ છે, તેઓ મૃત્યુથી મૃત્યુને પ્રાપ્ત થાય છે." [5]

## મુક્તિવિચાર

ઉપરઉતારેનાં અનેક—ખાસ કરીને "બ્રહ્મવિત પરને પ્રાપ્ત થાય છે" જેવાં વચનોમા મુક્તિનું કારણ બ્રહ્મજ્ઞાનને જ ગણેલ છે. અને આ બ્રહ્મજ્ઞાન એટલે પરોક્ષ જ્ઞાન નહિ "જે સાક્ષાત્ અપરોક્ષ બ્રહ્મ" એ શબ્દોમાં કહેલ અપરોક્ષ જ્ઞાન જ. આ અપરોક્ષ જ્ઞાન ગાય ઘોડા જેવા બાહ્ય પદાર્થના જ્ઞાનને મળતુ નહિ પણ શ્રુતિ કહે છે તેમ સર્વાન્તર આત્માનું સમાહિત અવસ્થામાં પોતામાં થઈ શકે છે તે સમજવુ [6] પણ એ અનુભવની અપરોક્ષતા બીજા

૧. બૃ. ઉ. ૨-૫-૧૯ ૨. છા. ૩-૧૪-૧

૩. છા ઉ. ૭-૨૫-૧, ૨

૪. બૃ. ઉ. ૨-૪-૬ તથા ૪-૫-૭

૫ બૃ. ઉ. ૪-૪-૧૯ ૬. બૃ. ૩-૪-૨

સર્વથી વધારે જ ગણાય. વેદમાં ખાસ કરીને વેદના યજ્ઞમાર્ગમાં જે સ્વર્ગની લક્ષ્યસ્થાન તરીકે વાત આવે છે તે સ્વર્ગને તો ઔપનિષદ ઋષિઓ તુચ્છ ગણે છે. કહે છે કે "જેમ અહીં કર્મથી મળેલો લોક ક્ષીણ થાય છે તેમ પુણ્યથી મળેલો લોક પણ ક્ષીણ થાય છે."[1] અને પહેલાં જે દેવયાનની વાત કરી તે માર્ગે જનારા છેવટ બ્રહ્મલોકને પામે છે અને "તેઓની પુનરાવૃત્તિ નથી."[2] એમ કહ્યું છે. અને જ્યાં જવાથી જીવની પુનરાવૃત્તિ ન થાય, ફરી ફરીને જન્મવા મરવાનું નીકળી જાય તેને પ્રાચીનોએ મોક્ષ કે મુક્તિ કહેલ છે, પણ પાછળના વેદાંતમાં બ્રહ્મલોકમાં ગયાથી મળતી મુક્તિને ક્રમ મુક્તિ કહેલ છે અને તે ઉપનિષદોને ઇષ્ટ મુક્તિ નથી. કારણ કે સાચા બ્રહ્મવિત્‌ની ગતિ જ નથી થતી. એને વિષે તો કહ્યું છે કે "જે ઇચ્છા ન કરતો, અકામ, નિષ્કામ, આપ્તકામ અને આત્મકામ છે તેના પ્રાણોની ઉત્ક્રાન્તિ નથી થતી, તે તો અહીં બ્રહ્મ જ છે અને બ્રહ્મને પ્રાપ્ત થાય છે."[3] આને પાછળના વેદાંતમાં સદ્યોમુક્તિ કહેલ છે.

જીવન્મુક્તિ—પણ મુક્તિ મરણ પછી જ મળે એવી ઉપનિષદો અથવા પાછળના વેદાંતની માન્યતા નથી. પહેલાં કહ્યું છે તેમ 'તત્ત્વમસિ' માં વર્તમાન જ વિવક્ષિત છે. જો કે જીવન્મુક્તિ શબ્દ ઉપનિષદોમાં નથી મળતો પણ જીવન્મુક્ત સ્થિતિનું વર્ણન છે. કહ્યું છે કે "જ્યારે આ (બ્રહ્મવિત્)ના હૃદયમાં રહેલા બધા કામો છૂટી જાય છે ત્યારે મર્ત્ય અમૃત થઇ જાય છે અને અહીં જ બ્રહ્મને પ્રાપ્ત થાય છે." "અમે અહીં જ છીએ અને તે(બ્રહ્મ)ને જાણીએ છીએ" "જે જાણે છે તે અમૃત થાય છે. બીજા દુઃખ પામે છે."[4] અને યાજ્ઞવલ્ક્ય, સામે બેઠેલા જનકને બ્રહ્મજ્ઞાન આપ્યા પછી છેવટ કહે છે કે "આ બ્રહ્મલોક છે. અને સમ્રાટ તું ત્યાં પહોંચાડાયો છે"

૧. છા. ૮–૧–૬
૨. બૃ ઉ. ૬—૨—૧૫ અને ૪—૧૫-૬
૩. બૃ. ઉ. ૪—૪—૬
૪. બૃ. ઉ. ૪—૪—૭ અને ૪—૪—૧૪

અર્થાત જીવન્મુક્ત છે.[1] આ જીવન્મુક્તને શોક અને મોહનો સ્પર્શ થતો નથી. કહ્યું છે કે "જેનામાં બધાં ભૂતો આત્મા જ થઈ ગયાં છે ત્યાં એકત્વ જોનારને મોહ અને શોક શો થાય?"[2] અન્યત્ર કહ્યું છે "તેની સર્વ ગ્રન્થીઓ છૂટી જાય છે."[3] વળી "તે પરાવર બ્રહ્મ દૃષ્ટ થતાં હૃદયની ગ્રન્થિ છૂટી જાય છે. સર્વ સંશયો કપાઈ જાય છે અને તેનાં સર્વ કર્મો ક્ષીણ થઈ જાય છે."[4] જેને શોક, મોહ છૂટી જાય એને કાંઈ પ્રિય કે અપ્રિય તો ક્યાંથી જ લાગે? કહ્યું છે કે "સશરીર પ્રિય અને અપ્રિયથી વીંટાયેલો છે. સશરીરના પ્રિય અને અપ્રિયનો નાશ નથી થતો. પણ જે અશરીર છે તેને પ્રિય અને અપ્રિય સ્પર્શ કરતાં નથી.[5] "દૃષ્ટા મૃત્યુને જોતો નથી રોગને જોતો નથી તેમ દુઃખને જોતો નથી."[6] અને "જે આત્માને આ હું છું એમ જાણે તે કઇ ઇચ્છાથી અને કોની કામના માટે શરીરની પાછળ પીડા પામે."[7] એ જ્ઞાની અંધ હોય તોપણ અનન્ધ છે.[8] જેને મોહ, શોક કે પ્રિયાપ્રિય નથી તેને "પોતે શું પાપ કર્યું છે કે શું પુણ્ય નથી કર્યું એનો યે તાપ લાગતો નથી."[9] વળી આ બ્રહ્મજ્ઞાની "બ્રહ્મના આનંદને જાણીને કોઈથી બ્હીતો નથી." "જે આનંદરૂપમાં અને પોતામાં અન્તર જુએ છે એને જ ભય લાગે છે."[10] જ્ઞાની નથી બ્હીતો, કારણ કે જેનાથી બ્હીવાનો સંભવ હોય એવું કોઈ બીજું નથી. શ્રુતિ સ્પષ્ટ કહે છે કે "જ્યાં દ્વૈત જેવું હોય ત્યાં એકબીજાને જુએ, એકબીજાને સાંભળે, એકબીજાને વાત કરે અથવા એકબીજાને જાણે. પણ જ્યાં સર્વ આ જ હોય ત્યાં કોણ કોને જુએ સાંભળે કે જાણે? જેનાથી આ સર્વને જાણે છે તેને કોનાથી જાણે? અરે જાણનારને

૧ બૃ. ઉ. ૪—૪—૨૩ ૨ ઈશા. ૭
૩ છાં. ઉ. ૭—૨૬—૨ ૪ મુંડ. ૨-૨-૧૫
૫ છાં ૮—૧૨—૧ ૬ છાં ૭—૨૬—૨
૭ બૃ. ઉ. ૪—૪-૧૨ ૮ છાં. ઉ. ૮—૪—૨
૯ તૈ ૨—૯ ૧૦ એજન ૨—૭

કોનાથી જાણે?"[1] આ સ્થિતિમાં જોવા કે જાણવા માટે કોઇ બીજું નથી કે જેને જુએ કે જાણે; પણ આત્મા પોતે તો દ્રષ્ટા, શ્રોતા, જ્ઞાતા રહે જ છે. "તે નથી જોતો, તે જોવા છતાં નથી જોતો, તે સાંભળતો નથી, તે સાંભળવા છતા નથી સાંભળતો; કારણ કે દ્રષ્ટાની દૃષ્ટિનો કે વિજ્ઞાતાના જ્ઞાનનો લોપ નથી થતો. તે અવિનાશી છે પણ એક અદ્વૈત દ્રષ્ટા રહે છે."[2] અદ્વૈત સ્થિતિને 'ભૂમા' કહે છે. અને ભૂમા અમૃત છે, અને સુખ છે. જ્યારે અલ્પમાં સુખ નથી. અલ્પ મર્ત્ય છે એમ પણ શ્રુતિ કહે છે.[3] આવા અદ્વૈત દ્રષ્ટાની નજરમાં પિતા, માતા, લોક, દેવો વેદો વગેરે પિતા, માતા, લોક, દેવ, વેદરૂપ નથી રહેતાં તો બીજી તરફથી ચોર, ચોર નથી રહેતો, ભ્રૂણહા ભ્રૂણહા નથી રહેતો, ચાંડાલ ચાંડાલ નથી રહેતો, શ્રમણ શ્રમણ નથી રહેતો, તાપસ તાપસ નથી રહેતો[4]. "પણ એને તો માછીમારો બ્રહ્મ છે, દાસો બ્રહ્મ છે અને જુગારી પણ બ્રહ્મ જ છે."[5] "એને પુણ્ય નથી લાગતું કે પાપ નથી લાગતુ. એ હૃદયના સર્વ શોકને તરી ગયલો થાય છે."[6] આ જ્ઞાનીનું અભયરૂપ છે. "બ્રહ્મ અમૃત, અભય છે અને જે એમ જાણે છે તે અભય બ્રહ્મ થાય છે[7]. એ જ્ઞાની પોતે "હું બ્રહ્મ છું" એમ જાણે છે[8] એટલુ જ નહિ પણ "સર્વ ભૂતોને આત્મામાં જુએ છે અને સર્વ ભૂતોમાં આત્માને જુએ છે, તેથી તે જુગુપ્સા નથી કરતો."[9] જુગુપ્સાના અભાવને આટલુ બધુ મહત્ત્વ આપ્યુ એમાં રહસ્ય છે. હિંદુ ધર્મના વિશિષ્ટ લક્ષણરૂપ ધાર્મિક સહિષ્ણુતાનું મૂળ ઉપરકહેલા

---

૧. બૃ. ઉ. ૨—૪—૧૪

૨. બૃ. ઉ. ૪—૩—૨૩ થી ૩૨ વાક્યોનો ટુંકો સાર ઉપર ઉતાર્યો છે.

૩. છા. ૭—૨૩—૨૪ ૪. બૃ. ઉ. ૪—૩—૨૨

૫. બ્ર. સૂ. ૨—૩—૪૩ ના શાંકરભાષ્યમાં કોઇ આથર્વણ ઉપનિષદમાંથી કરેલો ઉતારો.

૬. બૃ. ઉ. ૪—૩—૨૨ ૭ બૃ. ઉ. ૪—૪—૧૫

૮. બૃ. ઉ ૧—૪-૧૦ ૯. ઈશા ૬

જુગુપ્સાના અભાવમાં છે, એ ઐતિહાસિક સત્ય છે. આ દેશના ઇતિહાસમાં વ્યાપક દેખાતા સહિષ્ણુતાના સંસ્કારને ઔપનિષદ ઋષિઓએ જન્મ આપ્યો છે. "આ જ્ઞાનીઓની શાંતિ શાશ્વત હોય છે."[1]

આ રીતે દાર્શનિક ચિન્તનના તથા આધ્યાત્મિક રહસ્યાનુભવના બળથી આ સર્વ સ્થાવર જંગમ જગતના મૂળનું તથા જીવના સર્વાન્તર સ્વરૂપનું એક જ અદ્વૈત નિર્ગુણ અને અનંત સત્યજ્ઞાન આનંદરૂપ ચૈતન્યમાં સાક્ષાત્ દર્શન કરવામાં ઔપનિષદ ઋષિઓની પ્રતિભાએ જગતના સાંસ્કૃતિક ઇતિહાસમાં પહેલીવાર હનુમાન કુદકો મારીને અનેક પ્રકારના વહેમો અને ભ્રમોની ઝાડીઓને ઓળંગીને જ્ઞાનમાર્ગ રૂપ નગાધિરાજના પરમોચ્ચ શિખર ઉપર આસન જમાવ્યું છે.[2] બીજા દેશોના પ્લોટીનસ આદિ આધ્યાત્મિક રહસ્યાનુભવીઓ ( mystics )ના આધ્યાત્મિક વિચારોનું ઔપનિષદ વિચારો સાથે આશ્ચર્યકારક સામ્ય સત્યની એકરૂપતાનું નિદર્શક છે અને આ દેશમાં તો ઔપનિષદકાળથી તે આજ સુધી એ જ્ઞાનમાર્ગના પ્રવાસીઓ પેઢી દર પેઢી થયે ગયા છે. અલબત્ત, એમાંથી શિખર સુધી પહોંચનાર ભલે વિરલ નીકળે, પણ શિખરે પહોંચવાની ઇચ્છાવાળા તો હજારો જીવી ગયા છે. અને આ જ્ઞાનમાર્ગે ભારતીય સંસ્કારોની વિશિષ્ટતા બાંધવામાં પ્રથમ દરજ્જાનો ભાગ લીધો છે અને પાછળા સર્વ કાળના વિચારો ઉપર ઔપનિષદ વિચારોની અસર થઈ છે. અધ્યાત્મ-જિજ્ઞાસા અને અધ્યાત્મનું આકર્ષણ એ આ દેશની હિંદુ જનતામાં ઔપનિષદકાળથી ઉતરી આવેલો અત્યારૂઢ સંસ્કાર છે.

---

## વ્યાખ્યાન બીજું

### ભારતીય સંસ્કારોનો વિકાસ (ચ લુ)

### બૌદ્ધ અને જૈન ધર્મનાં અર્પણો

જૂનાં ઉપનિષદો ઈ. સ. પૂર્વે પાંગ.મા ૭મા શતક સુધીમાં રચાઈ ગયાં હતાં અને એમાં ઉપદેશાયેલા જ્ઞાનમાર્ગને આપણે ટૂંકામાં જોયો. પણ પહેલાં નોંધ્યુ છે તેમ થોડાં શિષ્ટ ઉપનિષદો તે પછીનાં બસો ત્રણસો વર્ષ દરમિયાન રચાયાં છે. આ પાછળનાં ઉપનિષદોમાં ઔપનિષદ જ્ઞાનવાદ તો આવ્યુ છે જ; પણ તે ઉપરાંત પાછળનાં સાંખ્યદર્શનના મૂળરૂપ હોય તેવાં તથા આસન, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન વગેરે યોગની પ્રક્રિયાઓ સાથે તેની સિદ્ધિઓની માન્યતાનો આરંભ વગેરે યોગદર્શનને લગતાં તથા શિવ ભક્તિના આરંભનાં સૂચક વચનો મળે છે. અને એ ઉપરથી સાંખ્ય, યોગ, ભક્તિ વગેરે માર્ગોનું ખેડાણ ઈ. સ. પૂર્વે ૭મા પાંચમા શતકમાં જ શરૂ થઈ ગયું દેખાય છે. પ્રાચીનતમ બૌદ્ધ અને જૈન સાહિત્યમાંથી પણ તપ, યોગ અને ઈશ્વરભક્તિનો જ નહિ પણ આચાર્યભક્તિનો ય પ્રચાર જોઈ શકાય છે. વળી આ સૈકાઓ દરમિયાન જ સૂત્રો, મહાભારત, રામાયણ અને પુરાણોનું સાહિત્ય વિકાસ પામતું જતું હતું. હવે બ્રાહ્મણ અન્યોત્તરકાલીન આ સર્વ ધાર્મિક અને સાહિત્યક પ્રવૃત્તિઓની અસરથી જાગેલા સંસ્કારોનું અવલોકન કર્યા પહેલાં બૌદ્ધ અને જૈન ધર્મે ભારતીય સંસ્કારપિંડને જે મહાન અર્પણ કર્યું છે તેને સંક્ષેપમાં જોઈ લેવું એ આપણા સાંસ્કારિક ઈતિહાસને સમજવા માટે સારો માર્ગ છે.

આગળ પડતું દેખાય છે. બાકી બ્રાહ્મણ અને ક્ષત્રિયોનું સામાજિક-પ્રાધાન્ય બ્રાહ્મણ ગ્રન્થો પેઠે બૌદ્ધ સાહિત્યમાં યે છે જ. અલબત્ત, ક્ષત્રિયોએ ચલાવેલા આ ધર્મોના સાહિત્યમાં ક્ષત્રિય કરતાં બ્રાહ્મણ ઉતરતી કક્ષામાં ચીતરેલો દેખાય તો એમાં નવાઈ નથી. જો કે બૌદ્ધ સાહિત્યમાં ' શ્રમણ બ્રાહ્મણ ' એ રીતે શ્રમણ–ત્યાગી સાથેજ બ્રાહ્મણ-નો ઉલ્લેખ છે, અને બુદ્ધના મુખ્ય શિષ્યોમાંના બે સારીપુત્ત અને મોગ્ગલાન બ્રાહ્મણ હતા[1] એ હકીકત બૌદ્ધ કાળમાં પણ સમાજમાં સારા બ્રાહ્મણોનું સ્થાન દર્શાવવા માટે પૂરતી છે.

ઉપનિષત્કાળના આર્યો આ દેશના કયા ભાગમાં વસતા હતા એ આપણે જોયું છે. હવે બૌદ્ધ કાળની સ્થિતિ જોઈએ. પણ બૌદ્ધ ગ્રન્થોનો જે પ્રાચીનતમ ભાગ—ચાર નિકાયો તે રહીસ ડેવીડસ જેવા તદ્વિદના દીર્ઘ વિચારપૂર્વકના નિર્ણય પ્રમાણે મૌર્ય અશોક મહારાજાના અભિષેકનો સમય ઈ. સ.પૂર્વે ૨૭૪ અને ભગવાન બુદ્ધનો પરિનિર્વાણ કાળ એટલે ઘણું કરીને ઇ. સ. પૂર્વે ૪૮૩ એ બેના મધ્ય સમયે એટલે ઇ. સ. પૂર્વે ચોથા શતકની પહેલી પચ્ચીશીમાં રચાયો હોવાનો સંભવ છે. અને એ ચાર નિકાયોના સોળ ગ્રન્થો જેટલા પૂરમાં પૂર્વમાં કલિંગથી દક્ષિણના કોઇ પ્રદેશનું નામ નથી.
અને પશ્ચિમમાં ગોદાવરીથી દક્ષિણના કોઈ પ્રદેશનું નામ નથી. જ્યારે અશોકના ઉત્કીર્ણ લેખોને એથી આગળ દક્ષિણ હિંદની ખબર છે, તથા સીલોનની પણ ખબર છે.[2] રામાયણ માટે પણ એજ વાત સાચી છે. મતલબ કે પ્રાચીન ઔપનિષદ સાહિત્યના સમય પછીના કાળમાં આ દેશમાં આર્યો પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણમાં પ્રસરતા ગયા છે અને એ પ્રસાર બૌદ્ધ સાહિત્યમાં પણ દેખાય છે. હવે બૌદ્ધ ગ્રન્થોમાં પ્રસંગોપાત્ત આવેલા ઉલ્લેખોથી જમ્બુદ્વીપનાં પ્રાગ્બૌદ્ધકાલીન સોળ રાજ્યોનાં નીચે પ્રમાણે નામો મળે છે.[3]

---

૧ કે. હી. ઇ. ગ્ર. ૧. પૃ. ૧૯૫
૨ એજન.' ૩ કે. હી. ઇ. ગ્ર. ૧-પૃ. ૧૭૨

(૧) અંગ (૨) મગધ (૩) કાશી (૪) કોશલ (૫) વજ્જી (૬) મલ્લ (૭) ચેદી (૮) વંશ (વત્સ) (૯) કુરૂ (૧૦) પાંચાલ (૧૧) મચ્છ (સં. મત્સ્ય) (૧૨) શૂરસેન, (૧૩) અસ્સક, (૧૪) અવન્તી, (૧૫) ગાંધાર અને (૧૬) કમ્બોજ. આ રાજ્યોના રાજકીય ઇતિહાસના નિરૂપણ માટે અહીં પ્રસંગ કે અવકાશ નથી. પણ આ રાજસત્તાક રાજ્યો ઉપરાંત બૌદ્ધ કાળમાં કેટલાંક મહાજનસત્તાક રાજ્યો પણ હતા, એ હકીકત ખાસ નોંધવા યોગ્ય છે. આ ગણરાજ્યોની નીચે યાદી ઉતારી છે.[૧]

(૧) શાક્યો–રાજધાની કપિલવસ્તુ, (૨) બલી–રાજધાની અલ્લકપ્પ (૩) કાલામ–રાજધાની કેશપુત્ત (૪) ભગ્ગો–રાજધાની શુશુમાર પર્વત ઉપર (૫) કોલીય–રાજધાની રામગામ (૬) મલ્લો–રાજધાની પાવા (૭) મલ્લો–રાજધાની કુશીનારા (૮) મોરીય–રાજધાની પિપ્પલવીવાન (૯) વિદેહ–રાજધાની મિથિલા, (૧૦) લીચ્છી–રાજધાની વેસાલી અને (૧૧ થી ૧૫) મેગેસ્થેનીસે નોંધેલી પણ અનિર્ણીત પ્રજાઓ. આમાંથી ૧ થી ૧૦ ગણરાજ્યો ઈ. સ. પૂર્વે છઠ્ઠા શતકમાં કોશલની પૂર્વમાં ગંગા નદી અને હિમાલયના પર્વતોની વચ્ચે આવેલા હતા. જ્યારે મેગેસ્થેનીસે નોંધેલાં હિંદ દેશને પશ્ચિમ છેડે કચ્છના અખાતની ઉત્તરમાં આવેલાં હતાં

આ ગણરાજ્યોમાંથી ફક્ત વિદેહનો ઉલ્લેખ પ્રાચીનતર બ્રાહ્મણ સાહિત્યમાં મળે છે. જો કે એ ગણરાજ્ય હતું એમ કહ્યું નથી; જ્યારે કોશલ, કુરૂ વગેરે રાજસત્તાક રાજ્યોમાંથી ઘણાકના ઉલ્લેખો મળે છે.[૨] બૌદ્ધ ગ્રન્થોમાં સૌથી વધારે વીગતોવાળું વર્ણન જેમાં ગૌતમ બુદ્ધનો જન્મ થયો તે શાક્યો વિશે સ્વાભાવિક રીતે જ મળે છે. આ શાક્ય જાતિના ગણરાજ્યમાં રાજકીય વ્યવસ્થાનું તથા ન્યાય ચુકવવાનું બધું કામ જાહેર સભામાં થતું. આ સભામાં યુવાનો અને વૃદ્ધો બધા હાજર રહેતા. આ સભાઓ દિવાલો વગરના માત્ર

૧ એજન પૃ. ૧૭૫ ૨ જુઓ ઉપર પૃ. ૪૩, ૪૮

થાંભલાઓથી ટેકવેલા છાપરા નીચે સંથાગાર કહેવાતા સભાગૃહમાં મળતી. આ સભાઓમાં એક પ્રમુખને ચુંટવામાં આવતો. આ પ્રમુખને રાજા કહેતા. કપિલવસ્તુ ઉપરાંત બીજાં પણ અનેક-ઘણું કરી અગત્યનાં બધાં શહેરોમાં આવાં સંથાગારો હતાં. અને ગામડાંઓના સ્થાનિક નિર્ણયો તે તે ગ્રામવાસીઓ-ગૃહપતિઓની, ખુલ્લામાં, ઘણું કરી ઝાડની છાયામાં ભરાતી સભાઓમાં થતા.[1]

શાક્ય તેમજ એ વખતની બીજી જાતો ચોખાનાં ખેતરો ઉપર અને પોતાનાં ઢોર ઉપર નભતી. ગામડાંઓ પાસે પાસે ખેતરોની નજીકમાં બાંધેલાં ઝુંપડાંઓનાં હતાં. કેટલીકવાર બ્રાહ્મણોનાં, સુતારોનાં, લુહારોનાં, કુંભારોનાં, ચાંડાલોનાં એવાં ખાસ ધંધાદારીઓના ગામડાંઓના ઉલ્લેખો મળે છે. આ કદાચ પરાંઓ હશે. ગામડાંઓનાં જૂથો વચ્ચે હજી જંગલો હતાં. ખેતરોનો વિસ્તાર વધારવા માટે આ જંગલોને કાપવાં પડતાં. આ જંગલોમાં લુટારાઓ રહેતા. કેટલીકવાર ભાગી ગયેલા દાસો (ગુલામો) પણ રહેતા. બાકી ગામડાંઓમાં પોતામાં ગુન્હા થવાનો ઉલ્લેખ ભાગ્યે જ મળે છે. દરેક ગામડું નાનું સ્વશાસિત ગણરાજ્ય હતું. બ્રાહ્મણકાળ કરતાં એ પછીના કાળમાં શહેરો વધ્યાં છે, પણ તેનીયે સંખ્યા મોટી નથી. વીશથી ઓછાં શહેરોનાં નામો બૌદ્ધ ગ્રન્થોમાંથી મળે છે. અને તેમાંયે મહાનગર કહેવાય એવાં તો છ જ ગણ્યાં છે. વસતિનો મુખ્ય ખોરાક ચોખા હતો. જો કે બીજાં ધાન્યોનાં નામો પણ મળે છે. આ ઉપરાંત શેરડીની ખેતી પુષ્કળ થતી, શેરડીમાંથી જ ઘણું કરીને સાકર બનાવાતી. ફળફૂલો અને શાકભાજીના બગીચાઓ હતાં.[2] ટૂંકામાં ખેતી, પશુપાલન અને શિકાર ઉપર પહેલાંની પેઠે એ વખતના સમાજના જીવનનો આધાર હતો. અને અનાજ, ઘી, દૂધ, અને માંસ મચ્છી તથા શાકભાજી અને ફળો એનો મુખ્ય ખોરાક હતો. દૂધ ઘી પુષ્કળ

---

1 કે. હી. ઇ. ગ્ર. ૧ પ્ર. ૭, ૨

2 એજન પ્ર.'૮ તથા પ્રીબુદ્ધિસ્ટ ઇન્ડીઆ વિ. ૩, ૫-૧''

પ્રમાણમાં મળતાં. જો કે કોઈવાર વરસાદ ન થવાથી કે તીડ, હિમ વગેરેથી દુકાળો પડતા ખરા. કાંતનુ, વણવું, સીવવું, સુતારકામ, કડીઆકામ, માટીનાં વાસણો બનાવવાનું કામ, હાથીદાંત ઉપરનુ કામ, ખેતીનાં તથા યુદ્ધનાં લોઢાનાં હથિયારો બનાવવાનું લુહારકામ, તાંબાપિત્તળ કાંસાંનાં વાસણો બનાવવાનુ કામ, સોનુ, રૂપુ, આદિ કીમતી ધાતુઓનાં તથા હીરા મોતી વગેરેનાં ઘરેણાં બનાવવાનું કામ, રંગો અને દવાઓ બનાવવાનું કામ, ચામડાંઓ કેળવવાનું તથા ચામડાંની ચીજો તૈયાર કરવાનું કામ, ચંદનતેલ વગેરે સુગંધીઓ તૈયાર કરવાનું કામ, માળીનું કામ, દારૂ બનાવવાનું કામ વગેરે ઉદ્યોગોનો ઘણો પ્રચાર હતો. ઉદ્યોગોમાં ખાસ કુશળતા પણ કેટલાક મેળવતા. આ ઉદ્યોગો ઉપરાંત વૈદ્યનો, અધ્યાપકનો, વગેરે શિક્ષિત ધંધાઓ પણ પ્રચલિત હતા.[1] વળી વેપાર પણ પુષ્કળ હતો. ઘણો વેપાર તો જમીનરસ્તે થતો. નદીઓ ઉપર પૂલો ન હોતા, પણ મોટી નદીઓને હોડીઓ મારફત વેપારની વસ્તુઓ સાથે ઓળંગવામાં આવતી. પછીના સમયમાં દરિયા રસ્તે પણ ઘણો વેપાર ચાલતો. વેપારીઓની તથા ધંધાદારીઓની શ્રેણીઓ હતી, અને શ્રેણીઓના શેઠો હતા વેપારીઓની મોટી વણઝારો ફરતી. શહેરોમાં જુદા જુદા માલની બજારો હતી. દારૂનાં પણ પીઠાં હતાં. આ રીતે પુષ્કળ વેપાર ઉદ્યોગ હોય ત્યાં નાણું પણ હોય જ. અને નાણાના ઉલ્લેખો મળે છે.[2] ધીરધાર અને વ્યાજના ઉલ્લેખો પણ છે, ટૂંકામાં એ કાળના લોકો શ્રમશીલ, ખેતી આદિ આવશ્યક તથા સ્વાભાવિક ઉદ્યોગ ધંધાઓમાં ઐક્યતા તથા સહકારથી મચી રહેલા જોવામાં આવે છે.[3] આ શાંતિકાળની વાત થઈ. પણ લડાઈઓના પ્રસંગોયે એ કાળે ઘણા આવતા અને પાયદળ, ઘોડેસ્વાર, રથો અને

૧ કેળવણી વિશે તથા વિદ્યાઓ વિશે અન્યત્ર વિચાર કર્યો છે.

૨, કે. હી. ઇ. અ. ૧ પ્ર. ૮ તથા પ્રીબુદ્ધિસ્ટ ઇન્ડીઆ વિ. ૭ પ્ર ૧

૩ કે. હી. ઇ. અ. ૧ પ્ર. ૮ તથા પ્રીબુદ્ધિસ્ટ ઈન્ડીઆ વિ. ૩. પ્ર. ૩

હાથીઓના, ધનુષ્ય, બાણ, તરવાર, પરશુ, તોમર વગેરે હથિયારોથી લડતા લશ્કરોવડે રાજાઓ પરસ્પર લડતા તથા બીજાના ગામો જીતી લેતા[1] રાજ્યલોભ એવો હતો કે પુત્રે ગાદી મેળવવા માટે પિતાને માર્યાનો દાખલો છે[2] ગર્જનીય વિજયથી તથા કરોથી રાજાઓ પૈસાદાર થતા જ્યારે વેપારીઓ વેપારથી અને બ્રાહ્મણો મોટા દાનો મેળવીને પૈસાદાર થતા ગમે તેમ પણ ઘણા લોકો ખૂબ પૈસાદાર હોવાના ઉલ્લેખો મળે છે[3] લોકોમા મદ્યપાન અને વેશ્યાનું વ્યસન પણ હતુ[4] જૂના કાળથી ચાલ્યા આવતા જુગારનીય જાતકોમા ઘણી વાતો મળે છે લોકો પહેરવેષ, ઘરેણા, સામાજિક ઉત્સવો અને રમતગમતના શોખીન હતા[5] અને નૃત્યગીત જેવી સંસ્કાર પોષક લલિતકલાઓ પણ પ્રચલિત હતી[6]

જેની સામાન્ય વ્યવહારપ્રવૃત્તિનુ ઉપર વર્ણન કર્યું છે તે બૌદ્ધકાલીન સમાજની ધાર્મિક પ્રવૃત્તિ હવે ટૂંકામા જોઈ લઈએ છેક ઋગ્વેદકાળથી ચાલી આવતી ઇન્દ્રાદિ દેવોની માન્યતા બૌદ્ધકાળમા પણ ચાલુ જ હતી આ ઉપરાત અથર્વવેદથી ચાલ્યા આવતા અપ્સરાઓ, ગંધર્વો જેવા સત્ત્વોના ઉલ્લેખ અને પૌરાણિક નદી દેવતાઓમાથી ગંગાનો ઉલ્લેખ મળે છે દેવોની માન્યતા વૈદિકમાથી પૌરાણિક થવાના પ્રવાહનો સંક્રાન્તિકાળ બૌદ્ધ સાહિત્યમા દેખાય છે

બૌદ્ધકાલીન સમાજમા ધાર્મિક વહેમો સાથે સૃષ્ટિના આદિ અંત વિશે તથા સત્ અને અસત્ સંબંધમા અનેક પ્રકારના તર્કો પ્રચલિત હતા પ્રાચીન બૌદ્ધ ગ્રન્થમા આવા બાસઠ વાદો પ્રચલિત

૧ પ્રીબુદ્ધિસ્ટ ઈન્ડીઆ વિ ૨ પ્ર ૫ અને કે હી ઈ ગ્ર ૧ પ્ર ૭

૨ જુઓ બુદ્ધલીલા સારસંગ્રહ પૃ ૨૯૭ મા દીઘનિકાયમાથી કરેલો ઉતારો

૩ પ્રીબુદ્ધિસ્ટ ઈન્ડીઆ પૃ ૨૧૧ ૪ એજન ૧૯૭

૫ એજન પૃ ૧૪૦ ૨૫૪ ૬ એજન પૃ ૨૦૪, ૨૭૭

હોવાનું કહ્યું છે.[૧] કાર્પેન્ટર આ વાદો ઘણું કરી બ્રાહ્મણેતર હોવાનું માને છે.[૨] જૈન ગ્રન્થોમાં વળી વાદોની સંખ્યા પેટાભેદો કરીને ઘણી મોટી ૩૬૩ જેટલી આપી છે.[૩] આ ૩૬૩ કે ૬૨ વાદોની સંખ્યામાં જ અતિશયોક્તિ દેખાય છે અને ઘણા વાદોનો પરસ્પર ભેદ નામનો જ હશે. છતાં ગૌતમબુદ્ધ અને મહાવીરના સમય પહેલાં આ દેશમાં ભારે બૌદ્ધિક ક્ષોભ થયો હતો. અને એમાંથી ઘણા તણખા ઉડ્યા હશે; જો કે એમાંથી વૈદિકેતર એ જ બૌદ્ધ અને જૈન છવતા રહ્યા છે. અને એ બે ય ધર્મના સંસ્થાપકો ઈ. સ. પૂર્વે છઠ્ઠા શતકમાં જન્મ્યા હતા. એ શતક જગતમાં મહાપુરૂષો જન્માવવા માટે પ્રસિદ્ધ છે. ગૌતમબુદ્ધ શાક્ય વંશમાં જન્મ્યા હતા. પ્રાચીન બૌદ્ધ ગ્રન્થોમાં આ મહાપુરૂષના છવન વિશે બહુ થોડી વિગતો મળે છે. અને પાછળના ગ્રન્થોમાં ચમત્કારોથી ભરેલું ગૌતમને દેવરૂપે ચીતરનારૂં ચરિત્ર મળે છે. પણ નીચેની હકીકત જે પ્રાચીનતમ પાલી ગ્રન્થોમાં છે તે આપણે માટે પૂરતી છે.

એ વખતની વિદ્યાઓ અને કલાઓ શીખી લીધા પછી પરણેલા અને જુવાન ગૌતમે ઘડપણ અને મૃત્યુના દેખાવોને અકસ્માત્ જોઈને તીવ્ર વૈરાગ્ય ઉપજતાં ૨૯ વર્ષની ઉમ્મરે સ્ત્રી, પુત્ર અને રાજ્યનો ત્યાગ કર્યો, એવી બૌદ્ધ ગ્રન્થોમાં કથા છે. પણ ખરી વાત એ છે કે ધર્મ કે જ્ઞાનની ભૂખથી પ્રવ્રજ્યા સ્વીકારવી એ તે કાળના સારા બ્રાહ્મણો અને ક્ષત્રિયોની સાધારણ પ્રથા હતી. આપણે પહેલાં જોયું છે તેમ ઉપનિષદ્ કાળના ઘણાખરા જ્ઞાની ઋષિઓ ગૃહસ્થ હતા અને જો કે ઉપનિષદમાં એક સ્થળે લખ્યુ છે કે "આત્મલોકની ઈચ્છાથી પુત્રૈષણા, વિત્તૈષણા અને લોકૈષણાને તજીને પ્રવ્રાજકો ભિક્ષાચર્યા આચરે છે."[૪] એટલે પ્રવ્રાજક જ્ઞાનીઓ હશે છતાં ઉપનિષદોમાં આ

---

૧ સુત્તનિપાત—બ્રહ્મજાલ સુત્ત   ૨ કે. હી. ઇ. ગ્ર. ૧ પૃ. ૧૫૦
૩ મહાવીર સ્વામીનો સંયમધર્મ—ઉપોદ્‌ઘાત પૃ. ૨૧
૪ જુઓ બૃ. ઉ. ૪-૪-૨

ભિક્ષાચર્યાની પ્રથા સામાન્ય નથી દેખાતી ત્યારે એ પછીના બૌદ્ધ કાળમા સામાન્ય દેખાય છે અને ગૌતમ તથા મહાવીર એને અનુસરે છે

પ્રવ્રાજક થયા પછી ગૌતમ એકલા તથા અનેક અનુયાયીઓ સાથે ફરતા બીજા ત્યાગીઓ પાસેથી જાણવા જેવુ જ્ઞાન મેળવીને તથા સત્ય મેળવવા માટે જાતે તપશ્ચર્યા સમાધિ તથા ચિંતનરૂપ અયાગ યત્ન કરીને ત્યાગ કર્યા પછી સાત વર્ષે સમ્યગ્ સંબોધને પ્રાપ્ત કરે છે અને પછી પોતાના નવા ધર્મનો ઉપદેશ કરવાનું કાર્ય એંશી વર્ષના દીર્ઘાયુષ્યના બાકીના વર્ષોમા કરે છે સમ્યગ્ સંબોધ પછી બુદ્ધ થએલા ગૌતમ બુદ્ધ નવુંસ્તર વર્ષના સંસ્કૃત જગતના ઇતિહાસમા પ્રતીત થયેલી બૌદ્ધિક અને નૈતિક શક્તિઓમા સૌથી સમર્થ અને મહત્તમ શક્તિઓમાના એક હતા અને ભક્તોએ એના ચરિત્રમા ગમે તેટના ચમત્કારો કલ્પ્યા હોવા છતા એ ઉત્તમ મનુષ્યના વ્યક્તિત્વનું આ દેશના બીજા મહાપુરુષો કરતા ઘણુ સ્પષ્ટ દર્શન આપણે કરી શકીએ છીએ[1] એ આપણુ સૌભાગ્ય છે

પોતાને જ્ઞાન થયા પછી મગધ અને કોશલ (અયોધ્યા) ના પ્રદેશમા પ્રવ્રજ્યા કરતા કરતા ગૌતમ બુદ્ધે પોતાના શિષ્યોને જે ઉપદેશ આપ્યો તેમાંનો ઘણો એના શિષ્યોએ પોતાની સ્મૃતિમા સંગ્રહી લીધો હશે જો કે પ્રાચીન અને પ્રમાણભૂત બૌદ્ધ સાહિત્ય તરીકે જે ત્રિપિટક મળે છે તેમા શિષ્યો દ્વારા પાછળથી ઘણો ઉમેરો થયો હોવાનો સંભવ છે મતલબ કે આ ત્રિપિટક અનેક શિષ્યોના સ્મરણોનો પાછળથી થયેલો સંગ્રહ છે[2] જેનો મોટો ભાગ (સુત્ત અને વિનય) ઈ સ પૂર્વે ત્રીજા શતકમા પૂરો થઈ ગયો હતો અને ઈ સ પૂર્વે પહેલા શતકમા ગ્રન્થારૂઢ થયો છે એમ વિદ્વાનો માને છે[3] આ ત્રિપિટકના સુત્ત (સૂત્ર), વિનય અને

---

[1] હ્યુમ્બર્ટ-હીન્દુઇઝમ બુદ્ધિઝમ પૃ ૧૬૯ તથા ૨૯૭
[2] આ સંગ્રહના ઇતિહાસ માટે જુઓ વીન્ટરનીત્ઝ ગ્ર ૨ પૃ ૨ થી ૭
[3] એજન પૃ ૮ થી ૧૭

અભિધમ્મ એવા ત્રણ ભાગ છે. સુત્તપિટકમાં બુદ્ધનો અને તેના મુખ્ય શિષ્યોનો ઉપદેશ તથા ધર્મ સંબંધી સંવાદ સંગૃહીત થયો છે. વિનયપિટકમાં ભિક્ષુઓના આચારવિચારોનો તથા તે સંબંધી કથાઓનો વિસ્તારથી સંગ્રહ કરેલો છે. અને અભિધમ્મપિટકમાં બૌદ્ધ ધર્મનાં મુખ્ય તત્ત્વોનો તાત્ત્વિક પદ્ધતિથી વિચાર કરેલો છે. અભિધમ્મ પિટકમાં બુદ્ધે પોતે ઉપદેશેલો ભાગ બીલકુલ નથી અને જો કે સુત્ત તથા વિનયમાં પણ ઘણા ભાગો શિષ્યોના રચેલા છે; છતાં જુના કાળથી એ બુદ્ધવચન કહેવાય છે. અને એમાં કેટલાંક તો બુદ્ધનાં પોતાના વચનો છે એ ચોક્કસ વિનયપિટકનુ, વીન્ટરનીઝ કહે છે તેમ, વૈદિક બ્રાહ્મણ ગ્રન્થો સાથે કેટલુંક મળતાપણુ છે. બંનેમાં વિધિ (નિયમો) અને અર્થવાદ (તેની સમજુતી) પામે પામે મળે છે અને અર્થવાદ સાથે કથાઓમાં જે કાવ્યો આવે છે તે જ બંનેમાં રણમાં મીઠા પાણીનાં ઝરણા જેવાં લાગે છે.[1] આ વિનયપિટક જેમ બૌદ્ધ સંઘનું રૂપ સમજવા માટે તેમ સુત્તપિટક બૌદ્ધ ધર્મનું સ્વરૂપ સમજવા માટે શ્રેષ્ઠ સાધન છે. સુત્તપિટકમાં (૧) દીઘનિકાય (૨) મજ્જીમનિકાય (૩) સંયુત્તનિકાય (૪) અંગુત્તરનિકાય અને (૫) ખુદ્દકનિકાય એ પાંચ નિકાયો રૂપ ભાગો છે. આમાથી પ્રાચીનતર જણાતા, છેલ્લા સિવાયના, ચાર નિકાયોમાં સુત્તોનો સંગ્રહ છે. આ સુત્ત શબ્દ સંસ્કૃત સૂત્ર શબ્દને મળતો પણ છે. પણ આ બૌદ્ધ સુત્તો વ્યાકરણાદિના સૂત્રો જેવાં નથી. પણ તેમાં બુદ્ધનાં પોતાનાં અથવા એના એકાદ શિષ્યનાં ઉપદેશ પ્રવચનો—જેના આરંભમાં ટૂંકો ઉપોદ્‌ઘાત હોય છે તેનો સંગ્રહ છે, અથવા ઉપનિષદોમાં અને મહાભારતમાં મળે છે તેવા ઈતિહાસસંવાદોનો સંગ્રહ હોય છે. સુત્તો સાધારણ રીતે ગદ્યરૂપ હોય છે, પણ વચ્ચે વચ્ચે ગાથાઓ આવે છે.[2]

---

1 વીન્ટરનીઝ ગ્ર. ૨ પૃ ૩૩

2 સુત્તપિટકના સવિસ્તર અવલોકન માટે જુઓ એજન પૃ. ૩૪ થી આગળ

હવે આપણે ભગવાન બુદ્ધના ધર્મોપદેશનો અતિસંક્ષેપમાં સાર જોઇએ. પોતાને ધર્મજ્ઞાન પ્રાપ્ત થયા પછી તેનો પ્રથમ ઉપદેશ એમણે ઋષિપત્તન (હાલના કાશી પાસેના સારનાથ) નામના ઉપવનમાં રહેતા પાંચ તપસ્વીઓને નીચે પ્રમાણે આપ્યો છે. બુદ્ધે કહ્યું[1] "ભિક્ષુઓ ! કામોપભોગમાં સુખ માનવું એ એક સિદ્ધાંત છે, પણ એ હીન, ગ્રામ્ય, અજ્ઞજનસેવિત, અનાર્ય અને અનર્થાવહ છે. દેહદંડન (તપ ઉપવાસ વગેરેથી) કરવું એ બીજો સિદ્ધાન્ત છે. આ પણ દુખકારક, અનાર્ય અને અનર્થાવહ છે તપસ્વીઓએ આ બન્ને સિદ્ધાન્તોનુ સેવન કરવું નહિ. તથાગતે આ બેની વચમાંનો મધ્યમ માર્ગ શોધી કાઢ્યો છે.

"ભિક્ષુઓ, જન્મ, જરા, વ્યાધિ, મરણ, અપ્રિય વસ્તુઓનો સમાગમ અને પ્રિય વસ્તુઓનો વિયોગ ઈત્યાદિ કારણોથી મનુષ્ય આ લોકમાં દુઃખી થાય છે. આ જે રાયથી રંક પર્યંતનું સર્વસાધારણ દુઃખ તેને હું દુઃખ નામનું પહેલું આર્યસત્ય કહું છું.

"આ સર્વ દુઃખનો ઉદય તૃષ્ણામાંથી થાય છે. ઐહિક ઉપભોગોની તૃષ્ણા-કામતૃષ્ણા, ફરી જન્મવાની તૃષ્ણા-ભવતૃષ્ણા, અને યથેચ્છ સુખ ભોગવવાની તૃષ્ણા-વૈભવતૃષ્ણા. આ ત્રણ તૃષ્ણાથી મનુષ્યપ્રાણી અનેક પાપો આચરે છે અને દુઃખભાગી થાય છે. તેથી તૃષ્ણાને દુખનું મૂળ સમજવું જોઇએ. આ બીજા સિદ્ધાંતને હું દુઃખસમુદય આર્યસત્ય કહું છું.

"તૃષ્ણાનો નિરોધ કરવાથી નિર્વાણનો લાભ મળશે. દેહદંડનથી કે કામોપભોગથી મોક્ષની પ્રાપ્તિ થનાર નથી. આ ત્રીજો સિદ્ધાન્ત છે. આને હું દુઃખનિરોધ આર્યસત્ય કહું છું.

"સમ્યક્ દૃષ્ટિ, સમ્યક્ સંકલ્પ, સમ્યક્ વાચા, સમ્યક્ કર્મ, સમ્યક્ આજીવિકા, સમ્યક્ પ્રયત્ન, સમ્યક્ સ્મૃતિ અને સમ્યક્ સમાધિ,

---

[1] બુદ્ધના આ ઉપદેશ માટે જુઓ બુદ્ધલીલા સારસંગ્રહ પૃ.૧૭૫-૧૭૭ અને મૂળ મહાવગ્ગ (વિનય-પિટક હિંદી પૃ. ૭૯ થી આગળ)

એ મેં નવીન શોધી કાઢેલો મધ્યમ માર્ગ છે. દુ ખનો નિરોધ આ જ માર્ગે થનાર છે. વ્રતો અને ઉપવાસો કરવાથી દુ ખનો નિરોધ થનાર નથી આ ચોથો સિદ્ધાંત છે. આને હું દુ ખનિરોધગામિની પ્રતિપદા આર્યસત્ય કહુ છુ. આ ચાર આર્યસત્યોનુ અને તદંતર્ગત આર્ય અષ્ટાંગિક માર્ગનુ જ્ઞાન થયાથી જ હુ સમ્યક્ સબુદ્ધ પદને પહોંચ્યો છુ."

આ બૌદ્ધધર્મનો રહસ્યભૂત ઉપદેશ છે. આ ઉપદેશમા સસારમાં દુ ખના અનુભવની હકીકતને જે અસાધારણ ધાર્મિક મહત્ત્વ આપ્યુ છે તે ઉપનિષદોમાં નથી અને જૈન ધર્મમા બૌદ્ધ સમાન છે એ હકીકતનુ ઐતિહાસિક મૂલ્ય ધ્યાનમા રાખવાનુ છે. ઉપર કહેલા ઉપદેશનો વિસ્તાર જેમા શીલ (નીતિ)નો માનસશાસ્ત્રીય પર્યેષણા (Psychological Analysis) પૂર્વક ઉંડો અને વ્યાપક વિચાર કરેલો છે, તે બૌદ્ધ ગ્રન્થોનો મુખ્ય વિષય છે. બૌદ્ધ ધર્મમાં ગૃહસ્થ અનુયાયીઓ–શ્રાવકો માટે તથા ભિક્ષુઓ અથવા શ્રમણો માટે જુદો જુદો ઉપદેશ આપ્યો છે.

ગૃહસ્થો માટેના ઉપદેશમા ભગવાન બુદ્ધ કહ્યુ છે કે[1] "હિંસા, ચોરી, વ્યભિચાર, અને અસત્ય ભાષણ એ ચારને કર્મક્લેશ સમજવા. એનાથી આર્યશ્રાવકે દૂર રહેવુ સ્વચ્છન્દતા, દ્વેષ, ભય અને મોહને લીધે અજ્ઞજન પાપ કરે છે. પરંતુ આર્ય શ્રાવકે આમાંના કોઈપણ કારણસર પાપમાં પ્રવૃત્ત ન થવુ જોઈએ. મદ્યપાન, રાતના બહાર રખડવુ, નાટક તમાસાનુ વ્યસન, જુગાર, દુષ્ટની સંગતિ અને આળસ એ ૭ સપત્તિનાશનાં દ્વારો છે."

"ઉપર કહેલા ચાર કર્મક્લેશો, ચાર પાપનાં કારણો અને સંપત્તિનાશનાં ૭ દ્વારોનો ત્યાગ કર્યા પછી ગૃહસ્થે ૭ દિશાની પૂજાનો આરંભ કરવો. આ ૭ દિશાઓ એટલે માબાપ તે પૂર્વ દિશા, ગુરૂ તે દક્ષિણ દિશા, પત્નીપુત્ર તે પશ્ચિમ દિશા, સગાંવહાલાં તે ઉત્તરદિશા,

1 બુદ્ધલીલા સારસંગ્રહ ભા. 3. 1 મૂળ દીઘનિકાય વગ્ગ. 3

દાસ અને મજૂર નીચેની દિશા, અને શ્રમણ અને બ્રાહ્મણ તે ઉપરની દિશા સમજવી ' માબાપ વગેરેની પૂજા કેવી રીતે કરવી અર્થાત્ તેઓના તરફ યોગ્ય વર્તન કેવી રીતે રાખવુ તેનો વિગતે ઉપદેશ બૌદ્ધ ગ્રન્થોમા આપ્યો છે પત્નીની પૂજામા એકપત્નીવ્રતનો સમાવેશ કર્યો છે તે નોંધવા જેવુ છે પાપકર્મોને બીજી રીતે ગણાવતા, ઉપર કહેલા ચારને શારીર ચાડી ખાવી ગાળાગાળી કરવી તથા વૃથા બકબકાટ કરવો એ ત્રણને વાચિક તથા પરધનનો લોભ કરવો બીજાનો દ્રોહ કરવો, અને નાસ્તિક દૃષ્ટિ એ ત્રણને માનસિક પાપ કહેલ છે આ પાપકર્મોથી એટલે અધાર્મિક આચરણથી માણસ મરણોત્તર નરકમા જાય છે અને ધાર્મિક આચરણથી સ્વર્ગમા જાય છે[1]

આ સામાન્ય નીતિનુ મૂળ તો ઉપનિષદોમા મળે છે અને આ બૌદ્ધ વિસ્તાર પાછના બ્રાહ્મણસાહિત્યમા સર્વથા સ્વીકારાઈ ગયો છે[2] એ અહીં નોંધવુ જોઈએ

પણ જેનુ બૌદ્ધ ધર્મમા વિશેષ મહત્ત્વ છે તે તો શ્રમણોને આપેલો ઉપદેશ છે ભિક્ષુઓએ ગૃહસ્થ માટે કહેલ હિંસાદિ પાપ કર્મોનો ત્યાગ અને શુભ કર્મોનો અભ્યાસ તો કરવો જોઈએ જ, પણ એની સીમા પ્રાપ્ત કરવી જોઈએ

દા ત બુદ્ધ કહે છે કે[3] "જો લુટારો આવીને એકાદ ભિક્ષુના અવયવો કરવતથી કાપવા માડે અને તે પ્રસગે તે ભિક્ષુ જો ચીડાય તો તેને સારો ખરો અનુયાયી ગણી શકાય નહિ એવે પ્રસગે પણ, હે ભિક્ષુઓ તમને ચીઢ આવે નહિ, તમારા મુખમાથી ખરાબ શબ્દો નીકળે નહિ

---

1 બુદ્ધલીલા સારસંગ્રહ પા ૩૨ મૂળ મજ્ઝિમ ૧, વગ્ગ ૩ સાલેય્યક સુત્ત

2 જુઓ મનુસ્મૃતિ અ ૧૨ શ્લો ૪ થી ૭ મા માનસ, વાઙ્મય અને શારીર અશુભ કર્મોનું વર્ણન

3 એજન પા ૩-૨૨ મૂળ મજ્ઝિમ પણ્ણાસક ૧ વગ્ગ ૩, કકચૂપમ સુત્ત

તમારા અંતઃકરણમાં દયા અને મૈત્રી રહે તથા તમારા શત્રુને આધાર તરીકે રાખીને તમે આખા જગત પર નિઃસીમ મૈત્રીની ભાવના કરી શકો એવી હમેશાં સાવચેતી રાખો "આવી જે ભાવનાની પરાકાષ્ઠા તેને પારમિતા કહે છે અને બુદ્ધત્વ પ્રાપ્ત કરવા માટે (૧) દાન (૨) શીલ (૩) નૈષ્કર્મ્ય (૪) પ્રજ્ઞા (૫) વીર્ય (૬) ક્ષાંતિ (૭) સત્ય (૮) અધિષ્ઠાન (૯) મૈત્રી અને (૧૦) ઉપેક્ષા એ દશ ગુણોની પારમિતા પ્રાપ્ત કરવી જોઈએ એવું બૌદ્ધ ધર્મમાં પાછળથી નિશ્ચિત મનાયું છે અને પોતાના પૂર્વજન્મોમાં બોધિસત્ત્વ (ભાવિ બુદ્ધ) તરીકે આ પારમિતાઓનો ગૌતમે કેવી રીતે અભ્યાસ કર્યો હતો તેની રોચક કથાઓ જાતકોમાં કહેલી છે[1]

વળી ઇન્દ્રિયોના વિષયો માટેજ રાતદિવસ ખટપટ કરવી પડે છે, તથા લડાઈઓ થાય છે, અને અનેક રીતે દુઃખ ઉત્પન્ન થાય છે માણસો વિષયોપભોગ માટે કાયા, વાચા અને મનથી દુષ્ટ આચરણ કરી મરણોત્તર દુર્ગતિને પામે છે, માટે બુદ્ધપદ પ્રાપ્ત કરવા ઇચ્છનાર મનુષ્ય વિષયોની મીમાંશ–આસક્તિ છોડી દેવાથી જ આ દુઃખમાંથી મુક્ત થઈ શકે છે[2] એમ દુઃખમાંથી મુક્તિનો જે શીલમાર્ગ બૌદ્ધધર્મમાં કહ્યો છે, તેનો સાર ઉપર ઉતાર્યો છે હવે સમાધિ અને પ્રજ્ઞાનો માર્ગ જરા જોઈએ શોકની અને ખેદની પાર જવા માટે તથા નિર્વાણનો અનુભવ લેવા માટે ચાર સ્મૃત્યુપસ્થાન રૂપ જે પુરુષાર્થપ્રકાર બુદ્ધે કહ્યો છે તે ધ્યાનમાં રાખવાયોગ્ય છે બુદ્ધ કહે છે[3] કે પોતાના દેહનું યથાર્થ રીતે અવલોકન કરવું, વેદનાનું

---

૧ જાતક કથાઓની સંખ્યા તો ૫૦૦ જેટલી મોટી છે, પણ તેમાંથી આઠ ચુંટેલી કથાઓ બુદ્ધલીલાસારસંગ્રહમાં આપી છે વધારે લેવા ઇચ્છનારે ફુસ્બોલની આવૃત્તિ જોવી

૨ બુદ્ધલીલાસારસંગ્રહ ભાગ ૩–૨૪ મૂળ મજ્ઝિમ ૧–૩ મહા, દુ.ખક્ખન્ધ સુત્ત

૩ એજન ભાગ –૨૩ મૂળ મજ્ઝિમ ૧–૧ સતિપટ્ઠાન સુત્ત

યથાર્થ રીતે અવલોકન કરવું, ચિત્તનું યથાર્થ રીતે અવલોકન કરવું અને મનોવૃત્તિનું યથાર્થ રીતે અવલોકન કરવું એ ચાર સ્મૃત્યુપસ્થાન છે." અહીં શરીરનું યથાર્થ રીતે અવલોકન કરવું એટલે એકાંતમાં પલાંઠી વાળી અને ડોકથી કમ્મર સુધીનો ભાગ ટટ્ટાર રાખી બેસવુ અને જાગૃત અંતઃકરણથી અર્થાત્ પોતાના શ્વાસ પ્રશ્વાસ દીર્ઘ છે કે હ્રસ્વ તે વિશે જાગૃતિ રાખી દીર્ઘ કે હ્રસ્વ શ્વાસ પ્રશ્વાસ લેવા. આ ઉપરાંત જવાઆવવામાં, બેસવાઉઠવામાં, ખાવાપીવામાં, શૌચ મુખમાર્જનાદિ કરવામાં સ્મૃતિ-જાગૃતિ રાખવી. વળી પોતાના દેહના કેશ, લોમ, નખ, દન્ત વગેરે બહારના ભાગો અને ત્વચા, રક્ત, માંસ, સ્નાયુ, અસ્થિ, બરોળ ફેફસાં વગેરે (અંદરના) ભાગોનું અવલોકન કરવું. વળી દેહ ઉત્પન્ન થઈ નાશ પામે એવો છે એનું સ્મરણ રાખી દેહમાં અનાસક્ત થવું.

આજ રીતે ભિક્ષુએ પોતાની સુખકારક કે દુઃખકારક વેદનાઓનું યથાર્થ રીતે અવલોકન કરવું, વેદના ઉત્પન્ન થઈ વિનાશ પામે છે એનું સ્મરણ રાખવું. એજ રીતે પોતાનું ચિત્ત સકામ છે કે નિષ્કામ, સદ્વેષ છે કે વિગતદ્વેષ, સમોહ છે કે વીતમોહ, સંક્ષિપ્ત છે કે વિક્ષિપ્ત, સમાહિત છે કે અસમાહિત એ બરાબર તપાસવું. આ પ્રમાણે પોતાના તથા પારકાના ચિત્તનું તેને જ્ઞાન થાય છે. ચિત્તચંચલ છે એ તે જાણે છે.

'ચોથું સ્મૃત્યુપસ્થાન એટલે પોતાની મનોવૃત્તિનું યથાર્થ અવલોકન. કામવિકાર, દ્વેષબુદ્ધિ, આળસ, અસ્વસ્થતા અને સંશય એ પાંચ જ્ઞાનનાં આવરણો પોતાના અંતઃકરણમાં છે કે નહિ એ બરાબર તપાસવું. વળી પંચસ્કંધનું યથાર્થ અવલોકન કરવું, તથા સ્મૃતિ, ધર્મ પ્રવિચય (વિવેકબુદ્ધિ), વીર્ય (ઉત્સાહ), પ્રીતિ, પ્રશ્રબ્ધિ (શાંતિ), સમાધિ, અને ઉપેક્ષા એ સાત બોધ્યંગો પોતાના અંતઃકરણમાં છે કે નહિ એ જાણવું અને પોતામાં ન હોય તો ભાવનાના બળથી એ અંગોને પૂર્ણતાએ કેમ પહોંચાડવાં એ જાણવું.

બુદ્ધ કહે છે "હે ભિક્ષુઓ, આ ચાર સ્મૃત્યુપસ્થાનોની ઉપર કહ્યા પ્રમાણે સાત વર્ષ સુધી અથવા ભારે લાગણીપૂર્વક પાચ, ચાર, ત્રણ બે, કે એક વર્ષ સુધી ભાવના કરતા ભિક્ષુને અર્હત્પદની પ્રાપ્તિ થશે. કાંઈ નહિ તો તે અનાગામી તો થશે જ"

આ ઉપદેશમા સમાધિ તથા પ્રજ્ઞા બેયનું કાઈક મિશ્રણ છે સમાધિ અથવાયોગનુ બૌદ્ધ ગ્રથોમા અન્યત્ર વિસ્તારથી નિરૂપણ મળે છે[1] બુદ્ધના ઉપદેશ પ્રમાણે નિર્વાણ પ્રાપ્તિ માટે કેવળ સમાધિ કે પ્રજ્ઞા નહિ પણ શ્રદ્ધા, પ્રવ્રજ્યા, શીલ, સમાધિ અને પ્રજ્ઞા એ સર્વ આવશ્યક છે તેમાથી ગમે તે એક મેળવી અભિમાની થઈ જાય તે મુક્ત ન થઈ શકે[2]"

જન્મ, જરા, મરણના દુખમાથી મુક્ત થવા માટે શુ કરવુ તે કહ્યું, પણ દુખનો નિરોધ કેવા કારણક્રમથી થાય છે એનો ખુલાસો નીચે પ્રમાણે બૌદ્ધ ગ્રથોમા મળે છે[3] દુખની કારણપરપરા–'અવિદ્યાથી સસ્કાર (ખોટી માન્યતાઓ) થાય છે, સસ્કારથી વિજ્ઞાન (પોતાનુ ભાન), વિજ્ઞાનથી નામરૂપ (મન અને શરીર), નામરૂપથી ષડાયતન (પચેન્દ્રિયો અને મન), ષડાયતનથી સ્પર્શ, સ્પર્શથી સુખદુખ આદિ વેદના, વેદનાથી તૃષ્ણા, તૃષ્ણાથી ઉપાદાન( આસક્તિ ), ઉપાદાનથી ભવ( આવતો જન્મ ) ભવથી જન્મ, અને જન્મથી જરા, મરણ, શોક, પરિદેવ, દુખ, દૌર્મનસ્ય અને ઉપાયાસ ઉદ્ભવે છે આ પ્રમાણે આ લોકના દુખનો ઉદય થાય છે પણ અવિદ્યાનો પૂર્ણ વૈરાગ્યથી નિરોધ કરતા સસ્કારનો નિરોધ થાય છે અને સસ્કારના નિરોધથી વિજ્ઞાનનો નિરોધ અને એ રીતે ક્રમે ક્રમે એક પછી એકનો નિરોધ કરતા જન્મનો નિરોધ થઈને જરા, મરણ, શોક, પરિદેવ, દુખ, દૌર્મનસ્ય અને ઉપાયાસનો નિરોધ થાય છે," આને બૌદ્ધ ગ્રન્થોમા પ્રતીત્ય

---

૧ જુઓ સયુત્ત નિકાય-સમાધિસયુત્ત

૨ બુદ્ધલીલાસાર સગ્રહ ૩-૨૫ મૂળ મજ્ઝિમ-મહાસારોપમસુત્ત

૩ એજન ૨-૫ પૃ ૧૬૮

સમુત્પાદવાદ કહે છે. પ્રાણીજીવન અને તેનો સંસાર આ કારણ-પરંપરાનો બનેલો છે, બીજું કશું નથી એવી બૌદ્ધ ફીલસુફી છે.

બૌદ્ધ ધર્મના મંડનાત્મક ઉપદેશનો આ ટૂંકો સાર છે, પણ એ માર્ગમાં ખંડનાત્મક પણ કેટલુંક અગત્યનું છે. બુદ્ધે વર્ણવ્યવસ્થાનું ખંડન કર્યું છે એમ મનાય છે. પણ ખરી વાત એ છે કે બુદ્ધના સમયમાં હજી વર્ણવ્યવસ્થાએ સ્થાયીરૂપ લીધું નહોતું. જો કે બ્રાહ્મણાદિ ચાર વર્ણો અને એથીય બહારના ચંડાલ, પુક્કસો વગેરેનું સમાજમાં હોવું બૌદ્ધ ગ્રન્થોમાં સ્વીકૃત છે. પણ એના ધર્મોની કે એના પરસ્પર સંબંધોની વ્યવસ્થા હજી સ્થિર થઈ નહોતી. અને જ્યારે કેટલાક બ્રાહ્મણો જન્મ ઉપર ભાર મૂકતા હશે અને બ્રાહ્મણોને વર્ણોમાં શ્રેષ્ઠ ગણતા હશે ત્યારે બુદ્ધે જન્મને ધર્મની બાબતમાં અકિંચિત્કર ઠરાવી શીલ ઉપર ભાર મૂક્યો છે,[1] તથા બ્રાહ્મણને જન્મના કારણથી શ્રેષ્ઠ માનવાની ના પાડી છે. બુદ્ધની દલીલો આધુનિક છે. એ કહે છે, "બ્રાહ્મણ બાળકનો જન્મ પણ બીજાવર્ણના બાળકની પેઠે સ્ત્રીના ઉદરથી એ જ ક્રમે થાય છે.' પછી બ્રહ્માના મુખમાંથી બ્રાહ્મણ જન્મેલ છે એમ કહેવાનો શો અર્થ છે? વળી ઘોડી અને ગધેડાના સંબંધથી જેમ ત્રીજી જાતિનું ખચ્ચર પ્રાણી થાય છે તેમ બ્રાહ્મણ અને ક્ષત્રિયના સબંધથી જે પ્રજા થાય તે જુદી જાતિની નથી થતી, મનુષ્ય જ થાય છે. અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રિય જેવી જુદી જાતિઓ નથી; પણ એક મનુષ્ય જાતિ છે. બ્રાહ્મણ અગ્નિ સળગાવે અને શૂદ્ર સળગાવે એની ગરમીમાં ફેર પડતો નથી. :અને કમ્બોજ વગેરે સરહદના પ્રદેશોમાં આર્ય અને દાસ બેજ જાતિ છે. અને ત્યાં આર્યનો દાસ અને દાસનો આર્ય બને છે. આ છેલ્લું કથન ઐતિહાસિક અગત્યનું છે. અને સારાં કે ખરાબ કર્મનાં ફળ સર્વ વર્ણોને એક સરખાં મળે છે. તેમ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર કે ચંડાલ પુક્કસ પણ શીલયુક્ત

---

1 બુદ્ધલીલાસારસંગ્રહ પા.૩-૧૪.૧૫માંથી ઉપર સાર લખ્યો છે મૂળ મજ્ઝિમ ૨-૫ અસ્સલાયન સુત્ત અને વાસેઠ્ઠ સુત્ત

થઈ શકે છે અને શીલયુક્ત હોય તો નિર્વાણને પ્રાપ્ત કરે છે વળી મનુષ્ય જન્મથી ચડાળ થતો નથી કે બ્રાહ્મણ થતો નથી પણ કર્મથી જ ચડાળ અને કર્મથી જ બ્રાહ્મણ થાય છે[૧]

ઉપર નોંધેલા જન્મથી બ્રાહ્મણત્વના દાવાના વિરોધ સાથે જ વેદોની પ્રમાણભૂતતાનો વિરોધ આવી જાય છે વળી પ્રાચીન બૌદ્ધ ગ્રન્થોનુ વધારે વલણ વૈદિક યજ્ઞોની હિંસાનો વિરોધ કરવાનુ છે. બાકી હિંસારહિત યજ્ઞોની તો એ ઉપેક્ષા કરે છે[૨]

પણ બૌદ્ધધર્મની જે વિશેષતા ઉપર રહીસ ડેવીડસ જેવાએ ઘણો ભાર મૂક્યો છે તે તો છે ઈશ્વર અને આત્માની બૌદ્ધધર્મે કરેલી ઉપેક્ષા ધર્મમાત્રનુ પ્રથમ લક્ષણ ઈશ્વર અને આત્માનુ કોઈક પ્રકારે ચિંતન છે પણ બૌદ્ધધર્મે એની જ ઉપેક્ષા કરી છે[૩] નિત્ય આત્મા જેવો કોઈ પદાર્થ નથી, એ બૌદ્ધધર્મનો પ્રધાનવાદ મનાય છે પણ આ વાદનો અર્થ સમજવા જેવો છે[૪] આત્મા અમુક પ્રાણીઓમા છે અને અમુકમા નથી એમ બૌદ્ધોનુ કહેવુ નથી વળી જન્મ પહેલા અને મરણ પછી પણ કોઈક જાતનુ માનવજીવન હોવાની પણ બૌદ્ધમતમા ના નથી પણ બૌદ્ધમત એટલુ જ કહે છે કે "આખા જગતમા કોઈ પદાર્થ એકરૂપ અવિકારી નિત્ય નથી. ચરાચર જગતનુ ઉપાદાન કારણ, રૂપ આદિ પાચ સ્કધ છે બધા ભૌતિક પદાર્થો રૂપસ્કન્ધમાં પડે છે જ્યારે અભૌતિક બુદ્ધિ, લાગણી વગેરે પદાર્થો વિજ્ઞાન, વેદના, સજ્ઞા અને સસ્કાર સ્કધમા પડે છે" વળી બુદ્ધ કહે છે[૫] "રૂપ અનાત્મા છે, વેદના અનાત્મા છે, સજ્ઞા

૧ પ્રીમુદ્ધિસ્ટ ઈન્ડીયા પૃ ૨૪૫મા ઉદ્દાલક જાતક અને શાલ વિમોચન જાતકમાથી કરેલા ઉતારા તથા બુદ્ધલીલાસારસગ્રહ ભા. ૩,૧૬ મૂળ-સુત્ત નિપાત વગ્ગ ૧

૨ બુદ્ધલીલાસારસગ્રહ ૩-૧૮ મૂળ દીઘનિકાય કૂટદન્ત સુત્ત

૩ રહીસ ડેવીડ્ઝ બુદ્ધિઝમ પૃ ૯

૪ હ્યુરીઅટ ગ્ર ૧ પૃ ૧૬૧ તથા વિનય પિટક હિન્દી પૃ ૮૩

૫ વિનય પિટક હીન્દી પૃ ૮૩

અનાત્મા છે, વિજ્ઞાન અનાત્મા છે અને સંસ્કાર પણ અનાત્મા છે. અને એ સર્વ અનિત્ય તથા દુઃખરૂપ છે. માટે ભિક્ષુએ એ સર્વથી વિરક્ત થવું." અન્યત્ર સંસ્કારોને વ્યયધર્મી કહેલ છે.[1]

અહીં જેટલી વાત કહી છે તેટલી ઔપનિષદવાદથી વિરૂદ્ધ નથી અને એથી આગળ વાત કરવાની બુદ્ધ ના પાડે છે. વત્સગોત્ર પરિવ્રાજકના "આત્મા છે કે?" એવા પ્રશ્નનો તથા પછી "આત્મા નથી કે?" એવા પ્રશ્નનો એકેયનો ઉત્તર બુદ્ધે આપ્યો નહિ અને ખુલાસામાં કહ્યું કે[2] "જો આત્મા છે એવો ઉત્તર આપ્યો હોત તો આત્મા નિત્ય માનનારા શ્રમણ બ્રાહ્મણોથી મારો મત ભિન્ન ન થયો હોત. જો આત્મા નથી એમ ઉત્તર આપ્યો હોત તો જે શ્રમણ બ્રાહ્મણો દેહાત્મવાદી છે તેમના મતથી મારો મત ભિન્ન ન થયો હોત. રૂપાદિ પંચસ્કંધ આત્મા નથી. બધા ધર્મો અનાત્મા છે. એ મેં કહ્યું હોત તો એ મારા મતને અનુરૂપ થયું હોત."

હવે 'ઈશ્વર નથી' એ બૌદ્ધ મતનો શો અર્થ છે તે જોઈએ. સૃષ્ટિના ઉત્પાદક કે કર્તારૂપ અને પુણ્યપાપના ફળદાતારૂપ ઈશ્વરની બૌદ્ધધર્મ ના પાડે છે. ખરી રીતે બુદ્ધ કહે છે કે[3] "જગત નિત્ય છે કે અનિત્ય? એનો કર્તા છે કે નહિ? હોય તો કેવો છે? ઇત્યાદિ પ્રશ્નો ઉપર ધાર્મિક જીવનનો આધાર નથી. કોઈ માણસને ઝેરી બાણ વાગ્યું હોય તો એ શસ્ત્રવૈદ્ય પાસે જઈને બાણ કઢાવશે કે બાણ મારનાર કોણ હતો? કયા ગામનો હતો? ધનુષ્ય વાંસનું હતું કે નેતરનું? વગેરે પ્રશ્નોના જવાબ ન મળે ત્યાં સુધી બાણ નહિ કઢાવે?" બુદ્ધે આ રીતે ઈશ્વરસંબંધી ચર્ચાને નિષ્ફળ ગણી છે. ત્યારે પાછળના

1 બુદ્ધલીલાસાર સંગ્રહ પૃ. ૩૮૩ મૂળ મહા પરિનિબ્બાણ સુત્ત.

૨ એજન પૃ. ૩૪૮ મૂળ અબ્યાકત સંયુત્ત વચ્છગોત્તસુત્ત.

૩ બુદ્ધલીલાસારસંગ્રહ પા. ૩-૨૮ મૂળ મજ્ઝિમ પણ્ણાસકવગ્ગ ૧ ચૂલમાલુંક્યપુત્તસુત્ત.

ગ્રન્થકારો જગતકર્તા ઈશ્વરની માન્યતાનું ખંડન કરે છે.[1] પણ 'બ્રહ્મા સાથે એકતાનો માર્ગ ગૌતમ જાણે છે કે નહિ ?' એ વસિષ્ઠના પ્રશ્નના ઉત્તરમાં બુદ્ધ જવાબ આપે છે કે "બ્રહ્મલોકનો માર્ગ કયો એમ તથાગતને પૂછવામાં આવે તો એને એ વિષે જરા પણ શંકા નથી. હે વસિષ્ઠ! બ્રહ્માને હું જાણું છું, બ્રહ્મલોક હું જાણું છું બ્રહ્મલોકમાં ગયો હોય, ત્યાં જન્મ્યો હોય તેની પેઠે હું એ જાણું છું " આ સંવાદ (દીઘનિકાય ૧૩ માંથી) ઉતારી આ બ્રહ્મલોક તે બૃ. ઉ માં ગાર્ગી અને યાજ્ઞવલ્ક્યના સંવાદમાં જેનો છેવટના કારણ તરીકે ઉલ્લેખ કર્યો છે તે એમ આનંદશંકર ધ્રુવ કહે છે.[2] આ ગમે તેમ હો પણ સાધારણ રીતે બ્રહ્મા વગેરે દેવોને બુદ્ધ મર્ત્ય જ ગણે છે અને જગતના આદિકારણને કે જગતના સ્રષ્ટાને માનવાની ના પાડે છે[3] એમ જ માનવું પડશે પણ બુદ્ધ નાસ્તિકતાના વિરોધી છે તેઓ સ્પષ્ટ કહે છે કે "કેટલાક શ્રમણબ્રાહ્મણો દાન નથી, ધર્મ નથી, સત્કર્મ કે કુકર્મના ફળ નથી, નરકે જનાર કોઈ નથી, સ્વર્ગે જનાર કોઈ નથી એવું કહેનારા છે જ્યારે બીજા એથી ઉલટું કહે છે." બુદ્ધનો પોતાનો મત "દાન, ધર્મ, સત્કર્મદુષ્કર્મના ફળ, સ્વર્ગ, નરક, મોક્ષ માટે પ્રયત્નની જરૂર એ બધું માનવાનો છે"[4]

એનો પાયાનો સિદ્ધાન્તછે. નરકની માન્યતા ઔપનિષદ સમયમાં લગભગ નહોતી તે નવી પ્રચારમાં આવી છે અને કર્મવાદ સાથે સંસારની અનાદિતાનો વાદ નવો જન્મ્યો છે.[૧] જે પાછળથી પુરાણોમાં, જૈન મતમાં અને દર્શનોમાં સામાન્ય રીતે સ્વીકારાઈ ગયો છે.[૨]

બૌદ્ધ ધર્મનું પરમ પ્રાપ્તવ્ય એના ઉપદેશોના અંતિમ સાર રૂપ અર્હત્પદનું મૃત્યુ રહિત, અવ્યય રૂપે જે વર્ણન બૌદ્ધ ગ્રન્થોમાં મળે છે[૩] તે ઔપનિષદ મુક્ત પદને મળતું છે. વળી એ જીવતાં જ પ્રાપ્ત થાય છે એ હકીકત ઉપર રૂડીસ ડેવીડ્સે અને ઈલીઅટે ખાસ ભાર મુક્યો છે.[૪] પણ જીવન્મુક્તિ ઉપનિષદોને માન્ય છે જ એ ઉપર જોયું છે. અલબત્ત પ્રજ્ઞા, શાંતિ અને પૂર્ણતા તો ઉપનિષદુક્ત મુક્તસ્થિતિમાં મનાય જ છે. પણ સર્વ ભૂત ઉપરની મૈત્રીનું લક્ષણ બૌદ્ધ અર્હતમાં હોય છે એ વિશેષ છે. પાછળના મહાયાન બૌદ્ધમતમાં આ મૈત્રી ઉપર અસાધારણ ભાર મુકવામાં આવ્યો છે, એ પ્રસિદ્ધ છે.

બીજા ધર્મોના વિરક્ત સાધુઓ પેઠે જ બૌદ્ધ સાધુઓને પણ સ્ત્રીઓ વિશે સારૂ કહેવાનું નથી મળતું, એમ ઘણા સુત્તો ઉપરથી લાગે છે. પણ આનંદના મનમાં સ્ત્રીઓ માટે કોમળ લાગણી હતી. અને એના આગ્રહથી ઘણીવાર ના પાડયા પછી અનિચ્છાએ પણ સ્ત્રીઓને દીક્ષા આપવાની બુદ્ધ હા પાડે છે.[૫] પણ બૌદ્ધ

---

૧ સંયુત્તનિકાય સયુત્ત ૧૫ અનામતગ્ગ સયુત્ત વીન્ટરનીઝ ગ્ર. ૨ પૃ. ૫૩ તથા ઈલીયટ ગ્ર. ૧ પૃ. ૩૦૧.

૨ જુઓ બ્ર. સૂ. ૧—૩—૩૦ તથા તે ઉપરના શંકરભાષ્યમાં કરેલા ઉતારા.

૩ ઇલીયટ ગ્ર. ૧ પૃ. ૨૨૪.

૪ બુદ્ધીઝમ્ પૃ. ૧૬૩ ઇલીયટ ગ્ર. ૧ ઉપોદ્‌ઘાત પૃ. ૨૧.

૫ જુઓ વીન્ટરનીઝ ગ્ર. ૨ પૃ. ૬૩ અને તેમાં કરેલો ઉતારો.

સાધ્વીઓમાંથી કેટલીક રચેલી અને થેરીગાથામાં સંગ્રહાયેલી ગાથાઓમાં બૌદ્ધ સિદ્ધાન્તો સાથે વાસ્તવ જીવનનાં સુંદરચિત્રો મળે છે.[1] લોકહિતના લૌકિક માર્ગ તરફ બુદ્ધ ભગવાનનું વલણ નીચેના શબ્દોમાં સચોટ રીતે કહ્યું છે.

"હાલમાં રાજ્યમાં શાંતિ નથી. ગામો અને શહેરો લુટાઈ જાય છે. લોકોને ચોરો તરફથી ઉપદ્રવ થાય છે. એવી સ્થિતિમાં યજ્ઞ કરવા માટે પણ જો રાજા તરફથી કર નાખવામાં આવે તો એ કર્તવ્ય-વિમુખતા થાય. વળી ફાંસી દીધાથી, કેદમાં નાખવાથી, તિરસ્કાર કરવાથી કે રાજ્યમાંથી હાંકી મૂકવાથી આ ચોરોનો બંદોબસ્ત થશે એમ માનવું ખોટું છે. આવા ઉપાયોથી રાજ્યમાંની અંધાધૂંધીનો પૂર્ણપણે નાશ થશે નહિ. પણ અંધાધૂંધી મટાડવાનો ખરો ઉપાય તો એ છે કે રાજ્યમાં જે ખેતી કરવા ઇચ્છે તેને બી આપો. જે સરકારી નોકરી કરવા ઇચ્છે તેને યોગ્ય વેતન આપી તેમનો યોગ્ય કાર્યમાં ઉપયોગ કરો. આવી રીતે સર્વ માણસો પોતાને મનગમતા કામમાં લાગી ગયા પછી રાજ્યમાં તોફાન થવાનો સંભવ નથી."[2] આ ઉપદેશ બુદ્ધકાળમાં જેટલો જરૂરનો હતો તેટલો આજે પણ ઘણાં રાજ્યોમાં જરૂરનો છે.

વળી ગામડાની ગંદકી દૂર કરવાનું, રસ્તા સાફ કરવાનું, કુવામાં ગંદુ પાણી ન જાય માટે પાળ બાંધવાનું વગેરે જનસેવાનાં કાર્યો કરીને શીલ અને મૈત્રી પારમિતાના અભ્યાસની જાતકકથાઓ[3] બૌદ્ધધર્મનું આ વલણ સરસ રીતે દર્શાવે છે.

---

૧ એજન પૃ ૧૦૫. તથા બુદ્ધિ, સંઘ અને ધમ્મ એ ગ્રન્થનો ભા ૩ એમાં આપેલો મહાશ્રાવકોનો પરિચય. (જુઓ કૌમુદી પુ. ૨ અ. ૩ પૃ. ૧૪૮થી આગળ ઉપલા ગ્રન્થનું મારૂ અવલોકન).

૨ બુદ્ધલીલાસારસંગ્રહ ભા. ૩—૧૮ મૂળ દીઘનિકાય ૫ કૂટદન્તસુત્ત

૩ જુઓ એજન ૧-૩.

આ લોકહિતલક્ષિતા એ બૌદ્ધધર્મની વિશિષ્ટતા છે. બીજું ઔપનિષદ ઋષિઓનો બધો પ્રયત્ન વિદ્યાપ્રાપ્તિ અર્થે જ હતો. ઉપનિષદોમાં અમુક વિદ્યાના વિદ્વાનો પરસ્પર મળીને જ્ઞાનનો વિનિમય કરે છે અથવા વધારે જાણનાર આચાર્ય પાસે શિષ્યભાવે બેસીને ઓછું જાણનાર નવું જ્ઞાન મેળવી લે છે. મતલબ કે શિક્ષાગુરુ કે વિદ્યાગુરુની આવશ્યકતાની વાત ઉપનિષદોમાં છે પણ એમાં ધર્મ-ગુરુપદની ક્યાંય સ્હેજ પણ ઝાંખી નથી થતી. જ્યારે બૌદ્ધ અને જૈન ધર્મમાં પાછળના ખ્રિસ્તી ધર્મ તથા મુસ્લીમ ધર્મ પેઠે ધર્મગુરુ કે પેગંબર પદનો આરંભ થાય છે. બુદ્ધ અને મહાવીર પોતાના સર્વકાળના સર્વ અનુયાયીઓના ગુરુ છે. બુદ્ધ અને તેના ગમે તેટલા મોટા અનુયાયી વચ્ચે સમાનતાનો સંભવ જ નથી. બુદ્ધ કે મહાવીર કહે એમાં શ્રદ્ધા રાખી એ પ્રમાણે વર્તવું એ અનુયાયીનો પ્રથમ ધર્મ મનાયો છે. ધર્મ પેઠે જ બુદ્ધને શરણે બૌદ્ધધર્મીએ જવાનું છે.

ઉપનિષદોથી ત્રીજો ભેદ એ છે કે ઔપનિષદ ઋષિઓ સત્ય શોધે છે અને જેમ બીજી વિદ્યા કોઈ ભણવા આવે તો ભણાવવાનું કર્તવ્ય કરે તેમ આધ્યાત્મિક સત્યનો પણ બોધ કરે છે. પણ લોકમાં પોતાને સૂઝેલા સત્યનો પ્રચાર કરવાનો તેઓના મનમાં વિચાર નથી આવ્યો. આ ધર્મ પ્રચાર ભાવ (Missionary Spirit) નો ઉદય જ બુદ્ધ મહાવીરથી થાય છે. અને સ્વામીનારાયણ તથા દયાનંદ સરસ્વતી સુધી પછીના કાળમાં એ પ્રવાહ ચાલુ રહ્યો છે.

પણ બૌદ્ધ ધર્મનું આર્ય સંસ્કૃતિના ઇતિહાસમાં સાચું મહત્ત્વ તો શીલના ઉપદેશમાં છે. ઉપનિષદોમાં આત્મજ્ઞાન સાથે સત્ય, બ્રહ્મચર્ય વગેરેનો ઉપદેશ છે જ; પણ એમાં ભાર આત્મજ્ઞાન ઉપર છે. જ્યારે બૌદ્ધ ધર્મે આત્મવિષયક ચર્ચાને નિરર્થક અથવા ગૌણ ગણીને શીલ તત્ત્વ (Ethcis)નું કેવળ માનવતાની શુદ્ધ લોકહિતલક્ષી દૃષ્ટિથી આર્ય સંસ્કૃતિના ઇતિહાસમાં પ્હેલીવાર સંપૂર્ણ સંશોધન કર્યું અને તે શીલનો જ ગમે તે જાતિ કે ગમે તે સ્થિતિના લોક માટે

કલ્યાણના એક માત્ર સાધન તરીકે ઉપદેશ કર્યો અને એ ધર્મચક્ર પરિવર્તનથી સંસારના રથને અનીતિના ગર્તમાંથી ઉદ્ધારી નીતિના રાજમાર્ગે સર્વકાળ માટે ચલાવી દીધો. આ રીતે શીલના અસાધારણ મહત્ત્વની સ્થાપના એ બૌદ્ધ ધર્મે આપેલો ખાસ સંસ્કાર છે.

**જૈન ધર્મ**—બૌદ્ધ ગ્રન્થોમાં નિગ્ગન્થ નાતપુત્રનો બુદ્ધના હરીફ અને વિરોધી તરીકે વારવાર ઉલ્લેખ મળે છે. આ નિગ્ગન્થ નાત પુત્ર એ જ જૈન ધર્મના સંસ્થાપક કે ઉદ્ધારક તીર્થંકર મહાવીર. મહાવીર ચોવીસમા તીર્થંકર જૈનોમાં ગણાય છે. એ ગમે તેમ હો, પણ મહાવીર પહેલાં દોઢસો–બસો વર્ષથી જૈન વિચારોનો ઉદય થયો હોવાનો સંભવ ઈતિહાસકારો સ્વીકારે છે. મહાવીરનો સમય હજી તદન ચોકસ થયો નથી, પણ એક તદ્વિદના મતે ઈ. સ. પૂર્વે ૪૬૮ માં મહાવીરનો દેહ ૭૨ વર્ષની ઉમ્મરે પડી ગયો.[૧] અને તે પહેલાં તેઓએ ૩૦ વર્ષ સુધી મુખ્યત્વે મગધ અને અંગ દેશના ભાગોમાં પોતાના ધર્મનો ઉપદેશ કર્યો હતો.

જૈન ધર્મનું વિશાળ સાહિત્ય જૈન પ્રાકૃત અથવા અર્ધ માગધી અને જૈન મહારાષ્ટ્રી ભાષામાં છે તેમાં ૧૧ અંગો, ૧૨ ઉપાંગો ૧૦ પ્રકીર્ણો, ૬ છેદસૂત્રો, અને ૪ મૂળસૂત્રો મળીને ૪૫ આગમ ગ્રન્થો શ્વેતામ્બરોમાં મનાય છે.[૨]

વેદ અને બ્રાહ્મણો સાથે વિરોધ, ઈશ્વરનો અસ્વીકાર, વૈરાગ્ય ઉપર અને અહિંસાદિ શીલ ઉપર ભાર વગેરે અગત્યની બાબતોમાં બૌદ્ધ મત સાથે જૈન મતની સમાનતા દેખીતી છે. અને જે સિદ્ધાંત ભેદ છે તેની ઝીણવટમાં અહીં ઉતરવાની જરૂર નથી લાગતી એટલે ખાસ વિશેષતા જ ટુંકામાં નોંધીને સંતોષ માનવો છે તટસ્થ વિદ્વાનોના મતે બૌદ્ધ ધર્મથી જૈન ધર્મ એ બાબતોમાં જુદો પડે છે.[૩] (૧)

---

૧ કેમ્બ્રીજ હિસ્ટ્રી ઓફ ઈન્ડીઆ ગ્ર ૧ પ્ર. ૬.
૨ મહાવીરનો સંયમ ધર્મ પૃ. ૫૦
૩ વીન્ટરનીઝ ગ્ર ૨ પૃ. ૪૨૫

તપ અને સાંપ્રદાયિક આચારો ઉપર જૈન ધર્મે વધારે ભાર મૂક્યો છે. (૨) આત્મા નથી એમ બુદ્ધ જોરથી કહે છે ત્યારે મહાવીર જીવની માન્યતા સ્વીકારીને આગળ ચાલે છે. વળી આ દેશમાં ઉત્પન્ન થયેલા બીજા કોઈ પણ ધર્મ કરતાં જૈન ધર્મે અહિંસા ઉપર-વધારે ભાર મૂક્યો છે.

હવે જૈન ધર્મના એક પ્રમાણભૂત ગ્રન્થમાંથી જૈન મતનો સાર નીચે આપ્યો છે.[1] " માણસ દુ.ખી થાય છે, શોક પામે છે, પીડાય છે અને પરિતાપ પામે છે તે બધું તેના પોતાનાં કરેલાં કર્મનું ફળ છે. દુઃખ પોતાનું કરેલું થાય છે. બીજાનું કરેલું થતું નથી. તેમ જ મોક્ષ પણ જ્ઞાન અને તદનુસાર ચારિત્રથી પ્રાપ્ત થાય છે. આ વિવિધ પ્રાણીઓ જેઓ સંસારમાં વિવિધ પ્રવૃત્તિ કરી રહ્યાં છે તે શાશ્વત છે. તેઓ પોતપોતાના કર્મનું ફળ પૂરેપૂરું ભોગવી રહે ત્યાં સુધી તેઓ શાશ્વત સંસારમાં વારંવાર જન્મ પામ્યા કરે છે. આ જન્મમરણનું ચક્ર વિષમ છે. અને કામ ક્રોધ વગેરે વિષયોમાં ખૂંપી ગયેલા જીવો તેમાંથી સહેલાઈથી છૂટી શકતા નથી આવા જગતમાં પ્રાણીમાત્રના ચક્ષુરૂપ સર્વજ્ઞ સંતપુરૂષો જગતનું અને કર્મનું સત્ય સ્વરૂપ જાણીને તે ચક્રનો અંત લાવે છે તેવા મહાત્માની સમીપમાં રહીને ધર્મનું સ્વરૂપ જાણવું. એ મહાપુરૂષો જગતને, જીવોની ગતિ–અગતિને, જન્મમરણને, તેમજ પ્રાણીઓના પરલોકમાં થતઃ જન્મોને જાણે છે, ત્યાં જીવોને ભોગવવાં પડતાં દુઃખોને જાણે છે, કર્મ કેવી રીતે આત્મામાં દાખલ થાય છે તેમ જ તેને કેવી રીતે રોકી શકાય છે, તે જાણે છે. ટુંકમાં દુઃખ તેમજ તેનો નાશ ઉભયને જાણે છે. એવા પુરૂષો જ ક્રિયાવાદ શીખવવાને અધિકારી છે."

વળી જૈન સિદ્ધાંત છે કે[2] "જીવના બંધનનું કારણ જાણી તેને

---

૧. મહાવીરનો સંયમ ધર્મ ઉપોદ્‌ઘાત પૃ. ૪૩ માં સૂત્ર કૃતાંગ (૧-૧૨)માંથી કરેલો ઉતારો.

૨ મહાવીરસ્વામીનો સંયમધર્મ અધ્યયન ૧ પૃ. ૫૭ તથા ૬૯ માંથી ઉતારો કર્યો છે.

દૂર કરવુ જોઈએ " અને ' બધન કોને કહ્યુ છે અને શુ જાણવાથી ટળે ? ' એવા જબૂસ્વામીના પ્રશ્નના ઉત્તરમા સુધર્મસ્વામી કહે છે કે ' જ્યાસુધી માણસ જડ ચેતન વસ્તુઓમા થોડી ઘણી પરિગ્રહ બુદ્ધિવાળો હોય છે કે બીજાના પરિગ્રહમા અનુમતિવાળો હોય છે ત્યા સુધી તે દુ ખમાથી છૂટી શકતો નથી કારણ કે આસક્તિવાળો પરિગ્રહી મનુષ્ય પોતાને ઇષ્ટ વસ્તુ મેળવવામા કે ભોગવવામા અવશ્ય અન્ય પ્રાણીઓની હિસા કરે છે કે બીજા પાસે કરાવે છે કે કરનાર કોઈને અનુમતિ આપે છે આમ તેનુ વેર વધ્યે જાય છે આ બધનનુ કારણ કહ્યુ અને મોક્ષ માટે જ્ઞાન નો સાર કહે છે કે ' કોઈપણ જીવની હિસા ન કરવી પ્રાણીઓનુ સ્થાવર હોવુ કે જગમ એ અમુક ચોક્કસ કારણોને લીધે છે બધા જીવભાવે સમાન છે એમાં ય જગમ પ્રાણીઓ વિષે તો આ સ્પષ્ટ સમજાય એવુ છે પોતાની જેમ કોઈને દુ ખ ગમતુ નથી એમ જાણી કોઈની હિંસા ન કરવી[1] અહિંસાનો સિદ્ધાત તે આ જ છે માટે મુમુક્ષુએ ચાલવામા, સુવાબેસવામા તથા ખાવાપીવામા સતત જાગૃતિભેર સયમી અને નિરાસક્ત રહેવુ અને માન ક્રોધ માયા અને લોભ ત્યજવા આ પ્રમાણે સમ્યક્ આચારવાળા થઈને તથા કર્મ આત્માને ન લેપે એ સારૂ અહિંસા સત્યાદિ પાચ મહાવ્રતો ગ્રહી સવર દ્વારા સુરક્ષિત બનવુ અને એમ બની કર્મબધનના આ લોકમા પવિત્ર ભિક્ષુએ પૂર્ણતા પ્રાપ્ત કરતા સુધી રહેવુ '

બૌદ્ધ અને જૈનધર્મના અર્પણના આ પ્રકરણના ઉપસહારમા એક જ વસ્તુ નોધવાની રહે છે અને તે છે એ કાળના ગગાપ્રદેશના

૧ પોતાને જીવવાની ઇચ્છા હોય છે માટે કોઈની હિસા ન કરવી પોતાનુ દ્રવ્ય ચોરાઇ જાય તો પોતાને દુ ખ થાય છે માટે ચોરી ન કરવી વગેરે આજ જાતનો ઉદ્દેશ બૌદ્ધ ગ્રન્થોમા પણ મળે છે ( બુદ્ધ લીલા સાર સગ્રહ પૃ ૨૬૧-૨૬૨) અને બ્રાહ્મણ ગ્રન્થોમા પણ यथा प्राणस्मनो भीष्टा-भूतानामपि ते तथा એવુ વચન મળે છે

વતનીઓ-ખાસ કરીને બ્રાહ્મણોમાં રહેલી અદ્ભૂત મતાંતર-ક્ષમા (toleration) બુદ્ધ અને મહાવીરનો ધર્મોપદેશ વૈદિક ધર્મનો અને એ રીતે બ્રાહ્મણોની મહત્તાનો પણ અત્યંત વિરોધી હતો છતાં બુદ્ધ અને મહાવીરના લાંબા કાળ સુધી ચાલેલા ઉપદેશકાર્યમાં કંઈ જાતનું વિઘ્ન નાખવાનો પ્રયાસ બ્રાહ્મણોએ કર્યો હોય એવું બૌદ્ધ કે જૈન પ્રાચીન ગ્રન્થોમાંથી દેખાતું નથી બૌએ ખુશીથી, શાંતિથી, પોતપોતાના ધર્મનો પ્રચાર કર્યો છે એટલું જ નહિ પણ બ્રાહ્મણોએ બુદ્ધના ઉપદેશોમાં બીજા કરતા વધારે રસ લીધો છે બુદ્ધના પ્રખ્યાત અને પ્રમુખ શિષ્યોમાં શાક્યોને બાદ કરતા બ્રાહ્મણો વધારે દેખાય છે આટલી સહિષ્ણુતા[1] આખા જગતના ધાર્મિક ઇતિહાસમાં અપૂર્વ અને અસાધારણ છે ઔપનિષદ ઋષિઓએ ધાર્મિક ઉપદેશને પણ વિદ્યા જ ગણેલ છે અને વિદ્યાનો પ્રવાહ તો અપ્રતિબદ્ધ વહેવો જોઇએ, એ આર્ષ ભાવનાનું આ મતાંતરક્ષમા એ ફળ છે આ ઉદાર વર્તન એ સુંદર ભારતીય સંસ્કાર છે અને ભારતીય સંસ્કૃતિનું નિત્ય અને ભૂષણભૂત અંગ છે

## વર્ણાશ્રમ વ્યવસ્થા

જ્યારે બૌદ્ધ અને જૈન ધર્મના ઉપદેશની પ્રવૃત્તિ જોરથી ચાલી રહી હતી ત્યારે વૈદિક બ્રાહ્મણો કાંઈ હાથ જોડીને બેઠા ન હતા ઋગ્વેદના અને બ્રાહ્મણ ગ્રન્થોના અનુસંધાનમાં ગૃહ્યાદિ સૂત્રગ્રન્થો રચાયા છે બ્રાહ્મણ ગ્રન્થોની પ્રવૃત્તિને તેઓ આગળ ચલાવે છે તથા કેટલીક રીતે તેથી સંપૂર્ણ કરી વ્યવસ્થિત કરવાનો પ્રયત્ન કરે છે

આ સૂત્રગ્રન્થો જુદા જુદા વેદના જુદા જુદા મળે છે તેમાં શ્રૌત સૂત્રો, ગૃહ્યસૂત્રો, ધર્મસૂત્રો, અને શુલ્બસૂત્રો એ રીતે ચાર જાતના

1 પ્રાચીન કાળમાં આ પ્રાચીન સહિષ્ણુતા કે મતાન્તરક્ષમામાં મોળી પડી છે. બ્રાહ્મણોએ જૈનો તથા બૌદ્ધોને પાખંડી કહ્યા છે અને બૌદ્ધો તથા જૈનોએ બ્રાહ્મણોને મિથ્યા દૃષ્ટિ કહેલ છે વળી જુઓ વ્યાખ્યાન પાંચમું

ગ્રન્થો હોય છે ખરી રીતે એકમાં જ ત્રણેનો કે ચારેનો સમાવેશ કરેલો હોવો જોઈએ દાખલા તરીકે આપસ્તમ્બ ગૃહ્યસૂત્ર અને ધર્મસૂત્ર એ મોટા કલ્પસૂત્રના ભાગો છે પણ કેટલાક છૂટા છૂટા મળે છે શ્રૌતસૂત્રોમાં યજ્ઞવિધિ વિશે ઝીણી સૂચનાઓ હોય છે જે સામાન્ય સામાજિક સ્થિતિના અભ્યાસીને નિરુપયોગી છે જ્યારે ગૃહ્યસૂત્રો અને ધર્મસૂત્રો ઘણા ઉપયોગી છે આ સૂત્રગ્રન્થો વેદ સાથે સબદ્ધ હોવા છતાં શ્રુતિરૂપ નહિ પણ બીજા વેદાંગો જેવા સ્મૃતિરૂપ ગ્રન્થો છે ગૌતમાદિ ધર્મસૂત્રો અને તેને અનુગામી પાછળના કાળમાં રચાયેલા મન્વાદિ ધર્મશાસ્ત્રો એ હિન્દુ જાતિના આયતન સબન્ધી ઘણા જ અગત્યના ગ્રન્થો છે આયતનનો વિચાર અહીં પ્રસ્તુત નથી પણ વર્ણાશ્રમ વ્યવસ્થા અને આર્યોના આચાર વિશે એ ગ્રન્થોમાં જે ક્યુ છે તેનાથી હિદુ પ્રજા અઢી હજાર વર્ષો સુધી દોરાણી છે અને ગૃહ્યસૂત્રોમાં કૌટુમ્બિક જીવન અને ઘર સાથે સબદ્ધ ફરજો કર્મો અને વહેમો સબધી માહિતીનો અત્યુપયોગી ભડાર ભર્યો છે અહીં તો વર્ણાશ્રમ વ્યવસ્થાના વિકાસક્રમનુ અવલોકન ટુકામા કરવુ છે આ ગૃહ્યસૂત્રો અને ધર્મસૂત્રોનો સમય ઇ સ પૂર્વે સાતમા કે છઠ્ઠા શતકથી તે લગભગ ઈ સ પૂર્વે બીજા શતક સુધીનો તદ્વિદોમા મનાય છે[1] અને પછી મન્વાદિ ધર્મશાસ્ત્રો રચાયેલ છે અને એ ધર્મશાસ્ત્રો ઉપરની ટીકાઓ રૂપ તથા નિબધ રૂપ ગ્રન્થો તો ગયા સૈકા સુધી લખાયા છે પણ અહીં તો ધર્મસૂત્રો અને મનુસ્મૃતિનો જ ઉપયોગ કર્યો છે

વૈદિક પરપરાને જાળવવી એ પોતાનો ધર્મ છે એમ માનનારા ધર્મસૂત્રો અને ગૃહ્યસૂત્રો કહે છે કે ધર્મજ્ઞો અથવા વેદવિદોનો એકમત અને વેદો એ નિત્યજીવનના આચારોના ધર્મ માટે સમાનરૂપ

---

૧ જુઓ કેમ્બ્રીજ હીસ્ટરી એફ ઇન્ડીયા ગ્રન્થ ૧ પૃ ૨૦ મા હોપ કીન્સનો મત પી વી કાણેનુ હીસ્ટરી આફ ધર્મશાસ્ત્ર પૃ ૯ મેક્સમુલરના મત માટે સસ્કૃત સાહિત્યનો ઇતિહાસ પૃ ૪૯

છે." અને "બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણો છે." "તેમાં આગલો પાછલા કરતાં જન્મથી ચઢીઆતો છે."[1]

ચાર વર્ણો એ નિત્યની સ્થિર હકીકત હોય એ રીતે તેનું ધર્મસૂત્રો કથન કરે છે. કારણ કે આ સૂત્રો રચાયાં તે પહેલાં કે એ વખતે પણ કદાચ વર્ણભેદની જન્મસિદ્ધતા નિશ્ચિત ન હોય તો પણ તે નિશ્ચિત કરવાનું પોતાનું કર્તવ્ય માનીને જ તેઓ પ્રવૃત્ત થાય છે. જો કે એનેય અપવાદો રાખવા પડે છે તે જોશું. પણ પહેલાં વર્ણભેદનો ઇતિહાસ ટૂંકામાં જોઈ લઇએ.

આર્ય અને દાસ એના વર્ણ અર્થાત્ રંગના ભેદનો ઉલ્લેખ ઋગ્વેદમા મળે છે, એ આપણે જોયુ છે.[2] આર્યો શ્વેતવર્ણના હતા. અને દસ્યુઓ શ્યામવર્ણના હતા. અને એ વર્ણભેદે આર્યોના મન ઉપર કરેલી અસરમાંથી પાછળનો બ્રાહ્મણાદિ વર્ણભેદ ઉત્પન્ન થયો છે. પણ વૈદિક કાળમાં હજી ધંધાઓ વારસામાં જ ઉતરે અથવા પિતાનો ધંધો જ પુત્રે કરવો જોઇએ એવો નિયમ નથી દેખાતો. વૈદિક કાળમાં બધા વર્ગના લોકો દેવોની સ્તુતિ કરી શકતા. અને ધર્મનું પ્રધાન અંગ પણ એ જ હતુ. પણ જેનામાં આવી પ્રાર્થનાઓ રચવાની ખાસ આવડત હોય તેઓને સ્વાભાવિક રીતે પુરોહિત કહેવામાં આવતા.[3] પણ પુરોહિતના ખાસ કાંઈ હક્કો વેદકાળમાં નથી દેખાતા. પણ ધીમે ધીમે અમુક કુટુમ્બોમા પહેલાં રચાયેલા મંત્રોને યાદ રાખીને સાચવનારા તેમ જ આવા મંત્રો રચનારા કવિઓ વધારે પ્રમાણમાં ઉત્પન્ન થતાં અમુક કુળો પુરોહિતોનાં મનાવા લાગ્યાં હશે. એ જ રીતે યુદ્ધની કુશળતા જે કુટુંબોમાં વધારે હોય તેઓ ક્ષત્રિય કહેવાતા હશે. રાજપદ વેદકાળમાંય વંશપરંપરા ઉતરતું હોવાનું ઉપર કહ્યું છે. પણ પુરોહિતનો છોકરો ક્ષત્રિય કર્મ કરે એટલે ક્ષત્રિય ગણાય અને ક્ષત્રિયનો છોકરો યુદ્ધરસ

૧. આપસ્તમ્બ ધર્મસૂત્ર ૧—૧—૧ થી ૪ અને ગૌતમ ધર્મસૂત્ર ૧—૧—૧, ૨.

૨. જુઓ ઉપર પૃ૦ ૪૩ ૩. જુઓ ઉપર પૃષ્ઠ ૬૨

છોડીને અથવા તેને ગૌણ સ્થાન આપીને સોક્રેટીસ અને પ્લેટો પેઠે સૂક્તો રચવામાં કે ચિંતનમાં જ વધારે કાળ ગાળે એટલે તે ઋષિ કે બ્રાહ્મણ કહેવાય, એવું ઘણા કાળ સુધી ચાલ્યુ હશે. આ રીતે ધંધાનો પહેલો ભેદ પડ્યો હશે. આ બ્રાહ્મણ અને ક્ષત્રિય સિવાયના બધા લોકો તે વિશ અને જે દસ્યુઓને પકડીને દાસ બનાવ્યા હોય[1] તે શૂદ્ર. આ રીતે પુરૂષસૂક્તના રચનાકાળે અથવા તે પહેલાં તરતમાં –ઋગ્વેદના પાઠગ્રા સમયમાં વર્ણોના ચાર ભેદ પડ્યા.[2] પણ એ ભેદ જન્માનુસાર રૂઢ થયા પહેલાં ઘણો કાળ ગયો હશે. ઋગ્વેદમાં પ્રથમ વર્ણના અર્થમાં બ્રાહ્મણ શબ્દ આઠ વાર જ વપરાયો છે.[3] વળી ઋચાઓના રચનારા બધા જન્મથી બ્રાહ્મણ હતા એમ પ્રાચીન શ્રુતપરંપરા પણ નથી કહેતી. ઋષિ એલૂષ કવષ વિશે કહ્યું છે કે એ ઋષિ દાસીપુત્ર હતા. અને અમુક યજ્ઞમાં ભાગ લેવાનો તેણે પ્રયત્ન કર્યો ત્યારે બીજા ઋત્વિજોએ એને જંગલમાં, ભૂખ્યો તરસ્યો મરી જાય તેમ કાઢી મૂક્યો. પણ સરસ્વતી દેવીએ અને જળદેવતાએ તેના ઉપર કરૂણા કરી અને તેણે મંત્રદર્શન કર્યું.[4] પરિણામે ઋત્વિજોએ તેને દેવો ઓળખે છે તેમ ગણીને પાછો બોલાવ્યો.

સત્યકામ જાબાલનો દાખલો પણ સરસ છે. સત્યકામ જાબાલ નામનો છોકરો માતાની રજા લઇને બ્રહ્મચર્યવાસ માટે હારિદ્રુમત ગૌતમ નામના ગુરુ પાસે ગયો. અને "હુ આપની પાસે બ્રહ્મચર્યવાસ ઇચ્છુ છું." એમ કહ્યું. ત્યારે ગુરુએ ધોરણ પ્રમાણે તેનું ગોત્ર પૂછ્યું. છોકરાએ જવાબ આપ્યો કે "મારી માને ગોત્ર પૂછતાં કહે છે કે

---

૧. જુઓ ઉપર પૃષ્ઠ. ૩૩ તથા સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ પૃ. ૨૦૪.

૨. પુરૂષસૂક્તમા ચાર વર્ણોનો સ્પષ્ટ ઉલ્લેખ છે. અને બ્રાહ્મણવર્ણની શ્રેષ્ઠતાનુ કથન ઋ. ૬. ૧-૪ મા મળે છે.

૩. સંસ્કૃતસાહિત્યનો ઈતિહાસ પૃ. ૨૧૪.

૪. ઐતરેય બ્રાહ્મણ (૨, ૧૯). વીન્ટરનીઝ ગ્ર. ૧ પૃ. ૨૨૮, ક. મા. મુનશીના આદિવચનો અને વ્યાખ્યાનો. પૃ. ૪૦

"પરિચારિણી હુ ઘણે પરિચર્યા કરતી હતી ત્યારે જુવાનીમાં તુ જન્મ્યો છો, તેથી તુ કયા ગોત્રનો છો તે હુ જાણુતી નથી. પણ હુ નામે જબાલા છુ અને તુ સત્યકામ છો." આ સાંભળીને ગુરુએ કહ્યુ કે "બ્રાહ્મણ ન હોય તે આ વિવેક ન કરી શકે, તે સત્ય ન છોડ્યુ, તને હુ ઉપનયન આપીશ"[1] ટૂકામા ઉપલા એ દાખલાથી તેમ જ વેદવ્યાસ માછીમારની પુત્રીના પુત્ર હોવા છતા પરમપૂજ્ય બ્રાહ્મણ ગણાયા, એ દાખલાથી દેખાય છે કે સત્ય એટલે શીલ અને મંત્રદર્શન એટલે વિદ્યા એ બે જેનામા હોય તે જન્મે ગમે તે હોય પણ બ્રાહ્મણ ગણાય[2] એવી માન્યતા ઉપનિષદ્કાળ સુધી તો પ્રવર્તતી હતી પછી વર્ણભેદને નિશ્ચિત ગણીને જે સૂત્રકારો ચાલે છે તેઓના વખતમાં પણ લગ્ન અને ભોજન વ્યવહારનો પ્રતિબંધ શિથિલ રૂપમાં શરૂ થતો દેખાય છે. પહેલો પ્રતિબંધ દામો સાથેના વ્યવહારમાં દાખલ થયો હશે. સત્ત્વ–ચિત્તની શુદ્ધિ માટે આહારશુદ્ધિની આવશ્યક્તા ઉપનિષદોમાં[3] કહી છે. અને એ આહારશુદ્ધિના કારણથી કેશ અને કીડાવાળું અન્ન હમેશાં અભોજ્ય છે, એમ ગૌતમ ધ.સૂ. (૧૭–૯) મા અને મન્વાદિ ધર્મશાસ્ત્રોમાં કહ્યું છે. આ સાથે જ વાસી, ખાટું થઈ ગયેલુ વગેરે અન્નને પણ નિષિદ્ધ ગણેલ છે.[4] એ જોતાં આહારશુદ્ધિની તથા આરોગ્યની દષ્ટિ આ નિષેધોમાં દેખાય છે પણ એ સાથે જ શસ્ત્રજીવી, શિલ્પજીવી, મહાપાતકી, શિકારી, ષઢ, અતિવ્યાજખાઉ, સઘ, ચોર, લોભી, ગણિકા, વૈદ્ય, દારૂ વેચનારા,

---

૧. છા ઉ. ૪–૪

૨. બૌદ્ધ સાહિત્યમા માતગ ઋષિ શ્વપાકના પુત્ર હતા એમ કહ્યુ છે (સુત્તનિપાત્ત વગ્ગ ૧ વઠ્ઠલસુત્ત) વધારે દાખલા માટે જુઓ આદિવચનો અને બીજા વ્યાખ્યાનો પૃ ૩૯ થી આગળ

૩. છા. ઉ ૭–૨૬–૨.

૪. ગૌ. ધ. સૂ ૨–૮–૧૪, ૧૬ અને આ. ધ, સૂ ૧–૫–૧૭,–૧૭, ૧૮ અને મનુ ૪–૨૧૧.

સુનાવડી, રંગારા, ધોબી વગેરેનું અન્ન પણ ધર્મશાસ્ત્રકારોએ નિષિદ્ધ ગણ્યું છે [1]આ નિષેધોમાં પણ મૂળ કદાચ શુદ્ધિ ઉદ્દિષ્ટ હશે પણ આભડછેટની છાયા દેખાય છે. પછી વર્ણભેદના કારણથી અન્ન કોનું ખવાય અને કોનું ન ખવાય એ વિશે વિચાર કરતા, "બ્રાહ્મણે બ્રાહ્મણનું ખાવું પણ બીજા વર્ણનું ન ખાવું" એમ એક સૂત્રમા કહ્યા પછી આપસ્તમ્બ કહે છે કે "કેટલાકને મતે શૂદ્ર સિવાય સ્વધર્મમા વર્તનારા સર્વનું ખાવુ, અને ધર્મથી પોતાના આશ્રિત શૂદ્રનું પણ આપત્તિમા ખવાય." ગૌતમ સ્પષ્ટ કહે છે કે "ધર્મિષ્ઠ દ્વિજે આપેલુ અન્ન ખવાય. અને જો નિર્વાહનું કાંઈ સાધન ન મળે તો શૂદ્રનું પણ ખવાય [2]" મનુ "શૂદ્રનું ન ખવાય અથવા શ્રાદ્ધ ન કરનાર શૂદ્રનું પક્વાન્ન ન ખવાય પણ કાચું અન્ન લેવાય વળી પોતાનો એડુ, કુટુંબનો મિત્ર, ગોવાળ, દાસ, અને વાળંદ એટલા શૂદ્રોનું અન્ન ખવાય' એમ કહે છે [3] ટૂંકામા મનુસ્મૃતિના સમય સુધી અને તે પછી પણ કેટલાક કાળ સુધી ઉપલા ત્રણ વર્ણો વચ્ચે ભોજન-વ્યવહારનો પ્રતિબંધ ન હતો અને શૂદ્ર સાથે ઢીલો પ્રતિબંધ હતો વળી શાસ્ત્રકારો વર્ણભેદના કારણ કરતા ધર્માચરણના કારણને ભોજન પ્રતિબંધમા પ્રાધાન્ય આપવા માગે છે એમ દેખાય છે

હવે લગ્નવ્યવહારનો ઇતિહાસ જોઈએ તો સૂત્રકાળમા વર્ણ કરતાં કુળ ઉપર વધારે ભાર સૂત્રકારો મૂકતા હોય એમ લાગે છે "અસગોત્ર અને અસપિંડ એવી સ્ત્રી લગ્ન માટે પ્રશસ્ત છે [4]" લગ્નનિયમનનો આ આરંભ જ સૂચક છે પણ પછી મનુએ નિયમ આપ્યો છે કે, "દ્વિજાતિમા પહેલી પત્ની સવર્ણા હોય એ પ્રશસ્ત છે પણ "કામની પ્રેરણાથી પરણવું હોય તો શૂદ્ર શૂદ્ર સ્ત્રીને પરણે, વૈશ્ય પુરુષ વૈશ્ય અને શૂદ્ર સ્ત્રીને પરણે, રાજા(ક્ષત્રિય) શૂદ્ર, વૈશ્ય

---

૧ આ ધ સૂ. ૧-૬ તથા ૭ અને મનુ ૪, શ્લો. ૨૦૩.
૨. આ. ધ સૂ ૧-૬-૧૮-૯ તથા ૧૩, ૧૪, ગૌ. ધ સૂ ૨--૧
૩. મનુ ૪, ૨૧૧ અને ૨૫૩   ૪. મનુ ૩—૫

અને ક્ષત્રિય સ્ત્રીને અને બ્રાહ્મણ ચારેય વર્ણની સ્ત્રીને પરણી શકે" છતા પછીના જ કદાચ બે સૈકા પછી રચાયેલા શ્લોકમા મનુએ "બ્રાહ્મણ અને ક્ષત્રિય માટે આપત્તિમા પણ શૂદ્ર સ્ત્રી યોગ્ય નથી એમ કહ્યુ છે[1]" મતલબ કે લગ્નપ્રતિબંધની શરૂઆત શૂદ્ર સ્ત્રીથી થઈ છે આપણે વર્ણોમા ઉપર કહ્યો તે અનુલોમ લગ્નવ્યવહાર ધર્મશાસ્ત્રોએ માન્ય કર્યો છે જો કે ઉતરતા વર્ણની સ્ત્રીથી થયેલી પ્રજાને કંઈક ઉતરતી ગણી છે શૂદ્રસ્ત્રીથી થયેલા બ્રાહ્મણના છોકરાને તો ધર્મહીન કહેલ છે[2] અને પ્રતિલોમ લગ્નવ્યવહારને નિષિદ્ધ ગણ્યો છે[3] પણ પ્રતિલોમ લગ્નથી થયેલી પ્રજાની અનેક જાતિઓના નામો ધર્મશાસ્ત્રોમા મળે છે[4] એ જોતા પ્રતિલોમ લગ્નો પણ થતા હશે એ ચોક્કસ લગ્નવ્યવહાર સંબંધી આ વચનો એ ચાર વર્ણોમાથી પાછળથી કેવી રીતે અનેક જાતિઓ થઈ તેનો ઇતિહાસ ઉકેલવાનુ એક સાધન છે

હવે જૂદા જૂદા વર્ણોના કર્મોની ધર્મશાસ્ત્રકારોએ કેવી વ્યવસ્થા કરી હતી તે જોઈએ બધા દ્વિજો માટે વેદાધ્યયન, યજ્ઞ અને દાન એ ત્રણ સામાન્ય કર્મો છે અને (૧) પ્રવચન, યાજન અને પ્રતિગ્રહ, એ બ્રાહ્મણનુ અધિક કર્મ છે પણ પહેલા ત્રણ કર્મો તો અવશ્ય કર્તવ્ય છે વળી બ્રાહ્મણ માટે પાછળના ત્રણ ઉપરાત વારસો અને શિલોચ્છ (ખેતરમાંથી દાણા વીણી લેવા) એ પણ નિર્વાહનાં સાધન છે વળી પોતે જાતે ન કરે તો (બીજા દ્વારા) ખેતી અને વેપાર તેમજ પૈસાની ધીરધાર પણ બ્રાહ્મણ કરી શકે (૨) યુદ્ધ અને ધર્મ્ય દંડ એ ક્ષત્રિયોના વધારાના કર્મો છે વળી પ્રજાનુ રક્ષણ,

---

૧ મનુ ૩, ૧૨ થી ૧૪ મનુના ૧૨ મા શ્લોકની ટીકામા 'મરવસાર શૂદ્ર સ્ત્રીને પણ પરણે' એવુ વસિષ્ઠનું વચન ટાંકયું છે

૨ ગૌ ધ સૂ ૪-૧૭, ૨૧ અને મનુ ૧૦-૫ થી ૧૦

૩ ગૌ ધ. સૂ ૪-૨૦

૪ ગૌ ધ સૂ ૪-૧૭ અને મનુ ૧૦-૧૧ થી ૧૯

શ્રોત્રિય બ્રાહ્મણોને આશ્રયદાન, તેમજ બ્રાહ્મણ ન હોય પણ કામ કરવાને અશક્ત હોય કે વિદ્યાર્થી હોય તેઓનું પાલન અને વર્ણાશ્રમ વ્યવસ્થાનું રક્ષણ તે રાજાઓનો ધર્મ છે. ધર્મશાસ્ત્રોએ યુદ્ધનાયે નિયમો આપ્યા છે. ગૌતમસૂત્ર કહે છે કે યુદ્ધમાં હિંસાનો દોષ નથી, પણ ઘોડા ઉપરથી પડેલા, સારથિવગરના, હાથ જોડીને ઊભેલા, હથિયારવગરના, ભાગી જતા, બેસી ગયેલા, દૂત અને "તમારી ગાય છું અને તમારો બ્રાહ્મણ છું" એમ કહેનારા એ સર્વની હિંસા એ હિંસા જ છે.[1] (૩) વૈશ્ય માટે ખેતી, ગોપાલન અને વેપાર એ વધારાના કર્મો વિહિત છે. (૪) શૂદ્ર એ ચોથો વર્ણ છે, એ દ્વિજ નથી એક જાતિ છે. પોતાની સ્ત્રી સાથે રહેવું અને દ્વિજવર્ણની પરિચર્યા કરીને નિર્વાહનું સાધન મેળવવું એ શૂદ્રનું કર્તવ્ય છે.[2]

ભિન્ન ભિન્ન વર્ણોના કર્મોને દર્શાવનારાં સૂત્રગ્રંથોનાં આ વચનોમાંથી શાસ્ત્રકારોની દૃષ્ટિ સ્પષ્ટ દેખાય છે. વેદાધ્યયન, યજ્ઞ અને દાન એ ત્રણને સર્વ દ્વિજવર્ણો માટે સમાનરૂપે અવશ્ય કર્તવ્ય ગણવામાં ત્રણે વર્ણોની આર્યરૂપે એક જાતિ સ્વીકારીને ત્રણેને આર્ય આચારમાં દૃઢ રાખવાની તથા શૂદ્રની મૂળ અનાર્યતા ન ભૂલાવા છતાં સમાજમાં—ચાતુર્વર્ણ્યમાં એનો પણ સમાસ કરીને મૂળ અનેક જાતિના લોકોમાંથી સામાજિક એકતા બાંધવાની શાસ્ત્રકારોની યોજના છૂપી નથી રહેતી. શૂદ્રને ઉચ્છિષ્ટ અન્ન આપવાની સૂત્રકારની સૂચના આપણને અયોગ્ય લાગે છે. પણ જેની સેવામાં એક શૂદ્ર આખી જીંદગી સુધી રહ્યો હોય તેણે તે શૂદ્ર કામ કરવાને અશક્ત થઈ જાય તો પણ તેનું ભરણપોષણ કરવું જોઈએ અને શૂદ્રે પણ પોતાનો શેઠ પોતાનો નિર્વાહ કરવાને અશક્ત થઈ જાય તો કાંઈ કળાકારીગીરીથી કમાઈને શેઠનું ભરણપોષણ કરવું તેમ ગૌતમ કહે

---

[1] ગૌ. ધ. સૂ. ૨-૧-૧૭, ૧૮ અને આ. ધ. સૂ. ૨-૫-૧૦, ૧૧

[2] ગૌ. ધ. સૂ. ૨ ૧ આ. ધ. સૂ. ૨-૫-૧૦ તથા ૧-૧-૧ અને ૭

છે;[1] એમાં તો ઊંચા નીચા વર્ણો વચ્ચે ક્યાં સામ્ય છે એ સૂત્રકારને દેખાયું છે. ઉપલાવર્ણની પરિચર્યાથી ભરણ પોષણ ન થાય તો શિલ્પથી પોતાનું ભરણપોષણ કરવાની શૂદ્રને તેણે જ છૂટ આપી છે. પાછલા કાળમાં કારીગીરીના ઘણા ધંધાઓ શૂદ્રોએ જ અપનાવ્યા છે અને એ કારીગરોનુ શૂદ્રત્વ તો તદ્દન ભૂલાઈ ગયું છે. આ બાબતમાં એક બીજી પણ વાત ધ્યાનમાં લેવાની છે. આ દેશના સૂત્રકાળના સમાજમાં અમુક કાર્યમાં અમુક માણસોનું સ્વાભાવિક વલણ વધતું જઈને કાલક્રમે શ્રમવિભાગના આવશ્યક નિયમને અનુસરી જે કર્માનુસાર વર્ગો પડયા હતા તેની નોંધ લેવા ઉપરાંત તેને જન્માનુસારી ઠરાવીને એ કાળની સમાજસ્થિતિને કાયમી કરવાનો ધર્મસૂત્રકારોનો, પ્રયત્ન દેખાય છે. વર્ણસંકરતાથી તેઓ ડરે છે તે સ્પષ્ટ છે.[2] વળી આર્યો અને અનાર્યો વચ્ચેના સ્વાભાવિક રજોગુણપ્રેરિત સંઘર્ષને તથા અન્વાયોને મેળા પાડવાનો તથા સમગ્ર રીતે સમસ્ત સમાજને. શાંતિમાં રાખીને વધારે સંસ્કારી અને વધારે ધાર્મિક કરવાનો તેઓનો પ્રયત્ન છે. આ શાસ્ત્રકારોમાં ધર્મોપદેશકની આદર્શ દૃષ્ટિ નથી. પણ સ્મૃતિકારની–કાયદા બાંધનારની વાસ્તવદર્શી છતાં ઉત્કર્ષલક્ષી દૃષ્ટિ છે.

સમાજને સંસ્કારી કરવા માટે ધર્મસૂત્રકારોએ સંસ્કારોની યોજના કરી છે. ગૌતમે ગર્ભાધાનાદિ ચાળીસ સંસ્કારો કહ્યા છે.[3] આ ચાલીસમાંથી ઓગણીસ તો વૈદિક યજ્ઞોના પ્રકારો છે. બાકીના એકવીસમાંથી પાંચ મહાયજ્ઞોને બાદ કરતાં જે સોળ સંસ્કારો રહ્યા તે દ્વિજો માટે ગૃહ્ય સંસ્કાર તરીકે પ્રસિદ્ધ છે. આ સોળમાંથી લગ્નનો વિધિ બધા હિંદુઓમાં અને ઉપનયનનો બ્રાહ્મણોમાં અને કેટલાક ક્ષત્રિયો–બ્રહ્મક્ષત્રિયો વગેરેમાં હજી પ્રચલિત છે. બાકીના ચૌલ,

૧ ગૌ. ધ. સૂ. ૨–૧–૬૧ થી ૬૪
૨. ગૌ. ધ. સૂ. ૧–૮–૩
૩. એજન ૧–૮–૮ થી ૨૧

નામકરણ, સીમંત, જેવામાંથી શાસ્ત્રોક્ત અંશ ગૌણ થઈ ગયો છે કે નીકળી ગયો છે. મનુષ્યોની ગર્ભાધાનાદિ સ્વાભાવિક પ્રવૃત્તિઓને તથા સામાજિક રિવાજોને ધાર્મિક વિધિ સાથે જોડીને સંસ્કારી બનાવવાનો પ્રયત્ન આ સંસ્કારયોજનાની પાછળ દેખાય છે.

પાંચ મહાયજ્ઞો— ચાળીસ સસ્કારોમાં ગણેલા શ્રૌત યજ્ઞો કરે કે ન કરે પણ પાંચ મહાયજ્ઞો તો બ્રહ્મચારીએ, ગૃહસ્થે તથા વાનપ્રસ્થાશ્રમીએ પણ હમેશાં યથાશક્તિ સેવવા જોઇએ. ઋષિયજ્ઞ, દેવયજ્ઞ, ભૂતયજ્ઞ, નૃયજ્ઞ અને પિતૃયજ્ઞ એ પાંચ મહાયજ્ઞો ગણાય છે[૧] આમાંથી ઋષિયજ્ઞ એટલે બ્રહ્મયજ્ઞ કે સ્વાધ્યાય. આ સ્વાધ્યાય ઉપર શાસ્ત્રકારો ઘણો ભાર મૂકે છે. મનુ તો કહે છે કે સ્વાધ્યાયને વિરોધી બધાં કામો છોડી દેવાં, પણ ગમે તેમ કરીને અધ્યાપન કરવુ. એમાં જ બ્રાહ્મણની કૃતકૃત્યતા છે.[૨] અને બ્રાહ્મણેતર દ્વિજોએ કઈક અધ્યયન કર્યા કરવુ અથવા પહેલાં ભણેલાનુ પુનરાવર્તન કરવુ બીજો યજ્ઞ તે દેવયજ્ઞ. એ વખતે વિષ્ણુ આદિ દેવોની પૂજા પ્રચલિત ન હતી. પણ હમેશાં સવાર–સાંજ અગ્નિહોત્ર કે સાદો વૈશ્વદેવ કરવામાં આવતો.[૩] પિતૃયજ્ઞ એટલે ગત પિતૃઓનુ હમેશાં ઉદકથી તર્પણ કરવું અને તે તે પિતૃઓની મરણતિથિએ પિતૃનિમિત્ત ઉત્સાહ પ્રમાણે ભોજન વગેરે કરવુ શ્રાદ્ધવિધિનુ આખું પ્રકરણ પિતૃયજ્ઞમાં સમાય છે. ચોથો મહાયજ્ઞ ભૂતબલિ. એમાં કુતરાં, પતિતો, ચાંડાલો, રગતપિત્તીઆં, કાગડા અને કૃમિ માટે ધીમેથી જમીન ઉપર અન્ન મૂકી દેવુ[૫] અને છેલ્લો અતિથિયજ્ઞ એમાં બ્રહ્મચારીને ભિક્ષા આપવાનો તથા આવી ચઢેલા મહેમાનને યથાશક્તિ પીવા પાણી, ભોજન

---

૧ ગૌ ધ સૂ ૧-૩-૨૮ મનુ ૩-૬૯, ૭૦ તથા ૪-૨૧

૨ મનુ ૪-૧૭ ૩ ગૌ. ધ. સૂ. ૧-૫-૭ અને મનુ ૪—૨૫

૪ શ્રાદ્ધવિધિના વિસ્તાર માટે જુઓ ગૌ. ધ સૂ. ૨-૬, પારસ્કર ગૃહ્યસૂત્ર-શ્રાદ્ધસૂત્ર તથા મનુ અ. ૩—૮૨ તથા ૧૨૩ થી ૧૪૬

૫ મનુ. ૩—૯૨

માટે અન્ન, આસન, સુવા માટે સ્થાન વગેરે આપવાનો સમાવેશ કરેલો છે. બ્રાહ્મણ ગૃહસ્થે શૂદ્ર મહેમાનને પણ પોતાના નોકરો સાથે ભોજન આપવું એમ કહ્યું છે.[૧] વળી મહેમાનોને પહેલાં ભોજન આપવું[૨] અને મનુ કહે છે કે અતિથિને જે ન આપવામાં આવે તે ઘરધણીએ પોતે ન ખાવું અને સૂર્ય આથમતાં ઘેર આવેલા અતિથિને ગૃહસ્થે પાછો ન કાઢવો.[૩] ધર્મશાસ્ત્રની આવી આજ્ઞાઓ ઘણી સૂચક છે. આ વિશાળ દેશમાં જ્યારે મુસાફરી પગે ચાલીને કે બળદ ગાડીમાં થતી અને ધર્મશાળા જેવાંય સાધનો ન હતાં ત્યારે આ અતિથિયજ્ઞની સામાજિક ઉપયોગિતા કેટલી બધી હશે તેની આ જમાનામાં કલ્પનાય આવવી મુશ્કેલ છે. મનુપ્રોક્તથી કાંઈક જુદી રીતે પણ અતિથિસેવા મુશ્કેલી વેઠીને પણ હજારો હિંદુ કુટુંબોમાં આજસુધી થાય છે.

આ પંચ મહાયજ્ઞો ઉપરાંત ગૃહસ્થ દ્વિજ માટે સૂત્રકારોએ અમુક પ્રકારનું સદ્વર્તન ઉપદેશ્યું છે.[૪] મનુએ આ સદ્વર્તનને વિપ્રો માટે આવશ્યક ગણ્યું છે.[૫] પણ ચરકસંહિતા જેવા ધર્મશાસ્ત્રેતર ગ્રન્થમાં એને સર્વ લોક માટે આવશ્યક કહ્યું છે. ચરક (સૂ. અ. ૮) માં કહ્યું છે કે "પોતાનું હિત કરવા ઇચ્છતાં સહુએ હંમેશાં યાદ રાખીને સદ્વૃત્ત પાળવું. સદ્વૃત્ત એક સાથે બે લાભ આપે છે. (૧) આરોગ્ય અને (૨) ઇન્દ્રિયવિજય."[૬]

---

૧ ગૌ. ધ. સૂ. ૧-૫-૩૩ અને ૪૨ તથા આ. ધ. સૂ. ૨-૨-૪-૧૩.

૨ આ. ૨—૨—૪—૧૧

૩ મનુ ૩—૧૦૫, ૧૦૬.

૪ ગૌ. ધ. સૂ. ૧—૯. અને આ. ધ. સૂ. ૧—૧૧—૩૦, ૩૧

૫ મનુ ૪—૨૬૦

૬ આયુર્વેદોક્ત સદ્વૃત્તના ઉપદેશને મન્વાદિ ધર્મશાસ્ત્રોના ઉપદેશ સાથે વિગતવાર સરખાવવાના પ્રયાસ માટે જુઓ મારું 'આયુર્વેદનાં દાર્શનિક તથા સદ્વૃત્ત સંબંધી પ્રકરણોનો અભ્યાસ.'

આ સદ્વૃત્તની વિગતોનો વિસ્તાર ધર્મસૂત્રો કરતા મનુસ્મૃતિમા વધારે છે પણ આ ઉપદેશમા ચાર ભિન્ન પ્રકારો દેખાય છે (૧) એ કાળે પ્રચલિત અમુક વહેમોને સદ્વૃત્તમા દાખલ કરી શાસ્ત્રકારો એને અનુમતિ આપે છે દા ત 'ઉગતા કે અસ્ત પામતા સૂર્યને ન જોવો' 'ઇન્દ્ર ધનુષ્ય બીજાને ન બતાવવુ'[1] (૨) કેટલીક રીતભાતની સૂચનાઓ છે દા ત હાથ, પગ, વાણી, આખ વગેરેનુ નકામુ ચાપલ્ય ન કરવુ આદિ[2] (૩) કેટલાક ઉપદેશ આરોગ્ય અને સ્વચ્છતા અર્થે કરેલો છે દા ત બીજાએ પહેરેલ કપડા, જોડા તથા ફૂલની માળા પહેરવાની ના પાડી છે તેમા આરોગ્યની તથા હમેશા સ્નાન કરવુ, પવિત્ર રહેવુ, નખદાઢી વગેરે ઉતરાવવા વૈભવ હોય તો જીર્ણ કે મેલા વસ્ત્રો ન પહેરવા વગેરે ઉપદેશમાં સ્વચ્છતાની દૃષ્ટિ સ્પષ્ટ છે[3] આ વ્યક્તિગત સ્વચ્છતા સાથે જાહેર સ્વચ્છતાની દૃષ્ટિથી પણ કેટલાક નિયમો શાસ્ત્રકારોએ આપ્યા છે દા ત રસ્તામા અને નદીકાંઠે ઝાડો પેશાબ ન કરવા, પાણીમા થુંકવુ નહિ[4] આ નિયમો સામાજિક આરોગ્ય માટે અતિ આવશ્યક છતા આ દેશમા આ જમાનામા યે પળાતા નથી એ શોચનીય છે સદ્વૃત્તમા આ ઉપરાંત (૪) 'પરસ્ત્રીને નગ્ન સ્થિતિમા ન જોવી'[5] વગેરે ઉપદેશ નૈતિક દૃષ્ટિથી કરેલો છે છેવટ તે ઉ પેકે ગૌતમ પણ કહે છે કે "જિતેન્દ્રિય, વૃદ્ધ, સુશિક્ષિત, દભ, મોહ અને લોભ વગરના અને વેદ જાણનારા જે કહે તે આચરણ રાખવુ"[6] અને "સત્યવાદી, આર્યવર્તનવાળા, શૌચપરાયણ, વેદાભ્યાસરત, હમેશા

---

૧ આ ધ સૂ ૧–૧૧–૩૧–૧૮ મનુ ૪–૩૭ તથા ૫૯

૨ ગૌ ધ સૂ ૧–૯ –૫૦, ૫૧ મનુ ૪–૭૦, ૭૧

૩ એજન ૧—૯—૫, ૬, ૮ અને મનુ ૪–૬૬ તથા ૩૫

૪ આ ધ સૂ ૧–૧૧–૩૦–૧૮, ૧૯ મનુ ૪–૪૫ થી ૫૨

૫ ગૌ ધ સૂ–૧–૯–૮

૬ જુઓ ઉપર પૃ ૫૫ અને ગૌ ધ સુ ૧–૯–૬૨

અહિંસાવાદી, મૃદુ, દઢતાથી કર્મ કરનાર, ઇન્દ્રિય નિગ્રહવાળા તથા દાનશીલ થવું."[1] વળી ચાળીસ સંસ્કારો ગણાવ્યા પછી ગૌતમ કહે છે કે "સર્વભૂતો ઉપર દયા, ક્ષમા, અસૂયાનો ત્યાગ, શૌચ, આરામ, મંગલાચરણ, અકૃપણતા અને અસ્પૃહા એ આઠ આત્મગુણો છે અને ચાળીશ સંસ્કારો ભલે હોય પણ એ આઠ ગુણો ન હોય તો એ માણસ બ્રહ્મસાયુજ્ય ન પામે"[2] 'શૂદ્રે પણ સત્ય, અક્રોધ અને શૌર્ય તો પાળવાનાં' એમ સૂત્રકાર કહે છે.[3] સૂત્રકારોનું લક્ષ્ય ચાતુર્વર્ણ્યમાં કેવા સંસ્કારો સ્થાપવાનું છે એ છેટલાં વચનોમાં દેખાય છે.'

**આશ્રમો**—વર્ણો સમાજમાં પોતાની મેળે ઉત્પન્ન થયા છે. અને શાસ્ત્રકારોએ તો એની વ્યવસ્થા કરવાનો પ્રયત્ન કર્યો છે જ્યારે આશ્રમોની તો સમાજમાં અમુક સંસ્કારોને શાશ્વત સ્થાન આપવા માટે શાસ્ત્રકારોએ યોજના કરી છે 'પ્રહ્લાદના પુત્ર અસુર કપિલે ચાર આશ્રમોના વિભાગ પાડ્યા છે' એમ કહેતો એક કટકો બૌધાયને ઉતાર્યો છે.[4] આશ્રમો યોજનાકૃત હોવાથી એની વ્યવસ્થામાં શાસ્ત્રકારની સંસ્કારપ્રધાન દૃષ્ટિ સ્પષ્ટ દેખાય છે

જેમ પ્રાચીન કાળમાં સ્થળભેદે પહેલાં અનાર્ય કે આર્ય એક જ વર્ણ હશે, પછી એ બેનો એકત્રવાસ થતાં બે વર્ણ થયા. તેમ આશ્રમોમાં પહેલાં તો ગૃહસ્થોનો એક અને તે સિવાયનાં કુમાર, કુમારી, વિધુર, વિધવાઓ વગેરેનો બીજો એ રીતે આશ્રમ નામ વગર પણ બે આશ્રમોવાળી સમાજસ્થિતિ હશે. પછી બ્રહ્મચર્યનો મહિમા જે ઋષિઓ સમજ્યા તેઓએ બ્રહ્મચર્યાશ્રમની યોજના કરી અને તેને વિદ્યાભ્યાસ સાથે જોડી ઉપનયન સંસ્કારથી પ્રથમાશ્રમનો આરંભ કરાવ્યો. વિદ્યાર્થીનો શ્રુતિથી સંસ્કાર એનું નામ ઉપનયન.[5]

ઉપનિષદોમાં આ બ્રહ્મચર્યાશ્રમ, બીજો ગૃહસ્થાશ્રમ અને ત્રીજો વનમાં રહેનાર તપસ્વીઓનો આશ્રમ. એ રીતે ત્રણ આશ્રમો પ્રચલિત હોવાનો સ્પષ્ટ ઉલ્લેખ મળે છે.[1] બ્રહ્મસૂત્ર (૩-૪-૧૮) માં અને તેના શાંકર-ભાષ્યમાં આશ્રમ વિષયક જે ચર્ચા છે તે જોતાં પણ સંન્યાસ કે પરિવ્રાજ-કાશ્રમ પાછળથી દાખલ થયો હોય એમ દેખાય છે. પણ પ્રાચીનતમ ગૌતમધર્મ સૂત્ર (૧-૩-૨)માં ચારેય આશ્રમોનો ઉલ્લેખ છે. મતલબ કે ઇ. સ પૂર્વે છઠ્ઠા સાતમા શતકથી તો આ દેશમાં ચાર આશ્રમોની વ્યવસ્થા પ્રચલિત છે. પહેલો બ્રહ્મચર્યાશ્રમ. શાસ્ત્રો કહે છે કે "નવ કે આઠ વર્ષના બ્રાહ્મણને, અગીઆર વર્ષના રાજન્યને અને બાર વર્ષના વૈશ્યને ઉપનયન આપવું. અથવા કુળધર્મને અનુસરી વહેલું મોડું આપવું.[2] પણ સોળમા વર્ષ પછી બ્રાહ્મણનો અને બાવીશમા વર્ષ પછી વૈશ્યનો ઉપનયન કાળ વીતી જાય છે અને તેઓ આર્યોથી નિન્દાના પાત્ર વ્રાત્ય બને છે.[3] ઉપનયનકાળથી આરંભી ગુરૂપાસે વિદ્યાભ્યાસ આરંભવાનો નિયમ હતો. ઉપનયનકાળથી આરંભાય તે બીજો જન્મ—વિદ્યાથી થયેલો એજ શ્રેષ્ઠ જન્મ[4] અને જેનાથી ઉપનયન અને વેદાધ્યયન પ્રાપ્ત થાય તે આચાર્ય. બ્રહ્મચારીએ આચાર્યકુળમાં રહીને વેદાદિનો વિદ્યાભ્યાસ કરવો ઉપનિષદોના ઉલ્લેખોમાંથી બાર વર્ષ સુધીના વિદ્યાભ્યાસનું ધોરણ ઉપર જોયું છે. સૂત્રોમાં એક વેદ માટે બાર વર્ષનો અને ચારે વેદ માટે ૪૮ વર્ષનો કે ત્રણ માટે છત્રીશનો બ્રહ્મચર્યવાસ કહ્યો છે. પણ છેવટ તો કહ્યું છે કે જેટલા વખતમાં ભણવી હોય તે વિદ્યા ભણાઇ જાય તેટલો વખત રહેવું.[5] અલબત્ત કોઇક આખી જીંદગી ગુરૂને ઘેર

---

૧ જુઓ. છા. ઉ ૨-૨૩-૧ ઁ त्रयो धर्मस्कन्धा. વગેરે વચન

૨ પારસ્કર ગૃહ્યસૂત્ર કાંડ ૨. કં. ૨ ગૌ. ધ. સૂ. ૧-૧-૬ થી ૧૨

૩ ઔ. ધ સૂ. ૧—૧—૧૩—૧૪ મનુ ૨ શ્લો. ૩૮—૩૯

૪ એજન. ૧—૧—૯ અને આ. ધ. સૂ ૧—૧ -૧—૧૬, ૧૭

૫ ગૌ. ધ. સૂ. ૧—૨—૫૧ થી ૫૩
આ. ધ સૂ ૧—૧—૨—૧૨ થી ૧૬ મનુ. ૩—૧

બ્રહ્મચર્ય પાળી રહેતા હશે,[1] આ નૈષ્ઠિક બ્રહ્મચારી કહેવાતા આ વિદ્યાર્થીઓ ગુરુને ઘેર રહીને, ગામમાંથી ભિક્ષા માગી આણીને એનું ગુરુને નિવેદન કરીને પછી એ ભિક્ષાથી નિર્વાહ કરતા અને છેવટ અભ્યાસ પુરો થયે, ગુરુને એ કહે તે ધન આપવાનું ધોરણ ધર્મ શાસ્ત્રોમાં મળે છે[2] એ સામાન્ય ધોરણ હશે રઘુવંશમાં વરતન્તુનો શિષ્ય કૌત્સ ચૌદ કોટિ સુવર્ણની ગુરુદક્ષિણા માટે રઘુને માગવા જાય છે[3] એવું વર્ણન છે પણ બૌદ્ધ ગ્રન્થોમાં તક્ષશિલા વિદ્યાપીઠમાં ભણવા જનાર પહેલેથી પોતાની ફી આપી દેતા એવા દાખલા મળે છે એ સિવાય ગુરુની સેવા કરીને પણ ભણી શકાતું[4]

સૂત્ર ગ્રન્થોમાં વેદ, વેદાંગ, ઉપવેદ, ધર્મશાસ્ત્ર અને પુરાણ એથી વધારે વિદ્યાઓનો ઉલ્લેખ નથી[5] બૌદ્ધ ગ્રન્થોમાં તક્ષશિલાની પ્રસિદ્ધિ શિલ્પકળાઓના શિક્ષણ માટે વધારે હતી તક્ષશિલાથી કાંઈક ઉતરતું ગણાય એવું વિદ્યાધામ નાશી હતુ એમ બૌદ્ધ ગ્રન્થોથી દેખાય છે પણ ધર્મસૂત્રકારોની નજરમાં તો ગામડાં અને ગામડાંના આચાર્યો જ હોય એમ લાગે છે

**બ્રહ્મચર્યાશ્રમમાં** બ્રહ્મચારીએ ગુરુ તરફ પૂજ્યભાવ દર્શાવનારો અને એનો દ્રોહ ન કરનારો જે આચાર–ગુરુની આજ્ઞામાં રહીને પાળવાનો–તેની સવિસ્તર સૂચનાઓ ધર્મશાસ્ત્રોમાં છે[6] પણ એ ઉપરાંત બે વખત સંધ્યા કરવી જેવા વૈદિક આચારના નિયમો અને સ્ત્રીના અયોગ્ય દર્શન અને સ્પર્શનો ત્યાગ, મદ્ય, દ્યૂત, અદત્તાદાન, હિંસા, માંસ, સુગન્ધી ફૂલની માળા, દિવસે સુવું, આંજણ, વાહન છત્રી, જોડા અને કામ, ક્રોધ, લોભ, મોહ, અદેખાઈ, વાદ, નૃત્ય, ગીત વગેરેનો

---

૧ મનુ ૨ શ્લો ૨૪૩ થી ૨૪૯ ૨ ગૌ ધ સૂ ૧—૨—૪૧ તથા ૫૪

૩ રઘુવંશ સ ૫   ૪ પ્રીબુદ્ધિસ્ટ ઇન્ડીઆ પૃ ૩૦૦

૫ ગૌ. ધ સૂ ૨–૨–૧૯

૬ ગૌ, ધ સૂ ૧–૨–૪૯ થી ૫૫ આ ધ સૂ ૧–૧–૭ તથા મનુ ૨–૧૪૪ તથા ૧૯૧ થી ૨૧૮

ત્યાગ કરવો, સભા સમાજમાં ન જવું; કોમળ, શાન્ત, દાન્ત, દૃઢ, ધૃતિવાળા ગ્લાનિરહિત તથા સત્યવાદી થવું,[૧] વગેરે સંયમના નિયમો પાળવાના કહ્યા છે. આ બ્રહ્મચર્યનો વિધિ પુરુષો માટેજ હતો એવું નથી. જૂના કાળ (પુરાકલ્પ)માં-ઘણુ કરી ઉપનિષત્કાળમાં સ્ત્રીઓને પણ ઉપનયન સંસ્કાર થતો. હારીત કહે છે તેમ સ્ત્રીઓ બે જાતની હતી, એક બ્રહ્મવાદિની અને બીજી સદ્યોવધૂ. આ સદ્યોવધૂને જેમ તેમ ઉપનયન આપી તેનો વિવાહ કરી દેવામાં આવતો. જ્યારે બ્રહ્મવાદિની સ્ત્રીઓનુ વેદાધ્યયન પુરુષો પેઠેજ થતુ. ગાર્ગી, મહાભારતમાં આવતી સુલભા વગેરે બ્રહ્મવાદિની સ્ત્રીઓના દાખલા છે. આવી કોઈ સ્ત્રીઓ અધ્યાપનપણ કરતી હશે એમ ઉપાધ્યાયી એટલે ગુરૂપત્ની અને ઉપાધ્યાયા એટલે ભણાવનાર સ્ત્રી એવુ વિવરણ પાણિનીય વ્યાકરણ (૩-૩૨૨)ના મહાભાષ્યમાં મળે છે એથી દેખાય છે.[૨] પાછળથી સ્ત્રીઓનુ વેદાધ્યયન બંધ થયું.

**ગૃહસ્થાશ્રમ**-વિદ્યાધ્યયન પૂરૂં કર્યા પછી વિદ્યાસમાપ્તિ નિમિત્ત સ્નાન કરીને ગૃહસ્થે પોતાના જેવી અને પોતાથી નાની ભિન્ન ગોત્ર તથા પ્રવરની કન્યા સાથે લગ્ન કરવાં[૩] ગૌતમે કન્યાની ઉમર નથી લખી પણ ઋતુદર્શન પહેલાં આપવી એમ કહ્યું છે. મનુએ કન્યાની ઉમ્મર બાર વર્ષની કહી છે. પણ વળી ઋતુમતી થયા પછી પણ કન્યા ત્રણ વર્ષ વાટ જોયા પછી પોતાના જેવા ગુણવાળા પતિને વરે એમ ગૌતમે અને મનુએ કહ્યું છે.[૪] અર્થાત્ કન્યાની ૧૬-૧૭ વર્ષની ઉમ્મરે તે પોતાની મેળે પરણે. આયુર્વેદ તો સોળ વર્ષથી નાની ઉમ્મરની સ્ત્રીમાં ગર્ભાધાન કરવાની વૈદક કારણથી

ના કહે છે.[1] આ બધું જોતાં સૂત્રકાળમાં ખાસ કરીને બ્રાહ્મણોમાં બાળલગ્નની શરૂઆત થઈ લાગે છે.

શાસ્ત્રકારોએ વિવાહના આઠ પ્રકાર ગણ્યા છે, જેવા કે બ્રાહ્મ, પ્રાજાપત્ય, આર્ષ, ગાન્ધર્વ, આસુર, રાક્ષસ અને પૈશાચ વિદ્યા અને શીલયુક્ત તથા સગાંઓવાળા વરને સારાં કપડાં પહેરાવી તથા શણગારીને કન્યા આપવી તે બ્રાહ્મ વિવાહ.[2] પછીના ત્રણ એને મળતા છે. વરકન્યા પોતાની પસંદગીથી લગ્ન કરે તે ગાંધર્વ. ગાંધર્વ લગ્ન બાળકન્યા સાથે ન જ થઈ શકે તે સમજાય એવું છે. તેમ જ સૂત્રકાર પહેલાના કાળમાં એ પ્રકારનાં લગ્નો વધારે થતાં હોવાનો સંભવ છે. કન્યાના માબાપ પાસેથી કન્યાને પૈસાથી ખરીદવી તે આસુર. કન્યાવાળાઓને બળાત્કારથી દબાવી, મારી, રોતી કન્યાને લઈ લેવી તે રાક્ષસ અને ઉંઘેલી, ઘેનમાં પડેલી કે ભાન વગરની સ્ત્રી સાથે એકાંતમાં સંગમ કરવો તે આઠમો પાપિષ્ઠ પૈશાચ આમાંથી પહેલા ચારને અને કેટલાક શાસ્ત્રકારો પહેલા છને ધર્મ્ય ગણે છે એમ ગૌતમ કહે છે[3] મનુ પહેલા ચારનેજ બ્રાહ્મણ માટે પ્રશસ્ત ગણે છે ગાંધર્વ અને રાક્ષસને ક્ષત્રિય માટે અને આસુરને વૈશ્ય તથા શૂદ્ર માટે અને પૈશાચ તો સર્વથા નિષિદ્ધ છે[4] રાક્ષસ અને પૈશાચ જેવા વિવાહો શાસ્ત્રકારોએ ગણાવ્યા છે એનો અર્થ એ છે કે એવા બનાવો લોકમાં બનતા હતા પણ પૈશાચ જેવા કેવળ બળાત્કારના પ્રકારને કાયદેસર ઠરાવવામાં અત્યાચારનો ભોગ થઈ પડેલી સ્ત્રીને ધર્મપત્નીનું પદ આપવાનો અને તેની સંતતિને વારસામાં હકદાર બનાવવાનો મુખ્ય હેતુ છે એમ રાધાકૃષ્ણન કહે છે, તે યથાર્થ લાગે છે.[5] લગ્ન પછી

1. સુશ્રુત. શા. અ. ૧૦. શ્લો. ૫૪-૫૫
2. ગૌ ધ સૂ ૧-૪-૪ થી ૧૧. મનુ ૩-૨૭ થી ૩૪
3. ગૌ.ધ. સૂ. ૧-૪-૧૨, ૧૩.
4. મનુ ૩-૨૪ થી ૨૬.
5. હિન્દુ જીવન દર્શન પૃ-૮૬

ઋતુગામિતા વગેરે નિયમોથી સંયમવાળું જીવન જીવતાં સ્ત્રી અને પુરૂષ એક બીજાથી સંતુષ્ટ થઇને અને પરસ્પર અવ્યભિચારથી મરણ પર્યંત રહે એને સ્ત્રીપુરૂષનો મુખ્ય ધર્મ મનુ ગણે છે.[1]

પરણેલા ગૃહસ્થ માટે ધંધાઓનું તથા આચારના નિયમોનું વર્ણન ઉપર આવી ગયું છે. આ ઉપરાંત ગૃહસ્થે અતિથિ, બાળકો રોગીઓ, ગર્ભિણી, દીકરીઓ, બહેનો, વૃદ્ધો અને નોકરોને જમાડીને પછી પોતે જમવુ.

ગૃહસ્થે ભૂતોનો દ્રોહ કર્યા વગર કે બને તેટલો ઓછો દ્રોહ કરીને નિર્વાહ કરવો. સંતોષ રાખવો પણ ભૂખના કારણથી અવસન્ન ન થવું. બ્રાહ્મણે રાજા પાસેથી દાન લઈ ધન મેળવવુ અથવા ક્ષત્રિયનું કે વૈશ્યનુ કામ કરીને ધન મેળવવું. પણ શૂદ્રનું કામ ન કરવું.[2] પણ પ્રાણ જતા હોય તો શૂદ્રનું પણ કરવુ.

**વાનપ્રસ્થાશ્રમઃ**—મનુ (૬-૨,૩)ના કહેવા પ્રમાણે જ્યારે પોતાને વળીયાં કે પળીયાં આવેલાં કે પોતાનાં છોકરાંને છોકરૂં થયેલું ગૃહસ્થ જુએ એટલે પોતાની સ્ત્રીને સાથે રાખીને કે પુત્રો પાસે રાખીને એકલાં વનનો આશ્રય કરે. ગૌતમ કહે છે કે[3] વાનપ્રસ્થે વનમાં ફળમૂળ ખાઇને તથા તપસ્વી થઇને રહેવુ અને વૈખાનસ શાસ્ત્રને અનુસરી અગ્નિમાં હોમ કરવો. ગ્રામ્ય ખોરાક ન લેવો. વાઘ આદિએ મારેલાં પશુનું માંસ ખાવું. પંચ મહાયજ્ઞ ફળમૂળથી કરવા. અતિથિનો પણ આદર કરવો. વનમાં પણ ખેતરમાં ન રહેવું, ગામમાં ન જવું. જટા રાખવી, દાઢી અને માથાના વાળ વધારવા. ચીર અને મૃગાદિનું ચર્મ પહેરવાં. એક વર્ષથી વધારે વખત ચાલે એટલા અન્નનો સંગ્રહ ન કરવો. મનુએ માંસ ભક્ષણ સિવાયનાં ગૌતમનાં વચનો ઉતાર્યા પછી વાનપ્રસ્થ જીવનના વધારે નિયમો આપ્યા

---

૧. મનુ. ૩-૬૦ અને ૯-૧૦૧

૨. મનુ. ૪. ૨ થી ૬, ૧૩, ૩૩, ૩૪. ગૌ. ધ. સૂ. ૧-૭-૧ અને ૨૨, ૨૩.

૩ ગૌ. ધ : . ૧-૨-૨૫ થી ૩૪.

છે પણ "હમેશા સ્વાધ્યાયપરાયણ, એકાગ્ર, દાન્ત, સર્વના મિત્રરૂપ, હમેશા દાતા, પરિગ્રહરહિત, અને સર્વભૂત ઉપર અનુકમ્પા યુક્ત રહેવુ અને તપ ધીમે ધીમે વધારવુ[1] એ મનુવચનો સારભૂત છે

**સન્યાસાશ્રમ**—વાનપ્રસ્થ આશ્રમમાથી કે બ્રહ્મચર્યાશ્રમ પછી બ્રહ્મચર્યમા રહીને પ્રવજ્યા લેવી,[2] અર્થાત્ બ્રહ્મચર્ય પહેના તો સન્યાસ ન જ લેવાય બ્રહ્મચર્યાશ્રમ માટે કહેન આચારમાથી દ્યૂત ત્યાગ આદિ સ્વકીય આશ્રમ માટે જે અવિરૂદ્ધ આચાર હોય તે સન્યાસીએ પણ પાળવાનો વળી 'સન્યાસીએ દ્રવ્ય સગ્રહ ન કરવો, ઊર્ધ્વરેતા રહેવુ અગ્નિહોત્રનો ત્યાગ કરવો ચોમાસા સિવાય એકજ સ્થાને ન રહેવુ, પોતાનુ ઘર ન રાખવુ, ભિક્ષા માટે ગામમા જવુ, આશીર્વાદ આપ્યા વગર ભિક્ષા માગવી, વાણી, ચક્ષુ અને મનને નિયમમા રાખવા કૌપીન જેટલુંજ કપડું રાખવુ, વનસ્પતિનાં પાન, ફળ પણ નીચે પડેનાજ લેવા, એકથી વધારે રાત એકજ ગામમા ન રહેવુ, માથે મુડો રાખવો, પોતાની હિસા કરે કે પોતાને લાભ આપે એ બેય ઉપર સમાનવૃત્તિ રાખવી, આલોક કે પરલોક સબધી કશુ કાર્ય ન આરભવુ સ્વાધ્યાયમાં જ વાણીને વાપરવી પણ છેવટ આપસ્તમ્બ કહે છે કે 'સત્ય અનેઅનૃતને, સુખ અને દુ ખને, વેદોને, આલોકને અને પરલોકને તજીને આત્માનુ જ્ઞાન શોધવુ અને આત્મજ્ઞાન થતા મોક્ષ થાય છે આ છેલ્લુ કથન ઉપનિષદોને અનુસરતું છે છતાં આપસ્તમ્બ કહે છે 'આત્મજ્ઞાન થતા મોક્ષ થાય તે શાસ્ત્રવિરૂદ્ધ છે કારણ જ્ઞાન થતા મોક્ષ થતો હોય તો અહિં જ કોઈને દુ ખ ન મળે"[3] "પણ આત્મામા સર્વભૂતોને જોનાર અને સર્વમા આત્માને જોનારનો મોક્ષ થાય છે યોગ વડે ક્રોધાદિ દોષોને

---

૧ મનુ ૬ ૮ અને ૨૩

૨ આ ૨-૯-૨૧-૮

૩ ગૌ ધ-સુ ૧-૩-૯ થી ૨૪ અને આ-૨-૯-૨૧-૭ થી ૧૪

"દૂર કર્યા પછી" એવો આપસ્તમ્બનો મત લાગે છે.[1] વેદાંત સંપ્રદાયમાં આ પ્રશ્ન ઉપર ઘણી ચર્ચા થઈ છે,[2] એ પ્રસિદ્ધ છે.

આ રીતે પ્રત્યેક આશ્રમના પૃથગ્ધર્મો કહ્યા પછી સર્વ આશ્રમોના નીચેના ધર્મો આપસ્તમ્બે કહ્યા છે.[3] "ક્રોધ, હર્ષ, રોષ, લોભ, મોહ, દંભ અને દ્રોહનો ત્યાગ, સત્ય વચન, અતિ આહારનો ત્યાગ, ચાડીયાપણાનો ત્યાગ, અદેખાઇનો ત્યાગ, ઉદારતા, ત્યાગ, સરલતા, મૃદુતા, શમ, દમ, સર્વ ભૂતો સાથે અવિરોધ, યોગ, આર્ય વર્તન, અક્રૂરતા અને સંતોષ એ સર્વ આશ્રમોમાં, શિષ્ટોના મતે, આવશ્યક ગુણો છે."

આ ગ્રન્થકારો સમાજના રક્ષણના આગ્રહી હોઇને ચાર આશ્રમોમાં ગૃહસ્થાશ્રમનું પ્રાધાન્ય ગણે છે.[4] મનુ પણ કહે છે કે "બધા આશ્રમોમાં ગૃહસ્થ શ્રેષ્ઠ છે, કારણ કે બીજા ત્રણેયનું એ પોષણ કરે છે.[5]

બ્રહ્મચર્યમાંથી સીધુ પણ સંન્યાસાશ્રમમાં જવાય એવા જાબાલ ઉપનિષદના મતને આપસ્તમ્બ સ્વીકારે છે અને શંકરાચાર્ય તો ગમે તે આશ્રમમાંથી સંન્યાસ લેવાય એ મતના આગ્રહી છે. પણ મનુ ગૃહસ્થાશ્રમમાં રહીને ત્રણ ઋણમાંથી છૂટયા પછી સંન્યાસ લેવો એમ કહે છે.[6] જોકે ગૃહસ્થે પણ પૈસો, કીર્તિ વગેરે લૌકિક લાભોને ધ્યાનમાં રાખીને ધર્માચરણ ન કરવું પણ ધર્મનેજ લક્ષ્ય રાખવો. ધર્માચરણ કરતાં અર્થો એની પાછળ જ આવે છે,[7] એમ

સૂત્રકાર કહે છે; છતાં ધર્મસૂત્રોના સમયમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ રીતે ચતુર્વિધ પુરુષાર્થની કલ્પના નિશ્ચિત થઈ ગઈ હતી. શાસ્ત્રકારોની માન્યતા એવી લાગે છે કે અર્થ અને કામમાં તો પ્રાણીમાત્રની પ્રવૃત્તિ સ્વભાવથી જ છે. એ પ્રવૃત્તિ સમાજમાં પરસ્પર વિઘાતક ન થાય માટે પ્રજાને ધર્મ અને મોક્ષ તરફ વાળવાનો પ્રયત્ન કરવો એને શાસ્ત્રકારો પોતાનું કર્તવ્ય માને છે. અને આ કર્તવ્ય બજાવતાં તેઓ પોતાનાં વલણો ઉપર પણ અંકુશ મૂકે છે એ જોવા જેવું છે. જન્મથી વર્ણના આ શાસ્ત્રકારો આગ્રહી છે એ આપણે જોયું છે. પણ કેટલીકવાર જન્માનુસાર કર્મ ન હોય એ સ્થિતિને ધ્યાનમાં લઇને સૂત્રકાર વચલો રસ્તો કાઢતો હોય એ રીતે લખે છે કે "ધર્માચરણથી નીચલા વર્ણનો માણસ પછીના જન્મમાં ઉપલા વર્ણને પામે છે. એથી ઉલટું ઉપલા વર્ણનો અધર્માચરણથી પછીના જન્મમાં ઉતરતા વર્ણમાં જન્મે છે" અને ગૌતમ તો પાંચમી અથવા સાતમી પેઢીએ ઉચ્ચ અથવા નીચ આચરણ વડે ઉપરના અથવા નીચેના વર્ણને પ્રાપ્ત થાય છે એમ કહે છે.[1] એટલુંજ નહિ પણ આર્ય અને અનાર્ય જો પોતાનાં કર્મો છોડી બીજાનાં કર્મો કરે તો એની સમાનતા થાય છે એમ કહે છે.[2] વળી જેના બાપ અને દાદા ઉપનયન વિના રહ્યા હોય તે પતિતસાવિત્રિકની સાથે ભોજન, વિવાહ વગેરેનો વ્યવહાર ન રાખવો એવો નિયમ કહેનાર શાસ્ત્રકારના મનમાં સંસ્કારનું કેટલું મહત્ત્વ હશે, એ સમજી શકાય છે.

આશૌચ (સૂતક), પ્રાયશ્ચિત અને બીજા વહેમોને માન્ય રાખનારા તથા તેને અનુમતિની છાપ મારીને દીર્ઘાયુષ્ય આપનારા આ શાસ્ત્રકારોનાં ચિત્તની સંસ્કારિતા નીચેના નિયમોમાં સ્પષ્ટ દેખાય છે. માર્ગમાં સામસામો મેળાપ થતાં કોણે કોને માર્ગ આપવો એ દર્શાવતાં આપસ્તમ્બ કહે છે કે "બ્રાહ્મણ સિવાયના સહુએ રાજાને માર્ગ

૧. આ. ધ. સૂ. ૨-૫-૧૧-૧૦, ૧૧ અને ગૌ. ૧
૨. ગૌ. ધ. સૂ. ૨-૧-૬૯.

આપવો. રાજા અને બ્રાહ્મણ મળે તો રાજાએ બ્રાહ્મણને માગ આપવો, અને (ભાર ભરેલા)વાહનને, ભાર ઉપાડેલા માણસને, દરદીને અને સ્ત્રીને સહુએ માર્ગ આપવો. "[1] અને એજ સૂત્રકાર અન્યત્ર કહે છે કે "શ્રોત્રિય પાસેથી, સર્વ વર્ણની સ્ત્રીઓ પાસેથી, યૌવનને ન પામેલા છોકરાઓ પાસેથી, વિદ્યાર્થીઓ પાસેથી, ધર્મપરાયણ તપસ્વી પાસેથી, બીજાઓના પગ ધોઈને ગુજરાન કરનાર શૂદ્ર પાસેથી અને આંધળાં, મુગાં, બ્હેરા અને રોગીઓ પાસેથી રાજાએ કર ન લેવો "[2] વળી ગૌતમ કહેછે કે "પૈસો, બન્ધુઓ, કર્મ, જન્મ, વિદ્યા અને વય એ બધાં ઉત્તરોત્તર વધારે માન્ય છે પણ વિદ્યા સર્વથી ચઢે; કારણ કે એ ધર્મનું મૂળ છે" વિદ્યાની આ મહત્તા હોવાથી "બ્રાહ્મણ અધ્યાપક ન મળે તો અબ્રાહ્મણ પાસેથી પણ વિદ્યા મેળવવી" એમ ગૌતમ કહે છે.[3] અને બ્રાહ્મણની શ્રેષ્ઠતાના આગ્રહી હોવા છતાં મનુ કહે છે કે[4] "જેવો લાકડાનો હાથી અને ચામડાનો મૃગ છે એવો અભણ બ્રાહ્મણ સમજવો બ્રાહ્મણની શ્રેષ્ઠતા તો જ્ઞાનથી જ છે." માટે અન્ત્યજ પાસેથી પણ પરમધર્મનું જ્ઞાન મેળવવું.[5] એજ રીતે આપસ્તમ્બ કહે છે

---

૧. આ ધ. સૂ ૨-૫-૧૧-૫ થી ૭

૨. એજન. ૨-૧૦-૨૬-૧૧ થી ૧૬

૩. ગૌ. ધ. સૂ ૬-૧૮ થી ૨૦ અને ૧ ૭-૧

૪. મનુ. ૨-૧૫૭-૧૫૫ અને ૧૩૮

૫. વિદ્યા હ વૈ બ્રાહ્મણમાજગામ એ વેદવચન મુજબ વિદ્યા બ્રાહ્મણબુદ્ધિ પાસે આવી ત્યારથી વિદ્યાનું જે અર્પણ બ્રાહ્મણને થયું અને તે વિશે જે આગ્રહ બ્રાહ્મણચિત્તમાં બંધાયો તેના સંસ્કાર બ્રાહ્મણ રુધિરમાં એવા રૂઢ થઈ ગયા કે વચ્ચે આભડછેટ રૂઢિએ નાખેલા અંધારના સેંકડો વર્ષો વહી ગયા છતાં બ્રિટિશ અમલના આરંભ પછી વૈદ્યક જેવી મડદાં ચીરવાની આભડછેટવાળી વિદ્યા ભણવા પહેલા તૈયાર થનારાઓમાં બંગાળામાં પં. મધુસુદન ગુપ્ત નામનો એક બ્રાહ્મણ હતો અને મુંબઈમાં ત્રણ હિંદુઓમાં એક ડૉ. ભાઉ દાજી નામના મહારાષ્ટ્રી સારસ્વત બ્રાહ્મણ હતા. (જુઓ આયુર્વેદનો ઇતિહાસ પૃ. ૨૪૫ અને પં. ભગવાનલાલ ઇન્દ્રજીનું ચરિત્ર પૃ. ૨૨)

કે "સર્વ આશ્રમોનો સામાન્ય ધર્મ, વિદ્યાનો ત્યાગ ન કરવો એ છે."[1] ટૂંકમાં બાહ્ય સંસ્કારને, આવશ્યક ગણવા છતાં આંતર સંસ્કાર-વિદ્યા અને શીલ[2] ઉપર શાસ્ત્રકારો બધો ભાર મૂકે છે.
ઋગ્વેદ કાળથી ચાલી આવતી યજ્ઞાર્થ હિંસામાં દોષ ન જોનારા સૂત્રકારોનુ પણ વલણ તો અહિંસા તરફ છે. મધુપર્કમાં પ્રાચીન રિવાજ પ્રમાણે ઘરધણીએ આણેલી ગાયને અતિથિ પોતેજ છોડી મૂકવાનુ કહે એમ પારસ્કર ગૃહ્યસૂત્રમાં છે. [3]આપસ્તમ્બ ગ્રન્થાન્તે ટૂંકમાં કહે છે[4]. "અનૃત આચરણમાં રાજા દંડ કરે અને મરણ પછી નરક મળે એ વધારામાં, જ્યારે સત્યમાં સ્વર્ગ અને સર્વભૂતોની પ્રશંસા મળે."

આ વર્ણાશ્રમવ્યવસ્થાની યોજક પ્રતિભા મૂળ કોઈ એક ધર્મસૂત્રકારની હોય તો આપણે જાણતા નથી પણ એટલું ચોક્કસ છે કે ગૃહ્ય અને ધર્મસૂત્રકારોએ આ દેશની હિન્દુ પ્રજામાં વર્ણાશ્રમ વ્યવસ્થા અર્થે સંસ્કારોના જે આદર્શો ઘડયા અને આચારના જે નિયમો નક્કી કર્યા તે પછીના વીશ બાવીશ સૈકાઓ સુધી ચાલ્યા કર્યા છે.

## મહાભારત-રામાયણ

જે સૂત્રગ્રંથોનો વિચાર આપણે હમણાં જ પૂરો કર્યો, તેને મહાભારત રામાયણ સાથે ચોખ્ખો સંબંધ દેખાય છે, બ્રાહ્મણગ્રંથોમાં કહેલાં ઇતિહાસ પુરાણમાંના ઇતિહાસનું વિસ્તૃત રૂપ તે મહાભારત. પણ મહાભારત તો ઇતિહાસ અને કાવ્ય બેય છે. અલબત્ત એ મૂળ

૧. આ. ધ સૂ. ૨-૯-૨૧-૪.
૨. જુઓ ઉપર. આશ્રમગ્રંથો. સર્વ આશ્રમોના ધર્મો વગેરેનું વર્ણન.
૩. પા. ગૃ. સૂ. ૧-૩-૨૬
૪. આ. ધ. સૂ. ૨-૧૧-૨૯-૮-૯

તો લોકપ્રિય કથા હશે પછી વીરચરિત કાવ્ય થયું. ઉપાખ્યાનો ઉમેરાઈને તથા વિસ્તાર પામીને ભારતનું મહાભારત થયું; અને પાછળથી ઉમેરાયેલા ભાગો તથા શાન્તિ પર્વ અને અનુશાસન પર્વ જેવા ભાગોને ધ્યાનમાં લેવાઈને મહાભારત ધર્મશાસ્ત્ર પણ ગણાયુ છે. જ્યારે રામાયણ એક જ કવિએ રચેલુ શુદ્ધ મહાકાવ્ય છે. હવે સમયનો વિચાર કરીએ તો વીન્ટરનીઝ કહે છે કે મહાભારતની પ્રાચીનતર કેન્દ્ર વસ્તુ, રામાયણના પ્રાચીન ભાગ કરતાં ઘણું કરી જૂનુ છે. [1]અલબત્ત મહાભારતમાં થયેલા છેલ્લા ઉમેરાઓમાં દા.ત. મહાભારતના ત્રીજા પર્વમાં તો રામોપાખ્યાનનો પણ સમાવેશ થયો છે. વળી અન્યત્ર પણ રામાયણના વીરપુરૂષોના ઉલ્લેખો મળે છે. વાલ્મીકિનો ઉલ્લેખ તથા રામાયણના એકાદ શ્લોકનો ઉતારો પણ મહાભારતમાં છે.[2] જ્યારે રામાયણમાં મહાભારતનાં પાત્રોનો કશો ઉલ્લેખ નથી. પણ ભારતનો તથા મહાભારતનાં પાત્રોનો ઉલ્લેખ પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાં મળે છે. અર્થાત મહાભારતનું કથાવસ્તુ પ્રાચીનતર હોવા છતાં તેને છેલ્લુ રૂપ મળ્યું ત્યારે રામાયણ તૈયાર હતુ એવો પ્રાચ્યવિદોનો મત યથાર્થ છે.[3]

મહાભારત રામાયણના સમય વિષે અહી ટુકામાં એટલું કહી શકાય કે ભારતનું યુદ્ધ ઈ. સ. પૂર્વે ૧૦૦૦ ની આસપાસમાં બ્રાહ્મણગ્રંથોના કાળમાં થયું હશે પણ મહાભારતની મુખ્ય રચના ઘણાં વર્ષો પછી થઈ છે; જો કે એમાં આવેલાં આખ્યાનો ઉપાખ્યાનો અને શ્લોકોમાંથી કેટલાંકનુ મૂળ વૈદિક હશે ખરૂ. પણ ઉત્કીર્ણ લેખો, ગ્રીક ઉલ્લેખ, તથા સંસ્કૃત સાહિત્યમાં આવતા ઉલ્લેખોથી ચોક્કસ ઠરે છે કે મહાભારત લગભગ વર્તમાન રૂપમાં ઈ. સ. ચોથા શતક પહેલાં તૈયાર હતું. જોકે એ પછી પણ થોડા

૧ વીન્ટરનીઝ ગ્ર. ૧ પૃ. ૧૧૬
૨ સંસ્કૃત સાહિત્યનો ઈતિહાસ પૃ. ૩૯૭
૩ સંસ્કૃત સાહિત્યનો ઈતિહાસ પૃ. ૩૯૭, વીન્ટરનીઝ ગ્ર. ૧ પૃ.

હજાર શ્લોકો પ્રક્ષિપ્ત થયા છે અને મહાભારત વિષે મૌનનો પુરાવો ઇ સ પૂર્વે ચોથા શતક પહેલા મહાભારતનુ અસ્તિત્વ ન હોતુ એમ ઠરાવે છે [1]જોકે મેકડોનલ મહાભારતનો મૂળ ભાગ ઇ સ પૂર્વે પાંચમા શતકમાં રચાયો હશે એમ કહે છે [2] વેદોમા અસગૃહીત જે નૈતિક અને ત્યાગપ્રધાન સાહિત્ય તપસ્વી અને ત્યાગી વર્ગમા પ્રાગ્બૌદ્ધ કાળમા ઉપજતુ અને એકઠુ થતુ જતુ હતુ અને જેમાથી ઇ સ પૂર્વ છઠ્ઠા શતકથી આગળ બૌદ્ધો અને જૈનોએ પુષ્કળ દોહન કર્યું છે તેમાથી અનેક ટુકડાઓ, ઉપાખ્યાનો અને પ્રકીર્ણ શ્લોકો મહાભારતમા સગૃહીત થયા છે, એ ચોક્કસ બાબત ઈ સ પૂર્વે છઠ્ઠા અને ચોથા શતક વચ્ચે મહાભારત કોઈપણ રૂપમા હોય તો તેની બૌદ્ધ ધર્મપ્રદેશમા માહિતી નહોતી એમ વીન્ટરનીઝ કહે છે [3] અને એક લાખ શ્લોકના ગ્રથના મોટા ભાગની રચનામા ઇ સ પૂર્વેના બે ત્રણ અને પછીના એક બે એમ એટલો સમય લાગ્યો હશે, એમ દેખાય છે

હવે રામાયણ યોગ્ય રીતે આદિકાવ્ય ગણાય છે અલબત્ત વાલ્મીકિએ અયોધ્યાના રાજવંશના આશ્રિત સૂત લોકોમા પરંપરાથી ચાલતી કથાઓનો ઉપયોગ કર્યો હોવાનો સભવ છે પણ એમા પ્રતિભા તો વાલ્મીકિની જ છે રામાયણના સમય માટે મેક્ડોનલ કહે છે [4] કે રામાયણનો મુખ્ય ભાગ–પ્રક્ષિપ્ત વગરના વચલા પાંચ કાંડ–ઈ સ પૂર્વે ૪૦૦ કરતા મોડો રચાયો નથી જ્યારે વીન્ટરનીઝ મૂળ રામાયણને ઈ સ પૂર્વે ત્રીજા શતકની રચના ગણે છે [5] અને પાછળથી થયેલા ઉમેરા ઇ સ પૂર્વે બીજા શતક પહેલા નહિ થયા હોય પણ પછી થયા હશે તથા ઈ સ ૨૦૦ પહેલા રામાયણ

---

૧ કે ટી ઇ પૃ ૨૫૮, વીન્ટરનીઝ ગ્ર ૧ પૃ ૪૭૪–૪૭૫
૨ સસ્કૃત સાહિત્યનો ઈતિહાસ પૃ ૩૬૪
૩ વીન્ટરનીઝ ગ્ર ૧ પૃ ૪૭૪ ૪ સસ્કૃત સાહિત્યનો ઇતિહાસ પૃ ૩૮૨
૫ વીન્ટરનીઝ ગ્ર ૧ પૃ ૫૧૭

આખું હાલના જેવું તૈયાર હતું;[1] એવો એનો મત છે. ભાષા અને પદ્યરચનાની દૃષ્ટિએ જોઈએ તો મહાભારતની ભાષા અને પદ્યરચના રામાયણ કરતાં પ્રાચીનતર છે. જો કે બંનેમાં ઘણી ઉપમાઓ અને ઘણા કટકાઓ સામાન્ય છે. છતાં મહાભારતની ભાષા કે પદ્યરચના પણ વૈદિક નથી, સૂત્રકાલીન છે. મોટે ભાગે સૂત્રરચનાના પાછલા સમયની. રામાયણ આ દેશના પૂર્વ પ્રદેશનું કાવ્ય છે અને મહાભારત કુરૂ દેશનો ગ્રંથ છે.

મહાભારત રામાયણમાં ખરેખરો ઇતિહાસ કેટલો છે અને કવિઓની કલ્પના કેટલી છે એ નક્કી કરવું અતિકઠિન છે અને જ્યારે આ દેશના સામાન્ય લોકોમાં બેય ગ્રંથોમાં વર્ણવેલા બનાવો ઐતિહાસિક છે કે નહિ એવી શંકાજ ઊઠતી નહોતી ત્યારે કેટલાક પાશ્ચાત્ય પંડિતોએ બંને કથાઓને તદ્દન કલ્પિત કે રૂપકરૂપ ઠરાવવાનો પ્રયાસ કર્યો છે. પણ આ વિષયમાં વિદ્વાનોનો હરેવમત એવો જણાય છે કે મહાભારતનાં ઘણાં પાત્રો ઐતિહાસિક છે. આ વાત હોપકીન્સ પણ સ્વીકારે છે; જો કે કેટલાંક પાત્રો પૌરાણિક (Mythical) છે એમ ઉમેરે છે.[2] અને રામાયણના મૂળમાં કશો ઐતિહાસિક વૃત્તાન્ત નથી એમ કોઈએ સાબીત કર્યું નથી. પણ અહીં તો આ ગ્રંથોમાંથી એ સમયની સામાજિક સ્થિતિનું અલ્પ દર્શન કરવા સાથે ભારતીય સંસ્કૃતિને આકાર આપવામાં એ ગ્રંથોએ આપેલો ફાળોજ ટૂંકામાં જોવાનો છે.

મહાભારત રામાયણ બેયમાં દેખાતી સામાજિક સ્થિતિ મોટે ભાગે સમાન છે. જો કે મહાભારતોક્ત દ્રૌપદીના પાંચ પતિ જેવી ધર્મશાસ્ત્રથી સર્વથા વિરુદ્ધ વાત રામાયણમાં નથી.[3] તેમજ વિચિત્રવીર્યની

---

૧ એજન પૃ. ૫૧૬ ૨ કે. હી. ઇ. ગ્ર. ૧ પૃ. ૨૫૭

૩ કાનસીના ને બીજી ડુંગરાઓ ઉપર વસતી અનાર્ય જાતોમાં ત્રણ ચાર કે પાંચ ભાઇઓ વચ્ચે એક સ્ત્રી પરણવાનો રિવાજ આજ પણ છે. આ રિવાજ મહાભારત રચાયું ત્યાર પહેલાંથી કેટલીક જાતોમાં પ્રચલિત હશે. ( જુઓ. પં. ભગવાનલાલ ઇન્દ્રજીનું ચરિત્ર પૃ. ૫૨).

વિધવાઓમાં તેની માતા સત્યવતીના કુમારીઅવસ્થાના પુત્ર વ્યાસથી પુત્રોત્પત્તિ, પાંડુના મરણ પછી પાંડવોની ઉત્પત્તિ વગેરે ધર્મશાસ્ત્રકારોએ નિષિદ્ધ ગણેલી વાતો મહાભારતની પ્રધાનકથાના તાણાવાણામાં અવિયોજ્ય રીતે વણાયેલ છે. મહાભારતમાં આવી વાતોના ખુલાસા આપવાના પ્રયત્નો યે છે. પણ એથી કોઈ તટસ્થ વિચારકના મનનું ભાગ્યેજ સમાધાન થાય.[૧] પણ મહાભારતના વસ્તુમાં રહેલા આવા વિચિત્ર અંશને બાદ કરતાં એ મહાગ્રન્થમાં અને રામાયણમાં જે સામાજિક સ્થિતિ દેખાય છે તે સૂત્રોક્ત-સમાન છે. વર્ણાશ્રમવ્યવસ્થા બેય ગ્રન્થોમાં સામાન્યરીતે સ્વીકૃત છે. અલબત્ત ચારમાંથી બે-બ્રાહ્મણ અને ક્ષત્રિયોની જ વધારે વાત આ ગ્રન્થોમાં છે. અને રાજ્ય તથા યુદ્ધશક્તિમાં ક્ષત્રિયોનું બળ દેખાય છે; અને વિદ્યાના ગુરુપદથી અને ધર્મના ઉપદેશક પદથી બ્રાહ્મણો ઘણીવાર રાજાઓને પણ દબાવતા હોય એવું દેખાય છે કારણ કે મહાભારત રામાયણના કાળ સુધી ધનુર્વિદ્યામાં પણ હજી બ્રાહ્મણો ગુરૂ હતા. છતાં સ્વાર્થનું બળ વધી જાય ત્યારે રાજાઓ બ્રાહ્મણને અવગણીને રાજ્યસત્તાના બળથી ધાર્યું કરી શકતા. આ બે વર્ણોની નીચેનાં મહાજનો અને અસંગઠિત ખેડૂઓરૂપ વૈશ્યો એજ એ વખતની મોટી આર્ય વસ્તી. વેપારી મહાજનો શહેરોમાં અને ખેડૂતો ગામડાંઓમાં વસે એ મહાભારતકાલીન સ્થિતિ આજ સુધી ચાલે છે. આ આર્યોની નીચે જંગલી જાતો હતી અને દાસો હતા. આ સર્વ ઉપરાંત પરદેશી બર્બરો, યવનો, શકો અને પહ્લવો વિશે મહાભારતમાં ઉલ્લેખો મળે છે.

ચારે વર્ણોનાં કાર્યો સૂત્રોક્ત જ મહાભારતમાં મળે છે. દાસને મિલ્કત રાખવાનોઅધિકાર નહોતો. તેઓ પૈસો કે કાંઈ પોતાનું

૧ જૈનોએ આ વસ્તુને આગળ કરીને મહાભારતની કેવી નિન્દા કરી છે તે માટે જુઓ. પ્ર. ચિં. ગુ. ભા. પૃ. ૯૦

૨ જુઓ. મહાભારત ૧૨-૯૧-૪ અને ૫-૧૩૨-૩૦

રાખી ન શકતા.[૧] શૂદ્રો વધારે ભાગે વૈશ્યોના પરિચારકો હતા.[૨] અને એમાંથીજ ધીમે ધીમે ઘણા શૂદ્રો ખેડુ થઈ ગયા જણાય છે.[૩] ભારતકાલીન બ્રાહ્મણોની દૃષ્ટિમાં જગત ચાર વર્ણોનું બનેલું હતું અને ચાંડાલાદિની પણ સાથે ગણતરી હતી.

મહાભારતરામાયણના સમયમાંયે લોકોનો મોટો ભાગ ગામડાંઓમાં રહેતો હતો. ગામડાંથીયે નાના રબારીઓ વગેરેના ઘોષો હતા. પલ્લીઓ અને ખર્વટો તો ગામડાના પ્રકારોજ લાગે છે. આ ગામડાંઓની વચ્ચે રહેલો કિલ્લો ગામજ રહે કે કાળક્રમે શહેર થઈ જાય. પણ સૂત્રકારોની દૃષ્ટિમાં જ્યારે ગામડાંઓજ હતા ત્યારે મહાભારતરામાયણના કવિઓની નજરમાં શહેરો પણ છે. આ શહેરોમાં મોટાં રાજ્યોના રાજાઓ વચ્ચે મહાભારતરામાયણમા વર્ણવી છે તેવી ખટપટ અને લડાઇઓ ચાલતી હોય ત્યારે ગામડાંનો વસૂલાતનો તથા ન્યાયનો વહીવટ ગામડાંનાં પંચ અને તેના અધિપતિના હાથમાંજ રહેતો.

મોટાં રાજ્યોના રાજાઓની સત્તા ઘણી હોવા છતાં માત્ર પશુબળથી નહિ પણ નીતિના બળથી રાજા રાજ્ય કરી શકતો. "જે રાજા પ્રજાનું રક્ષણ ન કરે, પ્રજાનો પૈસો હરી લે અને પ્રજાને જે દોરી ન શકે તે દુષ્ટ રાજાને પ્રજાએ ભેગા મળીને દયા વગર મારી નાખવો. લોકોનું રક્ષણ ન કરી શકનાર રાજાને હડકાયા કુતરા પેઠે મારી નાખવો."[૪] એવું મહાભારતનું સ્પષ્ટ કથન છે.

લોકોના રક્ષણના કાર્યમાં ખર્ચ થાય એટલે પ્રજા પાસેથી કર તો લેવા પડે, પણ કરો હલકા જોઇએ. "પ્રજાને પીડા કર્યા વગર જેટલી દોહી શકાય તેટલીજ પૃથ્વીને દોહવી જોઇએ, પ્રજાના

૧ એજન ૧૨-૬૦-૭૦
૨ ,, ૧-૧૦૦-૧૧
૩ કેં. હી. ઇ. ગ્ર. ૧. પૃ. ૨૬૮
૪ મહાભારત ૧૩-૬૧-૩૨, ૩૩

પોષણ માટે રહેવા દઈ દેશમાંથી ધન ગ્રહણ કરવું"[1] લોકો માલમાં પણ કર આપી શકતા ખોટા તોલમાપ વાપરનારા વેપારીઓ વિગેરેના વારંવાર ઉલ્લેખ મળે છે[2] મહાજનોનું એ જમાનામાં તથા પછી પણ ઘણું જોર હતું બ્રાહ્મણોથી બીજે નંબરે મહાજનોના શેઠીઆઓની રાજાઓને ચિન્તા રહેતી[3]

લશ્કરમાં ક્ષત્રિયો ઉપરાંત દરિદ્ર શૂદ્રો પણ જોડાતા ખાસ કરીને પાયદળમાં "યુદ્ધમાં પકડાયેલો દુશ્મન એક વર્ષ માટે પકડનારનો ગુલામ થાય પણ જો ગુલામ કર્યા વગર પકડાયેલા શત્રુને જવા દીએ તો પકડનાર એનો પિતા કે ગુરૂ થાય" એમ કહ્યું છે, લડાઈમાં યુદ્ધ કરતા મરેલા યોદ્ધાની વિધવાને પેન્શન આપવામાં આવતું[4] ક્ષત્રિયોના ધર્મો અને યુદ્ધના નિયમો સૂત્રોમાં કહ્યા છે તેજ મહાભારતમાં કહ્યા છે પણ એના કામજ દૂષણોમાં શિકાર, મદ્યપાન, દ્યૂત અને વિલાસિતા એ ચારને ગણ્યા છે પછીના કાળમાં એ દૂષણો ચાલુ રહ્યા છે અને વધ્યા છે એ ઐતિહાસિક હકીકત છે મહાભારતની કથામાં આ દોષો વ્યાપક હોવાના દાખલા છે વળી દ્યૂત દોષરૂપ ગણાવા છતાં એનું આહ્વાન થાય તો એ સ્વીકારવું એ ક્ષત્રિયોનો ધર્મ ગણાતો એટલેજ યુધિષ્ઠિર અને નળ જેવા ધર્મિષ્ઠોને દ્યૂત રમવું પડે છે ક્ષત્રિયો માટે પથારીમાં મરણ એ નામોશી લેખાતી અને જીવન કરતાં યશ વધારે વાંછનીય મનાતો[5] મદ્યપાન પેઠે માંસભક્ષણ તે કાળે બ્રાહ્મણેતરોમાં વ્યાપક

---

૧ મ ૧૨ અ ८८

૨ મ ૨ ૫ ११४

૩ મહાજનો વિશે મ ૩ ૨૪ ૧૬, ૧૨–८८ ૨૯, ३०, રામાયણ ९–१११-२३ માં ઉલ્લેખો છે આ વિષયની સવિસ્તર ચર્ચા માટે હોપકીન્સના 'ઈન્ડિયા ઓલ્ડ એન્ડ ન્યુ' ગ્રન્થમાં 'એન્શન્ટ એન્ડ મોડર્ન હીન્દુ ગાઈલ્ડસ' એ નિબંધ જુઓ ૪ મ ૨–૫–૫૪

૫ મ ९–१૬–११ અને ३–३५३–३१

હતું. માંસની દુકાન આગળ લોકોનાં ટોળાં એકઠાં થતાં.[1] જ્યારે બ્રાહ્મણોમાં મદ્યનો સર્વથા ત્યાગ અને માંસનો મર્યાદિત ત્યાગ ધીમે ધીમે વધતો જતો હતો. વળી ભીષ્મ જેવા પાસે "અર્થના અમે દાસ છીએ" એમ મહાભારત કહેવરાવે છે, એ જોતાં વાસ્તવ જીવનમાં જૂના કાળમાંય અર્થનું કેટલું મહત્ત્વ હતું એ સમજાય છે. ભારતીય સંસ્કૃતિના ઇતિહાસમાં રામાયણની કથાનું પોતાનું મહત્વ ઘણું છે, ત્યારે મહાભારતની કથાનું એટલું નથી. જોકે છે તો ખરૂં જ જે આગળ જોઇશું; પણ મહાભારતમાં સંગ્રહવામાં આવેલાં અનેક ઉપાખ્યાનો અને અનેક ઉપદેશવચનોએ પ્રજાના માનસને સંસ્કારવામાં ભારે ભાગ ભજવ્યો છે, મહાભારતમાં વૈદિક દેવપૂજાથી આરંભી વિષ્ણુ, શિવ, શક્તિ, સૂર્ય જેવા પૌરાણિક દેવોની ભક્તિ મળે છે અને રામાયણના પ્રથમ અને સપ્તમ કાંડમાં રામભક્તિ મળે છે. આ ઉપરાંત મહાભારતમાં સાંખ્ય, યોગ અને વેદાંતના વિચારો તેમજ ધર્મશાસ્ત્રને લગતા વિચારો વિસ્તારથી સંગ્રહવામાં આવ્યા છે. ત્રિમૂર્તિમાંથી બ્રહ્માની પૂજા પાછળથી લુપ્ત થઈ ગઈ છે, પણ મહાભારતના જૂના થરના કાળમાં પ્રચલિત હતી. તીર્થોનું અને વિવિધ પ્રકારનાં દાનોનું વર્ણન પણ મહાભારતમાં છે.

મહાભારતમાં વર્ણાશ્રમવ્યવસ્થાના આગ્રહવાળાં વચનો છે. અને ઔપનિષદ દષ્ટિએ જન્મનું નહિ પણ વૃત્તનું જ મૂલ્ય છે એમ કહેનારાં વચનોયે છે. "યોનિ, સંસ્કાર, વેદાભ્યાસ કે શ્રુત દ્વિજત્વનું કારણ નથી, પણ વૃત્ત જ કારણ છે. લોકમાં વૃત્તથી જ બ્રાહ્મણ થાય છે, વૃત્તમાં રહેલો શૂદ્ર પણ બ્રાહ્મણપણાને પામે છે. ચારે વેદ જાણનાર પણ જો અનીતિમાન હોય તો એ શૂદ્ર કરતાં પણ અધમ છે. બ્રાહ્મણનું વૃત્ત નાશ પામ્યું તો એ પોતે પણ નાશ પામ્યો." બૌદ્ધ ગ્રન્થોને મળતાં આ મહાભારતનાં વચનો છે.[2]

---

[1] મ. ૩. ૩-૨૦૬-૧૦

[2] મહાભારત ૩-૩૧૩. યક્ષ પ્રશ્નોત્તર. આ ઉપરાંત મહાભારત ૧૨-૩૨૮ માં અને અનુશાસન પર્વ અ. ૧૩૨ માં આ મતલબનાં વચનો મળે છે.

એજ રીતે યુદ્ધની કથારૂપ મહાભારતમાં જ અહિંસાપરમો ધર્મઃ (૧-૧૧-૧૨) એ વચન છે. આવાં વચનો ભલે થોડાં હોય પણ મહાભારતમાં એ પ્રકારના વિચારની એક ધારા છે, એ હકીકતનું મૂલ્ય ઘણુ છે. પ્રારબ્ધ-દૈવ ઉપર ભાર દેનારાં ઘણાં વચનો મહાભારતમાં હોવા છતાં વિદુલાના આખ્યાનમાં શરમ ભરેલી હાર ખાઈને ઘરમાં પડી રહેલા પોતાના પુત્ર સંજયને ઉત્થાન કરવા માટે ઉસ્કેરતાં તેની વીર માતા વિદુલા અત્યંત જુસ્સાવાળાં અને તીખાં વચનો કહે છેઃ "અરે કાયર ઉભો થા, એમ આળસુ પડી રહે મા. આથી તો તારા શત્રુઓ રાજી થાય છે અને મિત્રો ખેદ પામે છે. નાનો વોંકળો તરત છલકાઈ જાય છે, ઉંદરની અંજલી તરત ભરાઈ જાય છે. કાયર થોડાથી અને તરત સંતુષ્ટ થાય છે. નમાલાં ગલુડીયાં પેઠે પડયો રહે મા, ભલે તારો જાન જાય પણ બહાદુર થા. માથે વીજળી પડી હોય કે મડદુ હોય એમ શું પડયો છે? કાયર, બેઠો થા. કલાકો સુધી ધુમાયા કરવા કરતાં થોડી ક્ષણ પણ સળગી ઊઠવું એ સારૂ છે."[1] મહાભારતની મૂળ કથામાંથી પણ પુરૂષાર્થનો એ જ ધ્વનિ ઉઠે છે. આનંદશંકર ધ્રુવ મહાભારતનું ઉપદેશ રહસ્ય દર્શાવતાં જે નીચેનાં વચનો ટાંકે છેઃ "નસીબ એજ મોટી વાત છે, પુરૂષાર્થ નકામો છે" એમ વારંવાર કહેતા ધૃતરાષ્ટ્રને સંજય જવાબ આપે છે કે "રાજન્ પાંડવો મંત્રના બળથી કે છળથી કે ડરામણી બતાવીને લડતા નથી. તેઓ ન્યાયપુરઃસર લડે છે અને યુદ્ધમાં શક્તિવાળા છે. તારાજ દોષથી તું આ દુઃખ ભોગવે છે."[2] તે યથાર્થ રહસ્ય બોધક છે.

કપોતને બચાવવા માટે બાજને પોતાના શરીરમાંથી માંસના કકડા કાપીને આપતા રાજા શિબિનું ઉપાખ્યાન[3] તથા પારધિનું આતિથ્ય કરવા માટે જાતે અગ્નિમાં પડતાં કપોત અને કપોતીનું

---

૧ મ. ૫-૧૩૨ શ્લો. ૮ થી ૨૨ માંથી ચુટણી

૨ આપણો ધર્મ પૃ. ૫૧૩-૫૧૪ ૩ મહાભારત ૩-૧૯૭

આખ્યાન[1] એ મૂળ બૌદ્ધ હોય કે વીન્ટરનીઝ તર્ક કરે છે તેમ સામાન્ય લોકકથાનું ધન હોય[2] પણ અસાધારણ ત્યાગનાં ઉદાહરણો છે, અને યોગ્ય રીતે ખૂબ પ્રસિદ્ધ થયાં છે. ત્યાગની આ આખ્યાયિકાઓ પેઠે જ ઔપનિષદ નિઃસ્પૃહતાના દષ્ટાંતરૂપ ઉપનિષત્ખ્યાત વિદેહના જનકની ટૂંકી આખ્યાયિકા[3] એવી છે કે પોતાના નગરને બળતું જોઈને જનકે કહ્યું કે "મિથિલા નગરી બળે છે તેમાં મારૂં કાંઈ બળતું નથી. જેમ આસક્તિ વિનાનું પક્ષી જળમાં પડતા ઝાડને તજીને ઉડી જાય છે તેમ સુખદુઃખને તજીને મુક્ત પુરૂષ પરમગતિને પામે છે." જનકની આ આખ્યાયિકા વેદાંતમાં વિસ્તાર પામીને ખૂબ પ્રસિદ્ધ થઈ છે. વળી જાજલિ અને તુલાધારના ઇતિહાસમાં[4] મોટા તપસ્વી જાજલિને તુલાધાર વાણિયો અહિંસા અને મૈત્રીપરાયણ સાચા ધર્મનો ઉપદેશ આપે છે અને કૌશિક નામના તપસ્વી બ્રાહ્મણને ધર્મવ્યાધ નામનો માંસ વેચનાર ધર્મ અને તત્વજ્ઞાનનો ઉપદેશ આપે છે.[5] જેમાં જન્મ નહિ પણ વૃત્ત જ બ્રાહ્મણત્વનું કારણ છે એમ સ્પષ્ટ કહેલું પણ છે. આ ઇતિહાસો પોતે જ ઉતરતા વર્ણના ધાર્મિક કે જ્ઞાની માણસ પાસે બ્રાહ્મણને પણ જ્ઞાન લેવા મોકલીને જન્મનું નહિ પણ ધર્મ અને જ્ઞાનનું મહત્ત્વ દર્શાવીને જે ઔપનિષદ સંસ્કાર પરંપરાને મહાભારત આગળ ચલાવે છે તે પરંપરા પછીના વેદાંત, વૈષ્ણવ અને સંત સંપ્રદાયમાં સતત ચાલુ રહી છે.

આ ઉપદેશ પ્રધાન આખ્યાનો અને ઉપાખ્યાનોની તો હિન્દુ સમાજનો સંસ્કારપિંડ બધાવામાં મહત્વ અસર છે જ પણ મહાભારતની મુખ્ય કથાની અસર નથી થઈ એમ નથી. મહાભારત પછીના કાળમાં યુદ્ધમાં રાજપૂત યોદ્ધાઓએ એ મહાયુદ્ધની કથા સાંભળી સાંભળીને શૌર્યનું અને યુદ્ધનીતિનું પોષણ મેળવ્યું છે અને

---

૧ મહાભારત ૧૨-૨૪૩ થી ૧૪૯ ૨ વીન્ટરનીઝ ગ્ર. ૧ પૃ ૪૦૯
૩ મહાભારત ૧૨-૨૦૮ ૪ એજન ૧૨-૨૬૧ થી ૨૬૪
૫ એજન ૩-૨૦૭ થી ૨૧૬

એ રીતે આ દેશના એક મોટા વર્ગના સંસ્કારો મહાભારતના ધાવણથી જ બંધાયા હતા.

રામાયણમાં થોડી ઉપકથાઓ છે પણ એની અસર મહાભારતની ઉપકથાઓ જેટલી નથી થઈ પણ રામાયણની પોતાની જ અસર આ દેશના લોકોના કૌટુમ્બિક જીવન પર ઘણી થઈ છે. પાતિવ્રત્યમા સીતા એ હિંદુ સ્ત્રીનો આદર્શ છે અને મહાભારતના સાવિત્રી આખ્યાનની યમરાજ પાસેથી પોતાના પતિના જીવને પાછો લાવનારી સાવિત્રી પણ. વળી પત્નીઓનુ અનેકત્વ જે વર્ગમાં સામાન્ય હશે તેમાંય આદર્શ તો રામનુ એકપત્નીવ્રત જ છે. લક્ષ્મણ અને ભરતનો ભ્રાતૃપ્રેમ આદર્શ છે. હનુમાનનો સેવકધર્મ, ગીધ જટાયુનો મિત્રપ્રેમ, ને ગુહ અને શબરીની ભક્તિ પણ ઉદાહરણ રૂપ છે. આ રીતે રામાયણકથાનાં પાત્રોનાં ચરિત્રો આ દેશની હિંદુ જનતાના ગ્રામગભાવવાળાં કૌટુમ્બિક જીવનના સુચરિત માટે નિકષરૂપ બની રહેલ છે. રામનું પ્રતિજ્ઞાપાલન, કૌટુમ્બિક જીવનની બહારના વિશાળ જાહેર જીવનમાં આજે ય દૃષ્ટાંતભૂત છે. અને રામરાજ્ય એ સુરાજ્યવ્યવસ્થાનો આદર્શ ગણાય છે. છતાં એકદર તો હિંદુઓના વિશાળ કૌટુમ્બિક જીવનના ઉચ્ચ સસ્કારોનું પ્રભવસ્થાન રામાયણ છે અને સામાજિક તથા રાજકીય જીવનનાં ભયસ્થાનો—ધર્મનો અવતાર ગણાતા યુધિષ્ઠિર જેવાનું પણ સ્ખલન થાય એવાં ભયસ્થાનો દર્શાવનાર મહાભારતનુ ઉપદેશ રહસ્ય *यतो धर्मस्ततो जय:* એ એના પોતાના જ શબ્દોથી પ્રતીત થાય છે. અને *यतः कृष्णस्ततो धर्मः यतो धर्मस्ततो जय:* વચન વડે તથા અનેક પ્રસંગો વડે ઇશ્વરાશ્રયરૂપ ધર્મ સાથે કર્તવ્યરૂપ ધર્મનો વ્યાસજીએ યોગ કર્યો છે. અને ઉગ્રપ્રવૃત્તિનું પણ રહસ્ય નિવૃત્તિમાં છે અને રાજ્યલોભ અને યુદ્ધની હિંસાનું પરિણામ સર્વના વિનાશમાં આવે છે એ સત્ય એ કથાના અંતથી સરસ રીતે સૂચવ્યુ છે. વધારે શું, મહાભારત રામાયણની કથાઓની અસરે એક પછી એક પેઢીમાં ઉતરીને આ દેશના હિંદુ સમાજના સંસ્કારોનું શરીર બાંધવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો છે.

## ભક્તિ અને યોગ

મહાભારત રામાયણના અવલોકન સાથે ભક્તિ[1] અને યોગનો વિચાર કરી લેવો યોગ્ય છે, કારણ કે મહાભારતના રચનાકાળ દરમિયાન જ આ બન્ને માર્ગોનો ઠીક ઠીક વિકાસ થયો છે. મહાભારતમાં ભક્તિને લગતુ જે પુષ્કળ સાહિત્ય મળે છે તેમા જો કે વૈષ્ણવ ભક્તિનુ પ્રાધાન્ય છે પણ શિવભક્તિ અને દેવીભક્તિનાં પ્રકરણોયે–ભલે કાંઈક પાછળથી ઉમેરાયેલાં–પણ મળે છે. અને યોગના પણ ઠીક સૂચનો મહાભારતમા છે. હવે મહાભારતાંતર્ગત ગીતામા ભક્તિ અને યોગ બેયનુ ઉત્તમ નિરૂપણ છે. પણ ગીતાનો વિચાર આ પછીના વ્યાખ્યાનમાં કરેલો છે એટલે આ બેય માર્ગોનો ગીતા પૂર્વે થયેલો વિકાસ અહિં ટૂકામાં જોઈ લેવો છે.

ભક્તિવૃત્તિનો ઉદય આર્યોના હૃદયમાં વેદકાળમાં જ થયો હતો અને અનાર્યોના હૃદયમાં તો કદાચ એથી યે વહેલો થયો હશે. ઋગ્વેદના અમુક મન્ત્રોમાં લિંગપૂજકોને આર્યોના શત્રુ ગણ્યા છે,[2] અને મોહેન્જોડેરોની સિન્ધુ સંસ્કૃતિમા લિંગપૂજાનો પ્રચાર હોવાના સંભવની નોંધ પહેલા વ્યાખ્યાનમાં કરેલ છે.[3] પણ એથી વધારે અનાર્યોની પ્રાચીન લિંગભક્તિ વિશે કશુ જાણી શકાતુ નથી. પણ આર્યોની ઇંદ્રાદિ દેવો પરની ભક્તિ કેટલાક વૈદિક મન્ત્રોના શબ્દોમાં દેખાય છે.

---

૧ ભક્તિમાર્ગના અનેક પ્રવાહોમાંથી વૈષ્ણવ ભક્તિનો ઇતિહાસ મેં મારા "વૈષ્ણવ ધર્મનો ઇતિહાસ (ઈ. સ. ૧૯૩૮)" મા, શૈવ ભક્તિનો "શૈવ ધર્મનો ઇતિહાસ" (ઈ. સ. ૧૯૩૬)મા મેં પુરતા વિસ્તારથી નિરૂપ્યા છે અને ન. દે. મહેતાએ શાક્ત સંપ્રદાયનુ નિરૂપણ 'શાક્ત સંપ્રદાય" (ઇ. સ ૧૯૩૨) માં કર્યું છે. ઉપલા ત્રણેય ગ્રન્થો શ્રી. ફા ગુ. સભાએ પ્રકાશિત કરેલા છે.

૨. શૈવધર્મનો ઇતિહાસ પૃ. ૩૫

૩ ઉપર પૃ. ૩. ૪. વૈષ્ણવ ધર્મનો ઇતિહાસ પ્રકરણ ૧

વળી વિષ્ણુવિષયક જે થોડા મંત્રો ઋગ્વેદમાં મળે છે તેમાં હૃદયમાં ભક્તિ જગાડે એવું વિષ્ણુનું વર્ણન છે.[1] અને અથર્વવેદના તથા યજુર્વેદના કેટલાક મંત્રોમાં રૂદ્રદેવનું ભક્તિપ્રેરક વર્ણન મળે છે. અલબત્ત આ ભક્તિ ઘણી વાર ભયપ્રેરિત હોય છે. આ રીતે મંત્રકાળમાં વિષ્ણુ અને શિવની ભક્તિનાં મૂળ જોઈ શકાય છે. પછી ઉપનિષત્કાળમાં ભક્તિની વાત નથી, જ્ઞાનનીજ ચર્ચા વધારે છે, પણ ભક્તિના એક મહાન સિદ્ધાંત—અનુગ્રહનો નિર્દેશ "જેને આત્મા પોતે વરે છે તેને મળે એવો એ છે. તેની આગળ આત્મા પોતાનું સ્વરૂપ ઉઘાડું કરે છે" એ શબ્દોમાં મુંડક ઉપનિષદમાં કહેલો છે અને અંતર્યામીરૂપે પરમાત્માનું વર્ણન, અંતરતમ આત્માનું સર્વથી પ્રિયતમત્વ કથન, "ઈશના મહિમાને જોઈને પહેલાં શોક કરતું અનીશ પછી ઈશના સામ્યને પામે છે" એ રીતે ઈશ અને અનીશનું મુંડકોક્ત વર્ણન વગેરે[2] ભક્તિમાર્ગને અનુકૂળ છે. વળી ઉપાસનાના કેટલાક પ્રકારો ઉપનિષદોમાં વર્ણવેલા છે. ઉપાસના શબ્દ પહેલવહેલો અથર્વવેદમાં મળે છે.[3] બ્રાહ્મણગ્રંથોમાં કહેલી ઘણીખરી ઉપાસના પ્રતીકોપાસના કહેવાય છે. ઉપનિષદુક્ત કેટલીક ઉપાસનાઓ જ્ઞાનગર્ભ છે; જ્યારે કેટલીક ધ્યાનગર્ભ છે. અલબત્ત ઉપાસનાઓમાં સ્નેહમય ભક્તિનું તત્ત્વ ભાગ્યેજ દેખાય છે. ઋગ્મંત્રો પછી સ્નેહાત્મક ભક્તિનું દર્શન તો શ્વેતાશ્વર ઉપનિષદમાંજ પહેલવહેલું થાય છે અને ભક્તિ શબ્દ પણ એમાં જ પહેલો મળે છે. ભક્તિમાર્ગનાં બે વિશિષ્ટ તત્ત્વો (૧) ઈશનું શરણ અને (૨) ગુરૂમાં દેવ જેવી જ ભક્તિ એ પણ શ્વેતાશ્વતરમાં મળે છે.[4]

---

૧ એજન પ્ર. ૫

૨ એજન પ્ર. ૧ પૃ. ૨૬–૨૯

૩ એજન. પૃ. ૨૯–૩૦

૪ જુઓ શૈવ ધર્મનો ઈતિહાસ પૃ. ૧૯–૨૬ શ્વેતાશ્વતરના મૂળમંત્રો ત્યાં પાદટીપોમાં આપ્યા છે

ઉપર જોયેલાં વૈદિક અને ઔપનિષદ મૂળમાંથી વૈષ્ણવ અને શૈવ ભક્તિનો વિકાસ થયો છે. ઉપનિષદ પછીના કાળમાં તે તે સંપ્રદાયના અનુયાયીઓમાં ભક્તિવિષયક જે નવા વિચારો ઉત્પન્ન થયા હશે તેમાંથી ગીતા પહેલાંના મહાભારતમાં અને પુરાણોમાંજ સંગ્રહાયા છે. જો કે આ ગ્રથોનો સમય અનિશ્ચિત છે. ગીતા પહેલાંના કહી શકાય એવા વિચારોમાં ઈશિતત્વનુ નારાયણ રૂપે અને જીવનું નર રૂપે કથન અને નારાયણને નર ભક્તિથી પ્રાપ્ત થઈ શકે એ વિચાર મહાભારતમાં મળે છે. છતાં ગીતાથી પ્રાચીનતર મનાય છે.[૧] ઇશ અને અનીશ બે મિત્રપક્ષીના ઉપર કહેલા ઔપનિષદ વિચારનું આ રૂપાન્તર છે. વળી આ કાળમાંજ વૈદિક બીજમાંથી વિષ્ણુ અને રૂદ્રશિવ વિશે પૌરાણિક કથાઓ વિકાસ પામી છે. દેવ વિષયક આ કથાઓ તથા તે તે દેવના પ્રાચીનતર કાળમાં થઈ ગયેલા ભક્તોની ચરિત્રકથાઓએ ભક્તિના વિકાસમાં અને પ્રચારમાં અગત્યનો ભાગ ભજવ્યો છે. પણ પ્રસ્તુત વિચારમાં માનસશાસ્ત્રની દૃષ્ટિએ ચિત્તતંત્રમાં ભક્તિનું સ્થાન ક્યાં છે એ વધારે અગત્યનું છે. ઈશ્વર તરફ આકર્ષણ એ ખાસ માનવવૃત્તિ છે. પશુઓમાં એ નથી દેખાતી. નીતિ અને સૌન્દર્યની-લલિતકળાની વૃત્તિ સાથે ધાર્મિક વૃત્તિ પણ માણસ જાતિમાં વિકાસ પામી છે. પ્રો. એલેકઝાન્ડર કહે છે તેમ "ઈશ્વરની ભૂખ, ખોરાકની ભૂખ કરતાં આપણા સ્વભાવમાં જરાય ઓછી વાસ્તવિક નથી." પણ આ ભૂખ-આકર્ષણને સંતોષ આપનાર દેવત્વનુ ભાન મનુષ્યને મુખ્યત્વે બે પ્રકારે થાય છે (૧) પોતાનામાં અને વિશ્વના જડ ચેતન પદાર્થ માત્રમાં સૌન્દર્ય, ઉલ્લાસ, આનંદ, જીવન, વગેરે રમણીય ભાવોને પ્રેરનાર પ્રેમાળ અને પાલક શક્તિ તરીકે અને (૨) વિનાશ, દંડ, ઉગ્રન્યાય વગેરે ભયપ્રદ ભાવોને પ્રેરનાર ઉગ્ર શક્તિ તરીકે.[૨] બીજા ધર્મોમાં એકજ

૧ વૈષ્ણવ ધર્મનો ઈતિહાસ પ્ર. ૪
૨ વૈષ્ણવ ધર્મનો ઈતિહાસ પૃ. ૧૨

દેવને એના ભક્તો ચાહે છે તથા એથી ભય પામે છે. આ દેશના હિન્દુ ધર્મમાં સૂત્રગ્રંથોના કાળમાં લોકો વિષ્ણુને ચાહતા હતા તથા રૂદ્રથી બીતા હતા. કાળક્રમે રૂદ્ર એજ શિવ એ ભાવનાથી રૂદ્રની ભય પ્રેરકતા ઓછી ગઈ છે.[1] સૂત્રકાળમાં ઇંદ્રાદિ વૈદિક દેવોને હઠાવીને વિષ્ણુ પરમદેવ મનાવા લાગ્યા હતા અને લગ્નવિધિ જેવા સંસ્કારમાં વિષ્ણુને ગૃહ્યસૂત્રોએ સ્થાન આપ્યું છે. એ વિષ્ણુના મંગળ સ્વરૂપનું સૂચક છે. જ્યારે રૂદ્રને શાંત કરવા માટે બળદનું બલિદાન આપવાનો શૂલગવ યજ્ઞ ગામની બહાર કરવાનું સૂત્રોક્ત વિધાન રૂદ્રનું રૂદ્રત્વ સૂચિત કરે છે.[2]

વિષ્ણુ અને રૂદ્રશિવની ભાવનાનો વિકાસ મૂળ ગમે તે રીતે થયો હોય પણ ઔપનિષદ વિચારોની અસરથી આ દેવોની ભાવનામાં રહેલો ભેદભાવ લુપ્ત થઈ જઇને બ્રહ્મરૂપે જે એકત્વ પ્રગટ થયું તે ગીતામાં અને મહાભારતના શાન્તિ પર્વમાં જોઈ શકાય છે. પણ શાન્તિ પર્વનો અમુક અધ્યાય ગીતા પહેલાં રચાયો હશે કે પછી એ કહેવું મુશ્કેલ છે. એ ગમે તેમ હો પણ ગીતા રચાયા પહેલાં દેવોનું બ્રહ્મરૂપે એકત્વ સિદ્ધ થઈ ગયું હતું અને વિષ્ણુશિવાદિ ઇષ્ટદેવની માનવચિત્તને આર્દ્ર અને ગાઢ વિશિષ્ટ સંસ્કારો અર્પનારી ભક્તિના સૂક્ષ્મ વિચારો સારી પેઠે વિકાસ પામ્યા હતા. માનવચિત્તના સહજ પ્રાકૃત સંસ્કારોને સ્થાને દિવ્ય સંસ્કારો જગાડનારી ભક્તિનું વિશેષ અવલોકન ગીતાના વિવરણ સાથે કરશું. ગીતા ભક્તિમાર્ગનો આદિગ્રંથ યોગ્ય રીતે જ ગણાય છે.

યોગઃ—યોગ કે ધ્યાનનો કોઇક પ્રકાર છેક વેદ કાળમાં પ્રચલિત હોવાનો સંભવ છે. જંગલી લોકોમાં પણ યોગની કહેવાય એવી કોઈક ક્રિયાઓ પ્રચલિત હોવાના પુરાવા છે.[3] ઋગ્વેદમાં

૧. શૈવ ધર્મનો ઇતિહાસ પૃ. ૧૫

૨. શૈવ ધર્મનો ઇતિહાસ પૃ. ૧૩ વૈષ્ણવ ધર્મનો ઇતિહાસ પૃ. ૬૦

૩. હિંદુઈઝમ એન્ડ બુદ્ધિઝમ ગ્ર. ૧. પૃ. ૩૦૪ તથા જુઓ ઉપર પૃ. ૧૮

યોગની સાક્ષાત્ પ્રક્રિયા કહેવાય એવી કોઈ વાત નથી પણ "દેવનું ધ્યાન કરીએ છીએ" એવા શબ્દો ઘણાં સૂકતોમાં મળે છે. ધ્યાન (attention) ચિત્તનો સ્વભાવિક ધર્મ છે અને "હૃદયમાં બુદ્ધિથી શોધ કરતાં"[1] એ નાસદીય સૂકતના શબ્દોમાં પોતાના અંતરમાં ઉતરવાની જે કંઇક વાત છે તેને યોગનું બીજ કહી શકાય. પછી પ્રાચીન ઉપનિષદોમાં યોગની ખાસ કાંઈ વાત નથી પણ છાંદોગ્યમાં ધ્યાનનો ઉલ્લેખ છે.[2] અને પોતાના ચિત્તમાં ઉંડા ઉતરીને ઔપનિષદ ઋષિઓએ ઉંડી હૃદય ગુહામાં રહેલા આત્માનું જ્ઞાન મેળવ્યું છે. એ ઉંડા ઉતરવાના પ્રયત્નને કયાંક તપ કહેલ છે, બીજે મનન અને નિદિધ્યાસન કહેલ છે.[3] પણ યોગની પ્રક્રિયા કહેવાય એવું જૂનાં ઉપનિષદોમાં કશું નથી. પણ કઠ, મુંડક અને શ્વેતાશ્વતર જેવાં પાછલાં ઉપનિષદોમાં સ્પષ્ટ યોગ શબ્દ મળે છે અને યોગની કેટલીક પ્રક્રિયાઓ પણ મળે છે. "નચિકેતા સમગ્ર યોગવિધિ પણ મેળવીને બ્રહ્મને પ્રાપ્ત થયો" એમ એક સ્થળે અને બીજે સ્થળે "સ્થિર ઇન્દ્રિયધારણાને યોગ માને છે" એ રીતે કઠમાં કહેલું છે અન્યત્ર અધ્યાત્મયોગ એ રીતે શબ્દ વાપરેલ છે.[4] શ્વેતાશ્વતરમાં પણ યોગ શબ્દ આવા અર્થમાં મળે છે.[5] યોગની પ્રક્રિયાઓમાં પાંચેય (ઇન્દ્રિયો) મન સાથે જ્યારે ઉભી રહે છે અને બુદ્ધિ ચેષ્ટા નથી કરતી ત્યારે તે સ્થિર ઇન્દ્રિય ધારણાને યોગ કહે છે." આને પાતંજલોકત પ્રત્યાહાર અને ધારણા કહી શકાય. કઠમાં "આવૃત્ત ચક્ષુ"શબ્દો મળે છે તે પણ પ્રત્યાહારના સૂચક છે.[6] પછી વાણીને મનમાં રોકવી એમ જે કઠ (૧-૩-૧૩)માં કહેલું છે તેને પણ પ્રત્યાહારનો પ્રકાર ગણવો પડશે.

---

૧. જુઓ ગાયત્રી મંત્રમાં ભર્ગો દેવસ્ય ધીમહિ તથા ઋ. ૧૦-૧૨૯-૪.

૨. છાં. ઉ. ૭-૬

૩. તૈ. ઉ. ૩-૧, બૃ. ૪-૫ ૬

૪. કઠ. ૨-૩-૧૮, ૧૧ તથા ૧-૨-૧૨

૫. શ્વે. ૨-૧૧ ૬. કઠ. ૨-૩-૧૦, ૧૧ અને ૨-૧-૧

અને મુંડક (૩-૧-૮)માં "ધ્યાન કરનાર તે (આત્મા)ને જુએ છે" એ શબ્દોમાં ધ્યાનનો નિર્દેશ છે પણ આ વચનોનાં જે ઇન્દ્રિયોનો સંયમ, ચિત્તની સ્થિરતા અને કોઇ પ્રકારનું ધ્યાન સૂચિત છે તેથી વધારે યોગશાસ્ત્રની વિશિષ્ટ પ્રક્રિયાઓ તો શ્વેતાશ્વતરમાંજ મળે છે. એ ઉપનિષદમાં આ સનનો, "હૃદયમાં મન સાથે ઈંદ્રિયોને રોકીને' એમાં પ્રત્યાહારનો "પ્રાણોને દબાવીને, ક્ષીણ પ્રાણ થતાં નાકથી શ્વાસ લેવો" એમા પ્રાણાયામનો અને "ધ્યાનયોગમાં દેવાત્મશક્તિને તેઓએ જોઈ" એમાં ધ્યાનનો એ રીતે ચાર યોગાંગોનો ઉલ્લેખ મળે છે.[1] અને યમ અને નિયમ એ યોગના પહેલા બે અંગોમાંના અહિંસા સત્યાદિને તો આત્મજ્ઞાન માટે પ્રાચીન ઉપનિષદોએજ આવશ્યક ગણ્યાં છે.[2] વળી "યોગાગ્નિમય શરીરને પ્રાપ્ત કરનાર પાસે રોગ, જરા, અને મૃત્યુ નથી આવતાં" તથા "લઘુતા, આરોગ્ય અલોલુપતા, વર્ણપ્રસાદ, શુભગંધ અને મલમૂત્રની અલ્પતાને યોગની પ્રથમ પ્રવૃત્તિ કહે છે." "ધૂમ, સૂર્ય, વાયુ, વીજળી, સ્ફટિક વગેરનાં રૂપો યોગમાં અભિવ્યક્તિ કરનાર છે" વગેરે શ્વે. ઉ. (૨-૧૧, ૧૨, ૧૩)ના શબ્દો પાછલા યોગશાસ્ત્રમાં કહેલ સિદ્ધિઓના પૂર્વરૂપ જેવા છે.

પાછલાં ઉપનિષદો કરતાં વધારે પ્રમાણમાં બૌદ્ધ અને જૈન ધર્મને તેના આદિ કાળથી યોગની ખબર છે. પ્રાચીન બૌદ્ધ ગ્રંથોમાંથી માહિતી મળે છે કે બુદ્ધના સમયમાં આલાર કાલામ અને ઉદકરામપુત્ત એઓ યોગ માર્ગના પુરસ્કર્તા હતા. બુદ્ધે પોતે આલારકાલામના આશ્રમમાં સમાધિની સાત પાયરીઓનું જ્ઞાન મેળવ્યું હતું, એમ બૌદ્ધ ગ્રંથો કહે છે.[3] બૌદ્ધ મતમાં યોગ સાધ્ય નથી પણ સાધન છે. અકુશલ મનોવૃત્તિઓનો પૂર્ણ નિરોધ કરીને કુશળ મનોવૃત્તિઓને ખૂબ વિકસાવવી

૧. શ્વે. ઉ. ૨-૧૦, ૮, ૯; અને ૧-૩ ૨. જુઓ ઉપર પૃ. ૬૪

૩. સમાધિમાર્ગ પૃ. ૧૧ અને બુદ્ધલીલા સારસંગ્રહ પૃ. ૧૪૭ થી ૧૫૨

અને તેમાં પણ લિપ્ત ન થવું એ બૌદ્ધયોગનુ ધ્યેય છે. હવે લોભમૂલક, દ્વેષમુલક, અને મોહમૂલક પ્રવૃત્તિ એ અકુશળ પ્રવૃત્તિ અને પરોપકાર-મૂલક, તથા પ્રેમમૂલક અને જ્ઞાનમૂલક પ્રવૃત્તિ એ કુશળ પ્રવૃત્તિ છે વળી પરોપકાર, પ્રેમ અને જ્ઞાન એ ત્રણેમાં એકવાક્યતા સંપૂર્ણ પણે શકય છે એટલુ જ નહિ પણ એવી એકવાક્યતાથીજ એ ત્રણેય નો ઉત્કર્ષ થાય છે. અને આ ધ્યેય સિદ્ધ કરવામાં શ્રદ્ધા, વીર્ય, સ્મૃતિ, સમાધિ અને પ્રજ્ઞા સાધનભૂત થાય છે. આમાં સમાધિ મુખ્ય છે અને વિતર્ક, વિચાર, પ્રીતિસુખ અને એકાગ્રતા એ ચાર સમાધિના પગથિયાં છે એમ કહેલુ છે. વળી મૈત્રી કરુણા, મુદિતા અને ઉપેક્ષા એ ભાવનાઓના વિકાસનું બૌદ્ધ ધર્મના પ્રાચીનતમ ગ્રંથમા તેને બ્રહ્મ વિહાર કહીને જે વર્ણન આપેલુ છે તે બધુ યોગસૂત્રોક્ત યોગના પૂર્વવિકાસનો ક્રમ દર્શાવે છે; એટલુંજ નહિ પણ श्रद्धावीर्यस्मृतिसमाधिप्रज्ञापूर्वक इतरेषाम् જેવાં યોગસૂત્રનું સરસ વિવરણ બૌદ્ધ ગ્રંથોમાં મળે છે એમ કહેવામાં વાંધો નથી. દા. ત. શ્રદ્ધાનો અતિરેક થઇને જો પ્રજ્ઞા મંદ થાય તો મનુષ્ય ભળતીજ વાત ઉપર વિશ્વાસ રાખી ફસાય છે અને એથી ઉલટું પ્રજ્ઞા બલવત્તર થાય અને શ્રદ્ધા મંદ થાય તો એ માણસ સ્વાર્થી થાય છે. મતલબ કે શ્રદ્ધા, વીર્ય વગેરે પાંચેય વૃત્તિઓનો સમતુલાયુક્ત વિકાસજ કલ્યાણ સાધક થાય છે.[2]

ઉપર પ્રમાણે બ્રાહ્મણ બૌદ્ધ અને જૈન ત્રણેય ધર્મોમાં તથા કોઇ પણ ધર્મના આશ્રય વગર કેવળ યોગના અભ્યાસમાં પડેલા યોગીઓમાં જે યોગ વિષયક જ્ઞાન અને પ્રક્રિયાનો વિકાસ સૂત્રકાળમાં થયો હશે તેનો સંસ્કૃતમાં પડેલો વ્યવસ્થિત અને સંપૂર્ણ ગ્રંથ પાતંજલ યોગસૂત્ર છે. પણ એ ગ્રંથ ઇતિહાસવિદોના બહુમતે ગીતા પછી રચાયો છે.

---

૧. સમાધિમાર્ગ પૃ. ૧૦-૧૬ અને પ્ર. ૫ બ્રહ્મવિહાર.
૨ સમાધિમાર્ગ પૃ. ૧૭-૧૮

યોગદર્શન અને સાંખ્ય દર્શન સંબદ્ધ છે એ પ્રસિદ્ધ છે. સાંખ્યના સિદ્ધાંતોને પાયારૂપે સ્વીકારીને યોગદર્શન રચાયું છે અને જો કે યોગસૂત્ર પેઠે સાંખ્ય દર્શનનો જે જૂનામાં જૂનો ગ્રંથ આજે ઉપલબ્ધ છે તે સાંખ્યકારિકા ગ્રથ ઈ. સ. ત્રીજા શતક પહેલાં નથી રચાયો એવો પ્રાચ્યવિદોનો મત છે. પણ સાંખ્યદર્શનના વિચારો ઘણા કાળ પહેલાં પ્રચલિત થયા હતા. મહાભારતમાં સાંખ્યના વિચારો અને સાંખ્યની પરિભાષા અનેક સ્થળે જોવામાં આવે છે. પણ એથી જૂના સાહિત્યમાં સાંખ્યનું સ્પષ્ટ દર્શન થતું નથી. જૂનાં ઉપનિષદોમાં સાંખ્યવાદ નથી જ, જ્યારે પાછલાં કઠઉપનિષદમાં સાંખ્યના મહાન અને અવ્યક્ત જેવા શબ્દો મળે છે.[1] પણ એથી તો સાંખ્યે એ ઉપનિષત્પ્રસિદ્ધ શબ્દો પોતાના ખાસ અર્થમાં વાપર્યા છે એટલું જ સિદ્ધ થાય છે. પછી શ્વેતાશ્વતરના "રોહિત, શુકલ અને કૃષ્ણ એમ ત્રણ રંગ વાળી અજા અને એક અજ (અજન્મા–આત્મા) જે અજાને અનુસરીને (ભોગ) ભોગવે છે અને બીજો જે એને ભોગવીને છોડી દે છે, તેમાં ભોકતૃત્વ ભાવથી અનીશ બંધાય છે"[2] વગેરે શબ્દોમાં સાંખ્યનો ધ્વનિ સંભળાય છે. છતાં સત્ત્વ, રજસ્ અને તમોગુણનું કે બીજી ખાસ સાંખ્ય પ્રક્રિયાનું સ્પષ્ટ કથન શ્વેતાશ્વતર સુધીના કોઈ ઉપનિષદમાં નથી. જ્યારે ગીતામાં અષ્ટધા પ્રકૃતિ, સત્ત્વ, રજસ અને તમો ગુણનું સ્પષ્ટ વિવરણ, તે ગુણાનુસાર તપ, ધૃતિ કર્તા, દાન, વગેરેનું વર્ગીકરણ વગેરે સાંખ્ય વિચારોના વિકાસ અને પ્રચારનું સ્પષ્ટ સૂચક છે. અને એ વિકાસ શ્વેતાશ્વતર પછી અને ગીતા રચાયા પહેલાં થયો છે, એ દેખીતું છે.

## વ્યાખ્યાન ત્રીજું

### વિવિધ સંસ્કારોનો સમન્વય
### અને ભારતીય સંસ્કૃતિના મૂર્ત આવિષ્કારો

ભગવદ્‌ગીતા મહાભારતના ભીષ્મ પર્વનું એક પ્રકરણ છે. એના ૧૮ અધ્યાયોમાં ૭૦૦ શ્લોકો છે. શંકરાચાર્યના વખતથી તો ગીતામાં આટલા અને આજ શ્લોકો છે. ગીતાના સમયની બાબતમાં પ્રાચ્ય પંડિતોમાં ઘણી ચર્ચા થઈ છે. ભક્તિમાર્ગના વિકાસની દૃષ્ટિએ ગીતાનું સ્થાન ઈ. સ. પૂર્વે ચોથા શતકમાં દેખાય છે.[1] પણ ઘણાખરા પાશ્ચાત્ય પ્રાચ્યવિદોના મતે ઈ. સ. પૂર્વે બીજા શતકમાં જો કે પ્રાચીન ગીતા રચાયેલ છે પણ તે પછીના બસો ત્રણસો વર્ષમા એમાં પ્રક્ષિપ્તો ઉમેરાયાં છે.[2] આ ગમે તેમ હો પણ ગીતા અત્યારે એક ઉપનિષદ ગણાય છે. અને કદાચ એની રચના ઉપનિષદ રૂપેજ થઇ છે. જો કે પહેલેથી આવડો મોટો ગ્રંથ મૂળ મહાભારતનો ભાગ હોય એ શક્ય નથી. સારથી કૃષ્ણ અને અર્જુન વચ્ચેનો કાંઇક સંક્ષિપ્ત સંવાદ મૂળમાં હશે, પણ ગીતાની ભાષા, શૈલી અને પદ્યરચના મહાભારતના પ્રાચીન થરની છે એમાં શંકા નથી. મહાભારતના પાછલા કાળના બીજા ભાગોમાં ગીતા વિશે ઉલ્લેખો છે. એટલે મહાભારતમાં ગીતા, શાંતિપર્વ, અનુશાસન પર્વ તથા અન્ય પર્વોના પાછળના ઉમેરાઓ પહેલાં દાખલ થઈ છે, એમ સમજાય છે.

ગીતા આ દેશમાં સૌથી વધારે લોકપ્રિય ધાર્મિક ગ્રંથ છે. ઉપનિષદો જેટલુંજ ગીતાનું પ્રામાણ્ય, શંકરાચાર્યાદિ આચાર્યોએ

---

૧. જુઓ મારો. વૈ ધ. ઈ. પૃ. ૫૨

૨. વીન્ટરનીઝ ગ્ર. ૧ પૃ. ૪૩૭ થી ૪૩૯

માન્યું છે. સર્વ માર્ગોમાં એ સમાન રીતે પ્રમાણભૂત મનાય છે. જ્ઞાન અને ભક્તિ બેઉના સંપ્રદાયોને એમાંથી આધાર મળે છે. ઋગ્વેદ કાળથી આરંભી કલ્યાણના–આધ્યાત્મિક સંસ્કારના જ્ઞાન, શીલ ભક્તિ, યોગ વગેરે જે માર્ગો શોધાયા હતા એ સર્વના પાયાના સિદ્ધાન્તોનું ઉચ્ચ ભૂમિકા ઉપરથી નિરૂપણ કરવાનું તથા એ સર્વનો અપૂર્વ સમન્વય સુઝવવાનું મહાકાર્ય ગીતાએ કર્યું છે. કલ્યાણના પ્રત્યેક માર્ગની વિગતો ઉપર ધ્યાન ન આપતાં ગીતાના ઉપદેશકે તે તે માર્ગનું રહસ્ય પકડ્યું છે.

વેદ અને બ્રાહ્મણ ગ્રંથોના કાળમાં યજ્ઞ, દાન અને તપનો પુષ્કળ વિકાસ થયો હતો.[1] ગીતા એ ત્રણેયનો શુભ અંશ લક્ષમાં રાખીને કહે છે કે "યજ્ઞ, દાન અને તપ એ કર્મો ત્યજવા યોગ્ય નથી. બુદ્ધિમાનોને પણ એ પાવન કરે છે માટે કરવાયોગ્ય છે." આ ત્રણમાંથી વૈદિક યજ્ઞની ગીતાને ખબર છે. પણ એ યજ્ઞોના વિધિઓને તથા એની ભોગૈશ્વર્યપ્રસક્તિને નિંદીને, અને એમાં રહેલી હિંસા તરફ દૃષ્ટિ કર્યા વગરજ દેવો અને મનુષ્યની પરસ્પર ભાવનાને લક્ષ્યમાં રાખી ગીતા કહે છે કે "આ પ્રમાણે પ્રવર્તેલા ચક્રને જે અનુસરતો નથી તે ઇન્દ્રિયોમાં પ્રીતિવાળો, પાપી જીવ નિષ્ફળ જીવે છે." "જેઓ પોતાને માટે રાંધે છે તેઓ પાપભાગી થાય છે." આ રીતે ગીતાએ યજ્ઞના સંસ્કારક રહસ્યનું પૃથક્કરણ કરીને એ તત્વને ભારતીય સંસ્કૃતિમાં સ્થાન કરી આપ્યું.

વળી "આ યજ્ઞ, દાન અને તપ એ કર્મો પણ સંગ અને ફળને ત્યજીને કર્તવ્ય છે.' અને તે પણ 'યજ્ઞ કરવો જોઈએ અને દાન આપવું જોઈએ' એ રીતે કર્તવ્ય જાણીને. આ રીતે પરંપરા પ્રાપ્ત ધાર્મિક પ્રવૃત્તિઓને સંસ્કારની અતિ ઊંચી ભૂમિકા ઉપર મૂકી છે. વળી ગીતાએ તપોયજ્ઞ, યોગયજ્ઞ, સ્વાધ્યાય યજ્ઞ, અને જ્ઞાનયજ્ઞ વગેરે

૧. ભગવદ્‌ગીતાની પ્રસિદ્ધિ અને એનાં વચનો ઘણાને કંઠસ્થ હોવાનો સંભવ ધ્યાનમાં રાખી ઉલ્લેખો આપવાની જરૂર નથી ધારી.

ભાવનાત્મક યજ્ઞોને યજ્ઞભેદોમાં ગણાવીને તથા દ્રવ્યયજ્ઞ કરતાં જ્ઞાનયજ્ઞને ઉત્તમ કહીને વૈદિક દ્રવ્યયજ્ઞોનું સ્થાન ગૌણ કરી નાખ્યું છે.[૧] એજ રીતે તપના તામસ, રાજસ અને સાત્વિક ભેદ પાડી, સાત્વિક તપના પ્રકારમાં 'દેવ, દ્વિજ, ગુરૂ, અને પ્રાજ્ઞની પૂજા, પવિત્રતા, સરલતા, બ્રહ્મચર્ય અને અહિંસા એને શારીર તપ તરીકે, અનુદ્વેગકર, સત્ય, પ્રિય અને હિત એવા વચનો તથા સ્વાધ્યાયનો અભ્યાસ તેને વાઙ્મય તપ તરીકે તથા મનઃપ્રસાદ, સૌમ્યતા, મૌન, આત્મનિગ્રહ તથા ભાવસંશુદ્ધિ એને માનસ તપ તરીકે ગણાવવામાં, બુદ્ધ પેઠે શ્રીકૃષ્ણે શીલને મહત્વ આપ્યું છે.[૨]

કર્મયોગ—"તું કર્મ જ કર્યા કર કારણકે અકર્મ કરતાં કર્મ મોટું છે' આ રીતે કર્મ કરવાના જોરદાર ઉપદેશ સાથે જે કર્મયોગની વાત ગીતામાં છે તે વૈદિક યજ્ઞાત્મક કર્મની નથી પણ ધર્મસૂત્રોમાં જેને વર્ણાશ્રમધર્મ કહેલ છે તેને આગળ રાખીને મનુષ્યના કર્તવ્યપથમાં આવી શકતા કર્મમાત્ર ગીતામાં ઉદ્દિષ્ટ છે. વર્ણાશ્રમધર્મમાંથી આશ્રમધર્મો વિશે ગીતામાં વિશેષ વિવેચન નથી પણ વર્ણધર્મોનું વર્ણન છે. ગીતા કહે છે કે "ગુણ અને કર્મના વિભાગ અનુસાર ચાતુર્વર્ણ્ય પ્રભુએ સૃજ્યું છે." બીજે સ્થળે કહે છે કે "બ્રાહ્મણ, ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર તેઓનાં કર્મો સ્વભાવમાંથી ઉત્પન્ન થએલા ગુણો વડે વહેંચાયેલાં છે." પછી જે કર્મો ગણાવ્યાં છે તે બ્રાહ્મણેતર ત્રણ વર્ણો માટે તો ધર્મશાસ્ત્રોક્ત જ છે માત્ર બ્રાહ્મણનાં અધ્યાપનાદિબાહ્ય કર્મ ન ગણાવતાં "શમ, દમ, તપ, શૌચ, ક્ષમા,

૧ યજ્ઞનો ભાવનાત્મક વિચાર ઉપનિષદોથી આરંભાયો હોવા છ। પાંચ મહાયજ્ઞમાં બ્રહ્મયજ્ઞને મહત્વનું સ્થાન આપનાર ધર્મસૂત્રોએ યજ્ઞનો આ ભાવનાપ્રકાર પહેલે સ્પષ્ટ ઊભો કર્યો છે. જુઓ ઉપર પૃ. ૧૧૭ મનુ ૪-૨૩; ૨૪ માં પણ ગીતા પેઠે યોગયજ્ઞ તથા જ્ઞાનયજ્ઞની વાત છે.

૨. બ્રહ્મચર્ય અને સત્યવચનને ગૌ. ધં. સૂ. ૩-૧૫માં તપમાં ગણાવેલ છે એ અહીં સ્મરણીય છે.

સરલતા, જ્ઞાન, વિજ્ઞાન અને આસ્તિક્ય એ માનસિક ગુણોનેજ ગણાવેલ છે" પણ ગીતાનું સાધારણ વલણજ આધ્યાત્મિક ગુણો ઉપર ભાર મૂકવાનુ છે બાકી ધર્મશાસ્ત્રોક્ત વિધિનિષેધો ગીતાને માન્યજ છે 'કાર્ય અને અકાર્ય વ્યવસ્થામા શાસ્ત્રપ્રમાણ છે' એ ગીતાવચનમા ઉલ્લિખિત શાસ્ત્ર તે ધર્મશાસ્ત્ર સિવાય બીજુ શુ હોય?

પણ ગીતામાં કર્મની જે અગત્યની ચર્ચા છે તે જીવન સાથે ક્રિયાનો અવિચ્છેદ્ય સબધ સ્વીકારીને ત્યાગ અને કર્મ એ બેમા શ્રેયસ્કર શુ એની ચર્ચા છે ઉપનિષત્કાળ પછી બૌદ્ધ તથા બીજા ત્યાગમાર્ગીઓની અસર નીચે ગીતાના સમય સુધીમા ત્યાગનો પવન ખૂબ જોરમા વાયો હતો એ ઐતિહાસિક સ્થિતિ ધ્યાનમા રાખવાથી ગીતાના કર્મયોગનુ રહસ્ય સહેલાઈથી સમજાશે

શ્રી કૃષ્ણ કહે છે કે "કોઇ પણ, એક ક્ષણ પણ, કર્મ કર્યા વગર રહી શકતુ નથી તેમજ કર્મ વગર શરીરયાત્રા (જીવનનિર્વાહ) ચાલે નહિ માટે અકર્મ કરતા કર્મ શ્રેષ્ઠ છે" "પ્રકૃતિના ગુણો પ્રમાણે કર્મ થાય છે માટે સ્વભાવસિદ્ધ નિયત કર્મ કરવુ" વળી જીવને પાપમા પ્રેરનાર અને બધનકારક કર્મ પોતે નથી પણ એ સાથે પ્રેરકરૂપે રહેલા રાગદ્વેષ છે માટે "રાગદ્વેષને વશ થયા વગર, ઇન્દ્રિયોને ગમે તેમ ચાલવા ન દેતા મનના બળથી નિયમમા રાખીને કર્મેન્દ્રિયોથી આસક્તિ રહિત પુરુષ જે કર્મયોગ કરે છે તે શ્રેષ્ઠ છે" "કામ-વાસનાથી ફળમા આસક્ત મનુષ્ય બધાય છે માટે અનાસક્ત રહીને કર્તવ્યકર્મ હમેશા કરવુ" "માત્ર સન્યાસથીજ કાંઈ સિદ્ધિ મળતી નથી અને માત્ર કર્મ કરવાથી કોઈ બધાતુ નથી" પણ એક વસ્તુ લક્ષમા રાખવાની છે કે "મનુષ્યનો કર્મમાજ અધિકાર છે, ફળમા નથી" અર્થાત્ કર્મ કરવા માટે માણસ સ્વતત્ર છે પણ ફળમાં અનેક સજોગોને આધીન છે માટે "કર્મના ફળના હેતુથી કર્મ ન કરવુ" અર્થાત્ કર્તવ્ય ગણીનેજ કરવુ એટલુ જ નહિ

પણ 'કર્મ રહિત રહેવામાં આસક્ત ન થવું' એટલે કે આળસ અને પ્રમાદને વશ ન થવું અને "કર્તવ્ય કર્મ કરવામાં સુખદુઃખને લાભઅલાભને, જયપરાજયને કે સિદ્ધિઅસિદ્ધિને સમાન ગણવાં." "આ રીતે કર્તવ્યકર્મ કરતાં, સ્વતઃ પ્રાપ્ત થતાં સુખદુઃખમાં સમત્વ એજ કર્મયોગ' "આસક્તિ કે અહંકાર વગર ધૈર્યથી તથા ઉત્સાહથી સિદ્ધિ અને અસિદ્ધિમાં નિર્વિકાર રહીને જે કર્મ કરે તે સાત્વિક કર્તા" અને "ફળની ઈચ્છા, આસક્તિ અને રાગદ્વેષ તજીને કરેલું નિયત કર્મ એજ સાત્વિક કર્મ." "પોતપોતાના કર્તવ્યમાં અભિરત માણસ, જેમાંથી ભૂતોની પ્રવૃત્તિ છે અને જેનાથી આ સર્વ વ્યાપ્ત છે તેને પોતાના કર્મ વડે પૂજીને સિદ્ધિ મેળવે છે." ટૂંકામાં "દેહ ધારણ કરનારથી કર્મોનો સર્વથા ત્યાગ શક્ય નથી." માટે ફલાકાંક્ષા અને આસક્તિનો ત્યાગ કરવો એજ સાચો માર્ગ છે. ભગવાન કહે છે કે "કામ્ય કર્મોનો સર્વથા ત્યાગ અને બીજા સર્વ કર્મોના ફળનો ત્યાગ એજ સાત્વિક ત્યાગ. બાકી શરીરને ક્લેશ થવાના ભયથી કરેલો ત્યાગ એ રાજસ ત્યાગ અને મોહથી કરેલો નિયત કર્મનો ત્યાગ એ તામસ ત્યાગ." મતલબ કે સર્વ કર્મોના અત્યન્ત ત્યાગ તરફ ગીતાકારનો પક્ષપાત નથી. ભગવાને કર્મ અને ત્યાગનો મેળ કર્યો છે અને કર્મમાં ભક્તિની ભાવના દાખલ કરી છે. બીજી રીતે જોઈએ તો ઔપનિષદ નિષ્કામતાને ધર્મશાસ્ત્રીય પ્રવૃત્તિના વચણ સાથે જોડીને નિષ્કામ પ્રવૃત્તિનો બોધ કરીને, પ્રવૃત્તિ અને નિવૃત્તિનો ભેદ ટાળી નાખ્યો છે. ગીતાનો ઉપદેશ ખૂબ વ્યવહારૂ છે. સિદ્ધિમાં અનાસક્ત મનુષ્યજ વ્યવહારમાં ઉત્તમ સિદ્ધિ પ્રાપ્ત કરે છે અને 'લોક સંગ્રહ' પણ કર્મયોગથી સધાય છે એ ગીતાના ઉપદેશનું રહસ્ય છે.

### યોગ-મનોનિગ્રહ રૂપઃ—

સ્વભાવથી પ્રાણી માત્ર કર્મ તો કર્યાજ કરે છે પણ કર્મયોગ કરવો હોય તો મનોનિગ્રહરૂપ યોગ સાધવો જોઈએ. "ચંચળ

અને પ્રમાદી મનનો નિગ્રહ અભ્યાસ અને વૈરાગ્યથી થાય છે '' એમ સામાન્ય ઉપાય બતાવી આસન, પ્રાણાયામ, એકાગ્રતા વગેરે પ્રસિદ્ધ યોગાગો ગીતામા કહ્યા છે ખરા, પણ ગીતાના યોગનુ પ્રયોજન અને ફળ એ પાતજલ યોગથી ભિન્ન છે ગીતામા કહ્યુ છે કે "યોગીએ એકાન્તમા મનને એકાગ્ર કરીને આત્મશુદ્ધિ માટે યોગ કરવો " "પ્રશાન્તાત્મા, ભયરહિત અને બ્રહ્મચર્યવ્રતધારી યોગીએ મનનો સયમ કરીને તથા મારામા ચિત્ત રાખીને મત્પરાયણ રહેવુ ' આ રીતે ગીતાના યોગમા મનોનિગ્રહ સાથે આત્મશુદ્ધિ અને ઇશ્વરપરાયણતાનો યોગ કરેલો છે અને એજ એની વિશેષતા છે ગીતાનો યોગ કરનાર યોગીની સ્થિતિનુ વર્ણન નીચેના સરસ શબ્દોમા કરેલુ છે 'જેમ પવન વગરના પ્રદેશમા રહેલો દીવો હાલતો નથી તેમ આત્માનો યોગ કરનાર યોગીનુ ચિત્ત સ્થિર રહે છે' જ્યારે નિયમમા આવેલુ ચિત્ત સ્થિર રહે અને સર્વ કામનાઓથી નિઃસ્પૃહ થઈ જાય ત્યારે એ બરાબર યોગી કહેવાય છે " આવા યોગીના સુખનુ વર્ણન કરતા કહ્યુ છે કે "યોગમા આત્માથી આત્માને જોઈ યોગી સતુષ્ટ થાય છે, તથા ઇન્દ્રિયોથી પર અને બુદ્ધિથી ગ્રાહ્ય એવુ આત્યન્તિક સુખ અનુભવે છે તે સુખ પ્રાપ્ત કર્યા પછી ભારે દુઃખથી પણ એ ચલિત થતો નથી હમેશા યોગ કરનાર સહેલાઈથી બ્રહ્મસ્પર્શરૂપ અત્યન્ત સુખને પ્રાપ્ત કરે છે, એ જાતે બ્રહ્મરૂપ થાય છે છેવટ મારામા (પરમાત્મામા) રહેલી નિર્વાણની શાન્તિને પ્રાપ્ત કરે છે ' આવુ ઉત્તમોત્તમ ફળ પ્રાપ્ત કરનાર યોગી જગત સાથે શી રીતે વર્તે છે? ભગવાન કહે છે કે "યોગી સર્વભૂતોમા આત્માને જુએ છે અને સર્વભૂતોને આત્મામા જુએ છે એટલુ જ નહિ પણ "સર્વ-ભૂતોમા પ્રભુને જુએ છે અને પ્રભુમા સર્વ ભૂતોને જુએ છે અને એકતામા રહેલો સર્વ ભૂતસ્થ પરમાત્માને ભજે છે " આ યોગી સર્વત્ર આત્માને જુએ છે એટલુ જ નહિ પણ "પોતા પ્રમાણે સર્વત્ર

સુખ અથવા દુઃખનો પણ અનુભવ કરે છે, અને એ જ યોગી શ્રેષ્ઠ મનાય છે." આ રીતે ગીતાના યોગમાં મનોનિગ્રહ, ભક્તિ અને સર્વભૂતોમાં આત્મદર્શન સાથે સમભાવનો સમન્વય કર્યો છે.

**ભક્તિયોગ**—ગીતા ભક્તિનો આદિ ગ્રન્થ છે અને ભક્તિનું એમાં સવિસ્તર, સૂક્ષ્મ અને પરમ રહસ્યરૂપ વર્ણન છે. પણ અહીં તો સક્ષેપમાંજ એની વિશેષતાનો નિર્દેશ કરીને સંતોષ માનવાનો છે.[1] જેમ વૈદિક કર્મના અધિકારમાં વર્ણાશ્રમની મર્યાદાઓ છે તેમ ભક્તિમાં નથી. ભગવાન કહે છે કે "મારો આશ્રય કરીને સ્ત્રીઓ, વૈશ્યો, શૂદ્રો પણ પરમગતિને પામે છે. સર્વભૂતોમાં હું સમાન છું. મારે કોઈ દ્વેષ્ય નથી કે પ્રિય નથી. મને ભક્તિથી જે ભજે છે તે મારામાં છે અને હું તેનામાં છું." આ રીતે ગીતાએ દાખલ કરેલો અધિકારમાં વર્ણાશ્રમની મર્યાદાનો અભાવ, પાછળના ભક્તિમાર્ગના પ્રવાહમાં ચાલુ રહ્યો છે.

બીજી રીતે પણ ગીતાના ઉપદેશકની દૃષ્ટિ ઉદાર છે. ગીતા-રચનાના સમયમાં અનેક દેવોની પૂજા લોકોમાં પ્રચલિત હતી. એ સ્થિતિને ધ્યાનમાં રાખીને શ્રીકૃષ્ણ કહે છે કે, "જે જે ભક્ત શ્રદ્ધાથી જે જે મૂર્તિનું અર્ચન કરવા ઈચ્છે તેમાં તેમાં હું તેની શ્રદ્ધાને દૃઢ કરું છું. એ ભક્ત શ્રદ્ધાથી તે તે મૂર્તિને ભજે છે અને અન્તે મારી પાસેથી ઇચ્છિત ફળ મેળવે છે." અહીં ભજનીય તત્વ કરતાં ભક્તના હૃદયની શ્રદ્ધાનુંજ ભક્તિમાં ખાસ મુખ્ય છે એ તાત્પર્ય છે. ગીતામાં કહ્યુંજ છે કે "આ પુરુષ શ્રદ્ધામય છે, જે જેમાં શ્રદ્ધાવાળો છે તે તેજ છે" અલબત્ત શ્રદ્ધા ઉચ્ચતર પદાર્થમાં હોવી એ ઉચ્ચતર સંસ્કારનું લક્ષણ છે. વળી ગીતામાં કહ્યુંજ છે કે "જે જે વિભૂતિમત્, શ્રીમત્ અને ઉર્જિત સત્વ છે તે તે ભગવાનના તેજના અંશમાંથી ઉત્પન્ન થયેલ છે." એટલે કોઈ પણ

---

૧. ભાગ વૈ. ધ. ઈ. માં પૃ. ૭૫ થી ૮૩ માં વધારાણથી ગીતાની ભક્તિનું નિરૂપણ કર્યું છે.

વિભૂતિમાન તત્વનું ચિંતન એ ઈશ્વરનું જ ચિંતન છે. છતાં ગીતાકાર વિભૂતિ ચિંતન કરતા વિશ્વરૂપની ઉપાસનાને ચડિયાતી ગણે છે. અને એ દર્શન અનન્ય ભક્તિને પરિણામે જેને ઈશ્વર દિવ્યદષ્ટિ આપે છે તેનાથીજ થઈ શકે છે

ગીતામાં નિર્ગુણ અને સગુણ બ્રહ્મનો અભેદજ માન્યો છે; છતા સગુણની ભક્તિ સહેલી છે એમ કહેલુ છે અને ખરૂ જોતાં ભક્તિ સગુણમાજ શકય છે. નિર્ગુણ બ્રહ્મ તો જ્ઞાનગમ્ય છે.

જે નવવા ભક્તિનુ પાછળના ભક્તિમાર્ગમાં વર્ણન છે તેમાંના ઘણાખરા પ્રકારોનુ ગીતામા સૂચન છે જ અને એ સાથે "ભાવવાળા ડાહ્યા પુરુષો મને ભજે છે" "પ્રીતિપૂર્વક મને ભજતા" એમાં પ્રેમાત્મક ભક્તિનુ તથા "સર્વ ભૂતોના હૃદયમાં ઈશ્વર છે તેને શરણે સર્વભાવથી જા" એ શબ્દોમાં શરણ ભક્તિ–પ્રપત્તિનું તથા "તું જે ખાય છે, જે હોમે છે, જે દાન કરે છે, જે તપ કરે છે, તે સર્વ મને અર્પણ કરી દે" એ શબ્દોમા ઈશ્વરને સર્વસમર્પણનુ સૂચન છે.

ભક્તિમાર્ગના પાછલા ઇતિહાસથી ભક્તિને અજ્ઞાન વળગેલું હોવુ જોઈએ એવો ભાસ થવાનો સંભવ છે. પણ ગીતામાં તો કહ્યું છે કે "ભક્તોને હુ બુદ્ધિયોગ આપુ છુ." "એના ઉપર અનુકમ્પાથી એના અન્તરના ભાવમાં રહેલો હુ એના અજ્ઞાનરૂપી અંધકારનો પ્રકાશમાન જ્ઞાનદીપકથી નાશ કરું છુ." આમ ભગવત્કૃપાથી ભક્તો જ્ઞાની થાય છે એમ કહ્યુ છે. જ્યારે બીજી તરફથી આર્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી અને જ્ઞાની એવા ચાર પ્રકારના ભક્તોમાં જ્ઞાનીને પોતાનો આત્માજ ભગવાને કહેલ છે

**જ્ઞાનયોગ**—ભક્તિ કરનારને જ્ઞાન થાય છે એ ઉપર કહ્યુ અને "પરમાત્મામા આસક્ત ચિત્તથી યોગ કરનારને નિઃસંશય પ્રભુનુ જ્ઞાન મળે છે' "જે જ્ઞાન મેળવ્યા પછી જાણવા યોગ્ય કંઈ બાકી રહેતુ નથી" એમ ગીતામા કહ્યુ છે. આ જ્ઞાનમાં જગત,

જીવ અને ઈશ્વર ત્રણેયનાં સ્વરૂપ અને પરસ્પર સબંધનું જ્ઞાન આવી જાય છે. ગીતાનાજ શબ્દોમાં "ભૂમિ, જળ, અગ્નિ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંકાર એ આઠેય પદાર્થો ઈશ્વરનીઅપરા પ્રકૃતિ છે. અને જીવ પરા પ્રકૃતિ છે." બીજે સ્થળે કહ્યું છે તેમ જીવ "પરમાત્માનો સનાતન અંશ છે." આ અપરા અને પરા પ્રકૃતિરૂપ "સર્વ વિશ્વની ઉત્પત્તિ પરમાત્મામાંથી થાય છે અને લય પણ એમાંજ થાય છે." એ શબ્દો સૃષ્ટિવિષયક ઔપનિષદ શબ્દોના પડઘો પાડે છે. વળી સાંખ્યની પરિભાષા વાપરીને આ શરીરને ગીતામા ક્ષેત્ર કહેલું છે અને એ ક્ષેત્રને જાણનારને ક્ષેત્રજ્ઞ કહેલ છે. અને પછી વેદાંતવાદને અનુસરીને "સર્વ ક્ષેત્રોમા ક્ષેત્રજ્ઞ હું જ છું" એ રીતે જીવાત્મા અને પરમાત્માનો અભેદ કહ્યો છે. આ અભેદ-જ્ઞાનને ગીતામાં સાત્વિક જ્ઞાન કહેલું છે "જે જ્ઞાનથી સર્વ વિભક્ત ભૂતોમાં એક અવિભક્ત અવિનાશી ભાવને દ્રષ્ટા જુએ છે તે સાત્વિક જ્ઞાન." વળી "શરીરી આત્મા નિત્ય, અપ્રમેય, અવિનાશી, અજ, અચ્છેદ્ય, અદાહ્ય, અક્લેદ્ય, અશોષ્ય, સર્વગત, અચલ, અવ્યક્ત, અચિન્ત્ય, અવિનાશી અને સનાતન છે." "જેમ જૂનાં કપડાંને તજીને માણસ નવાં કપડાં પહેરે છે તેમ આ જીર્ણ શરીરને તજીને આ દેહી નવા શરીરને ધારણ કરે છે." "આ આત્મા કોઈ દિવસ જન્મતો પણ નથી અને મરતો પણ નથી, જેવો આ શરીરમાં બાલ્યાવસ્થા, યૌવન અને વૃદ્ધાવસ્થાનો ફેરફાર છે તેવોજ મરણ અને નવો જન્મ એ પણ ફેરફાર છે." ગીતોક્ત આત્માનું આ વર્ણન ઔપનિષદ વર્ણનનો અનુવાદજ છે ત્રેય બ્રહ્મનું વર્ણન પણ ઔપનિષદ શબ્દોમાં ગીતામાં કર્યું છે. "જે જ્ઞેયને જાણીને મનુષ્ય મોક્ષને પ્રાપ્ત કરે તે જ્ઞેય પરબ્રહ્મ અનાદિ છે, તે સત્ કે અસત્ કહેવાતું નથી, તે સર્વ તરફ હાથપગવાળું, સર્વ તરફ શિર અને મુખવાળું અને સર્વ તરફ કાનવાળું, સર્વને વીંટીને રહ્યું છે. તે સર્વ ઇન્દ્રિયોને પ્રકાશ આપનારું છે છતાં જાતે સર્વ

ઇન્દ્રિયોથી રહિત છે આસક્તિ વગરનુ હોવા છતા સર્વને ધારણ કરનાર છે નિર્ગુણ હોવા છતા ગુણોને ભોગવનાર છે પ્રાણીમાત્રમા બહાર અને અદર રહ્યુ છે તે દૂર છે અને પાસે પણ છે. પ્રાણીઓમા અવિભક્ત હોવા છતા વિભક્ત જેવુ લાગે છે પ્રાણીઓને ધારણ કરનાર તેનો લય કરનાર અને તેને ઉત્પન્ન કરનાર છે તે પ્રકાશનો પ્રકાશ છે, અધકારથી પર છે જ્ઞાન છે, જ્ઞેય છે, અને જ્ઞાનગમ્ય છે અને સર્વના હૃદયમા રહેલ છે" નિર્ગુણ અને સગુણની એકતા આ વર્ણનમા સરસ રીતે ગુથી દીધી છે

**શીલ**—બૌદ્ધ ધર્મે શીલ ઉપર જે યોગ્ય ભાર દીધો છે તે જોઈ ગયા છીએ હવે ગીતા પ્રમાણે તો શીલ વગરનો માણસ એટલેજ અસસ્કારી માણસ-ગીતાના શબ્દોમા આસુર સપત્યુક્ત અને શીલવાન એટલે જ સસ્કારી કે દૈવી સપત્યુક્ત "દૈવ અને આસુર બે સપત છે" એમ આરભ કરી ગીતાકાર આસુર માણસોનુ વર્ણન નીચે પ્રમાણે કરે છે "જે પ્રવૃત્તિ અને નિવૃત્તિનો વિવેક ન જાણે, જેનામા પવિત્રતા, આચાર અને સત્ય ન હોય, જેઓ જગતને અસત્ય, અપ્રતિષ્ઠ, કામહેતુક અને અનીશ્વર ગણે તેઓને આસુર જાણવા આ દ્રષ્ટિવાળા અલ્પબુદ્ધિવાળા, ઉગ્ર કર્મ કરનારા,નષ્ટાત્માઓ જગતના ક્ષયનુ કારણ થાય છે' આ શબ્દો વર્તમાનમા કેવા અનુભવમા આવે છે? "આસુર મનુષ્યો વળી દભ, માન અને મદવાળા, અપવિત્ર વ્રતવાળા, ન પૂરાય એવી કામનાઓનો આશ્રય કરીને, મોહથી ખોટા સિદ્ધાન્તો બાધીને પ્રવર્તે છે મરણ પર્યત ચાલે એવી અપરિમેય ચિતામા પડેલા અને કામોપભોગમા ડૂબેલા આ માણસો આટલુ જ છે એમ નક્કી કરી બેઠા છે હજારો આશાના પાશથી બધાયેલા, કામ અને ક્રોધથી ભરેલા, કામભોગ માટે અન્યાયથી પૈસો એકઠો કરવા ઇચ્છે છે. આજ આ મેળવ્યુ, - હવે આ મનનુ ધાર્યું મેળવીશ, આ શત્રુને માર્યો, બીજાઓને હવે મારીશ હુ શેઠ છુ, સિદ્ધ છુ, શક્તિશાળી છુ, સુખી છુ, કુલીન

છુ, મારા જેવો બીજો કોણ છે? આમ અજાનથી મોહિત થયેલા તેઓ કલ્પના કરે છે."

"આસુરી સંપત્ બંધનકારી થાય છે. આસુરી માણમો નરકમાં પડે છે" એમ જો કે ગીતામાં કહેલુ છે, પણ ભગવાન પામે દુષ્ટ માણસને સુધારવાનો કીમિયો છે. કહ્યુ છે કે "અત્યન્ત દુરાચારી પણ મને ભજે તો તરત જ ધર્માત્મા થઈ જાય અને છેવટ શાન્તિ પ્રાપ્ત કરે' અને "જ્ઞાનાગ્નિ તો સર્વકર્મોને ભસ્મસાત્ કરી નાખે છે." ભક્તિથી, જ્ઞાનથી કે સ્વભાવથી પ્રાપ્ત થયેલી જે દૈવી સંપત્તિ મોક્ષ આપનારી છે, તેનાં લક્ષણો ગીતામાં નીચે પ્રમાણે કહેલાં છેઃ "અભય, સત્વશુદ્ધિ, જ્ઞાન અને યોગમાં સ્થિતિ, દાન, દમ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ, સરલતા, અહિંસા, સત્ય, અક્રોધ ત્યાગ, શાન્તિ પિશુનતાનો અભાવ, ભૂત–પ્રાણી માત્ર ઉપર દયા, અલોલુપતા, મૃદુતા, લજ્જા, તેજ, અચાપલ્ય, ક્ષમા, ધૃતિ, પવિત્રતા, અદ્રોહ, અતિમાનનો અભાવ, આ સર્વ ગુણો દૈવી સંપત્તિવાળામાં હોય છે. જ્ઞાનનાં લક્ષણો (જેમાં અને દૈવી સંપત્તિનાં લક્ષણોમાં કેટલીક પુનરૂક્તિ છે) પણ ગીતામાં નીચે પ્રમાણે ગણાવ્યાં છે, જે બે શીધ-બોધક છે" અમાનિપણુ, અદંભીપણું, અહિંસા, ક્ષમા, સરલતા, આચાર્યની ઉપાસના, શૌચ, સ્થિરતા, આત્મનિગ્રહ, ઇન્દ્રિય વિષયોમાં વૈરાગ્ય, અહંકારનો ત્યાગ, સ્ત્રી, પુત્ર અને ગૃહમાં આસક્તિનો અને આકર્ષણનો અભાવ, ઇષ્ટ અને અનિષ્ટની પ્રાપ્તિમાં હમેશાં સમચિત્તતા, મારામા અનન્ય યોગથી અવ્યભિચારિણી ભક્તિ, એકાંતસ્થાનનું સેવન, જનસમૂહમાં અરતિ, અધ્યાત્મ જ્ઞાનમાં સ્થિતિ, અને તત્વજ્ઞાનના વિષયોનું દર્શન એનું નામ જ્ઞાન."

### ગીતાનો સમન્વય.

સર્વ કલ્યાણમાર્ગોનો સમન્વય એ ગીતાકારનું ઇષ્ટ છે એટલું તો અહીં સુધી કરેલા વિવેચનથી તથા ઉપર જ્ઞાનના લક્ષણમાં અધ્યાત્મ જ્ઞાન અને તત્વજ્ઞાનાર્થ દર્શન સાથે તેણે ભક્તિ, વૈરાગ્ય, યોગ એટલે

કે આત્મનિગ્રહ અને અમાનિત્વ અહિંસાદિ શીલનો જે રીતે સમાવેશ કર્યો છે તેથી સ્પષ્ટ દેખાય છે. છતાં વધારે સ્પષ્ટતા સ્થિતપ્રજ્ઞનાં તથા ભક્તનાં લક્ષણો જોવાથી થશે. ભગવાન કહે છે કે "જ્યારે માણસ મનમાં રહેલા સર્વ કામોને છોડી દે છે તથા આત્મથી આત્મામાં સંતુષ્ટ રહે છે ત્યારે એ સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. જેનું મન દુઃખોમાં ઉદ્દેગ વગરનુ રહે છે અને જેને સુખોમાં સ્પૃહા નથી રહેતી અને જેનામાંથી રાગ, ભય તથા ક્રોધ ગળી ગયા છે તે માણસ સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. જે સર્વત્ર આકર્ષણ વગરનો છે, અને શુભ અને અશુભ પ્રાપ્ત થતાં જે શુભનું અભિનંદન કરતો નથી તથા અશુભનો દ્વેષ કરતો નથી, તેની પ્રજ્ઞા પ્રતિષ્ઠિત જાણવી. જ્યારે કાચબો જેમ પોતાના અંગોને સંકોચી લે છે તેમ માણસ ઇન્દ્રિયાર્થોમાંથી પોતાની ઇન્દ્રિયોને ખેંચી લીએ ત્યારે તેની પ્રજ્ઞા પ્રતિષ્ઠિત સમજવી. પ્રમાથી ઇન્દ્રિયો મનને બળાત્કારથી હરી લે છે. આવી ઇન્દ્રિયો જેના વશમાં હોય તેની પ્રજ્ઞા પ્રતિષ્ઠિત જાણવી. રાગદ્વેષથી રહિત, અને પોતાને વશ એવી ઇન્દ્રિયો વડે વિષયોમાં ફરનાર અને મનને પોતાને વશ રાખનાર માણસ પ્રસાદને પ્રાપ્ત કરે છે. અને પ્રસાદ મળતાં સર્વ દુઃખોની હાનિ થાય છે, તથા પ્રસન્નચિત્તવાળાની બુદ્ધિ સ્થિર થાય છે. આ બ્રાહ્મીસ્થિતિ છે. એને પામ્યા પછી માણસ મોહ નથી પામતો."'

સ્થિતપ્રજ્ઞનાં આ લક્ષણોને જ વેદાન્તમાં જીવનમુક્તનાં લક્ષણો ગણ્યાં છે.[1] હવે ગીતામાં આપેલાં ભક્તનાં લક્ષણો જોઇએ. "દ્વેષ ન કરનાર, સર્વભૂતોનો મિત્ર, દયાળુ, મમતા અને અહંકાર વગરનો. દુઃખ-સુખમાં સમાનવૃત્તિવાળો, ક્ષમાવાળો, હમેશાં સંતુષ્ટ, યોગી અને મારામાં મન તથા બુદ્ધિ રાખનારો, એવો મારો ભક્ત મને પ્રિય છે. જેનાથી લોકને ઉદ્દેગ થતો નથી અને જે લોકથી ઉદ્દેગ પામતો નથી. જે હર્ષ, ક્રોધ, ભય અને ઉદ્દેગથી રહિત છે. તે ભક્ત

1 બ્ર. સૂ. ૧—૧—૪ ઉપર શાંકરભાષ્ય.

આપ્લાવિત અને આપ્યાયિત ભૂમિએ અનેક પ્રકારનાં રમણીય અને ભવ્ય ફળો ઉત્પન્ન કર્યાં છે. આ ભારતકાળમાં ભારતીય આર્યોમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારેય પુરુષાર્થોનું યોગ્ય સેવન પ્રચલિત હતું અને કર્મના ત્યાગ અને જ્ઞાન સાથે વ્યવહારનો યોગ્ય સંવાદ રચાઈને ગીતાપ્રોક્ત સમત્વ સમગ્ર ભારતીય સમાજમાં ઠીક વ્યાપક હોવાથી આખા સમાજનું જીવન સુખી અને સમૃદ્ધ બન્યું હતું. ઉપર કહેલા અઢારસો વર્ષના કાળમાં આર્ય પ્રજાના શ્રેષ્ઠ જનોના માનસમાં જાગેલા ઉચ્ચ સંસ્કારોની પ્રેરણા નીચે ઘડાયેલી ભારતીય સંસ્કૃતિની ભવ્ય અને રમણીય મૂર્તિનાં દર્શન કરવા માટે આ પ્રયત્ન છે. અહીં સુધીમાં પ્રેરક સંસ્કારોનું દર્શન કર્યું. હવે સંક્ષેપમાં એ સંસ્કૃતિના આવિર્ભાવોને અવલોકી લઈએ.

ભારતીય સંસ્કૃતિના આવિષ્કારો ગીતામાં આદર્શ દર્શન થયા પછીજ પ્રગટ થવા માંડયા એવું કહેવાની મતલબ નથી. અલબત્ત ભારતીય સંસ્કૃતિના શ્રેષ્ઠ આવિષ્કારો ગીતા રચાયા પછી પ્રગટ થયા છે. પહેલાં કહેલા રુપકમાં કહેવું હોય તો એમ કહી શકાય કે નદીમાં જળ થોડું હોય ત્યારે પણ એ થોડી ભૂમિને તો ફળદ્રુપ કરે જ. વૈદિક કાળમાં ભૂમિતિ, સ્વરશાસ્ત્ર, છંદશાસ્ત્ર, નિરુક્ત, જ્યોતિષ, આયુર્વેદ વગેરે શાસ્ત્રોનો કાંઈક આરંભ થઇ ગયો હતો, જેનો ક્રમે ક્રમે વિકાસ થયો. બીજી વાત એ છે કે ભારતીય સંસ્કૃતિના ભિન્ન ભિન્ન આવિષ્કારોનો ઈતિહાસ ઉકેલવા માટે આ ઉપક્રમ નથી. એટલે એનું સવિસ્તર કે વીગતવાર નિરૂપણ અહીં આવશ્યક નથી. પણ ભારતીય સંસ્કૃતિના જે અંતરાત્માનું આપણે અત્યાર સુધીમાં દર્શન કર્યું એનો વિદ્યા કલાદિમાં કેવી જાતનો આવિર્ભાવ થયો છે એ જોવા માટે આવશ્યક હશે તેટલુંજ નમુનારૂપ સંક્ષિપ્ત દર્શન આપવા માટે પૂરતું છે.

**સંસ્કૃત ભાષા**

ઉપર કહેલા સમયમાં જ વેદકાલીન આર્યોની ભાષા સંસ્કાર પામીને સંસ્કૃત કહેવાવા લાગી છે. પાણિનિના વ્યાકરણથી સંસ્કૃત

ભાષાનું જે રૂપ નિશ્ચિત થયું તે કાયમ માટે સ્થિર રહ્યું અને આ દેશમાં લોકોની ઘરગથ્થુ બોલી ભલે બીજી હોય પણ સંસ્કારી માણસોની ભાષા સંસ્કૃત એવો લગભગ નિયમ થઈ ગયો. પાછળથી પ્રાકૃત અપભ્રંશ અને વર્તમાન હિંદી, બંગાળી, મરાઠી, ગુજરાતી વગેરે ભાષાઓમાં સાહિત્ય રચાવા માંડયું ત્યારે પણ સંસ્કૃતનું આકર્ષણ અને વર્ચસ્વ ઘટયાં ન હોતાં.

### જ્યોતિષ અને આયુર્વેદ

ઋગ્વેદના મંત્રોમાં જ જે વિદ્યાનાં બીજ સ્પષ્ટ જોઈ શકાય છે તે ઉપવેદ ગણાતા *આયુર્વેદથી સંસ્કૃતિનાં વિદ્યાઅંગનાં દર્શનનો* આરંભ કરવો મને ઉચિત લાગે છે. આ દેશના પ્રાચીન આર્યોએ જે વિજ્ઞાન-શાખાઓનો સારો વિકાસ સાધ્યો હતો, તેમાં જ્યોતિષ અને વૈદક એ મુખ્ય છે. જ્યોતિષમાં જ ગણિતનો સમાવેશ પ્રાચીનોએ કર્યો હતો. ગણિત વિદ્યા તરફ ગ્રીક વિદ્વાનોના જેટલું આ દેશના વિદ્વાનોને આકર્ષણ ન હોતું. અહીંના જ્યોતિ શાસ્ત્રે ગ્રીક (યવનો)ની આ વિષયની શાસ્ત્રતા સ્વીકારી જ છે. છતાં બીજગણિતમાં ગ્રીકોએ કદિ ન મેળવેલી ઉન્નતિ પ્રાચીન ભારતીયોએ ઇ. સ. છઠ્ઠા શતકમાં પ્રાપ્ત કરી હતી.[1] તેમજ ગણિતની દશાંશ પદ્ધતિની પ્રથમ શોધ ભારતીયોએ ઇ. સ. પાંચમા શતક પહેલાં કરી છે.[2] અને ઇ. સ. ત્રીજા શતકથી તે ઇ. સ. બારમા શતક સુધી જ્યોતિષશાસ્ત્રના ખગોળવિભાગે જુદી જુદી દિશામાં સારો વિકાસ સાધ્યો હતો[3] પણ મારો પોતાનો પરિચય એ શાસ્ત્ર સાથે ન

---

૧ સંસ્કૃત સાહિત્યનો ઈતિહાસ પૃ. ૫૬૮

૨ ન્યુમીસ્ટરી ઓફ ઇન્ડીઅન પીપલ્સ ભ. ૬ પૃ. ૪૧૨, ૪૧૩

૩ સિદ્ધાન્તોના અજ્ઞાતનામ લેખકો પછી પ્રાચીનતમ જ્યોતિષી આર્યભટ (પાટલીપુત્રમાં જન્મ ઇ સ. ૪૭૬) થયા તેણે પૃથ્વી પોતાની ધરી ઉપર ફરે છે એવો સિદ્ધાન્ત પ્રતિપાદન કર્યો છે. જો કે પાછળના જ્યોતિષીઓએ એ ન માન્યો એ મોટી વૈજ્ઞાનિક હાનિ થઇ. તેમજ સૂર્યગ્રહણ તથા ચંદ્રગ્રહણના કારણ વિશે સમજૂતિ આપી છે. ખગોળગણિતવિષયક ઘણી બાબતોમાં

હોવાના કારણથી તથા જ્યોતિષ અને આયુર્વેદ એ બેમાથી ભૌતિક વિજ્ઞાનની એક કરતાં વધારે શાખાઓ સાથે સબદ્ધ તથા જેની અમુક શાખાની પરંપરા અવિચ્છિન્ન જળવાઈ છે એવો આયુર્વેદ આર્યોની નિર્ભેળ વૈજ્ઞાનિક બુદ્ધિની ઉન્નતિ અવનતિનો વધારે સ્પષ્ટ નિદર્શક છે એવો મારો મત હોવાથી અહીં મુખ્યત્વે આયુર્વેદની વાત કરૂં છું.

જો કે ઋગ્વેદના કાળમાય પોતાને વૈદ્ય (ભિષક્) કહેવરાવનારા માણસો હતા અને તેઓ કાઇક વૈદ્યક જાણતા પણ અથર્વવેદમાં ભૈષજ્ય મંત્રો ઘણા સંગ્રહાયા છે. એ આથર્વણ મંત્રો દુનિયાના કોઇપણ સાહિત્યમા જળવાઇ રહેલા પુરાતન વૈદ્યકનો પૂરો હેવાલ રજુ કરે છે. આથર્વણ ભિષક્ કેવળ ઔષધોપચાર કરનાર વૈદ્ય ન હતો પણ માંત્રિક અને વૈદ્ય બેય હતો. કદાચ વધારે માત્રિક હશે. મંત્રો, મંત્રેલું પાણી, મંત્રેલાં માદળિયા વગેરે સાથે ઔષધોનો ઉપયોગ પણ એ કરતો હશે. છતાં જ્વર, શરદી, ઝાડા, ક્ષય, આંખના રોગો, કૃમિ વ્રણ વગેરે રોગોની તથા સર્પવિષ જેવી આગન્તુક પીડાઓની આથર્વણ વૈદ્યને ખબર હતી. થોડીક સાચી દવાઓ પણ તેના જાણવામા હતી. પણ યજ્ઞમાં પશુનાં અંગો કાપીને હોમનારા વૈદિક ઋષિઓને શારીર ( anatomy )નુ અભ્યાસ કરીને હાડકાંઓનુ જ્ઞાન સારૂ હતુ. પણ એ કાળમાં હજી રાક્ષસો અને યાતુધાનોના વળગાડથી શરીરમાં અનેકવિધ પીડા થવાની માન્યતાનું ઘણુ જોર હતુ.

પછી વૈદિક બીજમાંથી સપૂર્ણ પુષ્પફલ યુક્ત આયુર્વેદનો વૃક્ષ થયો. અથર્વવેદના કાળથી એટલે ઈ. સ. પૂર્વે એક હજારથી જ આથર્વણ વૈદ્યોએ ધીમે ધીમે યાતુધાન વગેરેના વળગાડના વહેમો તરફ ધ્યાન

આર્યભટે ગ્રીક રાશિમી કરતા સૂક્ષ્મતર અને શુદ્ધતર નિર્ણયો કર્યા છે. (એ ન્યૂ હીસ્ટરી ઓફ ઇન્ડીઆ ગ્ર-૯ પ્ર. ૧૯૫. ૪૧૭) આ દેશના જ્યોતિઃ શાસ્ત્રના ઇતિહાસ માટે શંકર બાલકૃષ્ણ દીક્ષિતનો 'ભારતીય જ્યોતિઃશાસ્ત્ર' એ મરાઠી ગ્રંથ જોવા જેવો છે.

ન આપતાં રોગોના લક્ષણોનુ, આ દેશના પહાડોમાં તથા સપાટ[1] પ્રદેશમાં થતી વિવિધ ઔષધિઓનુ, રોગનાં કારણોનુ અને રોગો માટે જુદી જુદી ઉપચાર પદ્ધતિઓનું અન્વેષણ વૈજ્ઞાનિક દષ્ટિથી કરવા માંડયું અને ધીમે ધીમે વૈજ્ઞાનિક હકીકતોનો તથા સિદ્ધાન્તોનો સગ્રહ કરવા માંડયો. ઈ. સ. પૂર્વે છઠ્ઠા શતક સુધીમાં વૈદ્યકની ભિન્ન ભિન્ન શાખાને લગતી હકીકતોનો ઠીક સગ્રહ થઇ ગયો હતો. અને સૂત્રકાળના આરંભથીજ આયુર્વેદના એક એક વિષયને લગતા સૂત્રગ્રથો લખાવા માંડયા હતા. આયુર્વેદિક અન્વેષણ પ્રવૃત્તિનો ઇતિહાસ ઘણો આકર્ષક છે. પણ અહીં તો એ પ્રવૃત્તિનું છેલ્લુ પરિણામ જ ટુંકામાં નોંધી શકાશે? ઇ. સ. પૂર્વે છઠ્ઠા શતકથી આયુર્વેદવિષયક જે સૂત્રગ્રથો રચાવા માંડયા હતા તેમાંથી કોઇ બચ્યા નથી. પણ એટલા જુના કાળમાં પુનર્વસુ મુનિના તથા કાશીના રાજા દિવોદાસના ઉપદેશનો એના શિષ્યોએ સંગ્રહ કરેલો, એનો પ્રતિસંસ્કાર થઇને રચાયેલા બે સંપૂર્ણ ગ્રન્થો અને બે ત્રુટિત ગ્રન્થો અત્યારે મળે છે. (૧) ચરક સંહિતા અને (૨) સુશ્રુત સંહિતા સંપૂર્ણ મળે છે. જ્યારે (૩) ભેલ સંહિતા અને (૪) કાશ્યપ સંહિતા ત્રુટિત મળે છે. આ ચારે ગ્રન્થો ઘણુ કરી ઈ. સ. પહેલા શતકથી તે ઇ સ. ચોથા શતક સુધીમાં રચાયા છે. આમાં જૂનામાં જૂનો ચરક ગ્રન્થ ઇ. સ. પહેલા શતકનો હશે. વળી ચરક સંહિતા અને સુશ્રુત સંહિતા જ સંપૂર્ણ હોવાથી આયુર્વેદ જગતમાં આજ દોઢ હજાર વર્ષથી શ્રેષ્ઠ પ્રમાણરૂપ ગણાય છે.

સમસ્ત વૈદ્યક વિષયને આયુર્વેદ શાસ્ત્ર નીચેનાં આઠ અંગોમાં વહેચે છે. (૧) કાયચિકિત્સા (Medicine) (૨) શલ્ય (surgery) (૩) શાલાક્ય (આંખ, કાન, નાક અને ગળાના રોગોની ચિકિત્સા.

૧. મારા 'આયુર્વેદનો ઈતિહાસ'ગ્રન્થમા આ વિષયનુ સવિસ્તર નિરૂપણ છે એટલે જીજ્ઞાસુએ એ ગ્રથ જોવો

(૪) ભૂતવિદ્યા (આમાં વેદકાળથી ચાલતા વળગાડ વગેરે વહેમો ઉપરાંત વાઇ, ઘેલછા જેવા રોગોનો પણ સમાવેશ કર્યો છે) (૫) કૌમારભૃત્ય. (બાળકોના ઉછેરની તથા તેના રોગોની વિદ્યા). (૬) અગદતંત્ર. (Toxicology–સ્થાપર જંગમ ઝેરોની ચિકિત્સા) અને (૭, ૮.) રસાયન, વાજીકરણ. (આયુષ્ય વધારનાર તથા પુંસ્ત્વ વધારનાર વિદ્યા).

આ પ્રાચીન વિભાગોને સ્વીકારીને ચરક સુશ્રુતે વૈદ્યકને લગતા ઘણાખરા વિષયોની ચર્ચા કરી છે. સામાન્ય લોકોમાં એવો ભ્રમ છે કે આયુર્વેદમાં તો વનસ્પતિજન્ય ઓસડિયાંથી ચિકિત્સાની વાત છે. બાકી શારીર (Anatomy), શસ્ત્રક્રિયા વગેરેની વાત તો એમાં ક્યાંથી જ હોય? પણ હકીકત એથી જુદી જ છે. આયુર્વેદના બે હજાર વર્ષ જૂના ગ્રંથોમાં આધુનિક શારીર વગેરે જેનો વિકાસ છેલ્લા બે ત્રણ સૈકાથી જ થયો છે તેની આશા કોઈ ન રાખે. પણ આયુર્વેદમાં શારીર અને શસ્ત્રક્રિયા બેય છે. શસ્ત્રક્રિયા માટે જુદી જુદી જાતનાં હથિયારોનું સ્પષ્ટ વર્ણન સુશ્રુતમાં છે.[૧] આયુર્વેદાચાર્યોની દૃષ્ટિ સંપૂર્ણ રીતે વૈજ્ઞાનિક હતી. તેઓએ વિશાળ અવલોકન, બહોળો અનુભવ અને સરસ વર્ગીકરણ કરીને બુદ્ધિગ્રાહ્ય સિદ્ધાન્તો બાંધ્યા છે. "જેને શરીરનું સંપૂર્ણ જ્ઞાન હોય તે જ આયુર્વેદ જાણનાર કહેવાય." એમ ચરકાચાર્ય સ્પષ્ટ કહે છે. શરીરના અંદરના ભાગો કેવી રીતે જોવા તેનું પણ વર્ણન મળે છે. આ દેશમાં થતા ઘણાખરા રોગોની, આયુર્વેદાચાર્યોએ એનાં વિગતવાર લક્ષણો, જે ઘણીવાર પાશ્ચાત્ય વૈદક સાથે આશ્ચર્યજનક રીતે મળતાં આવે છે તે સાથે ઓળખાણ આપી છે. વળી હિમાલયથી કન્યાકુમારી સુધી જુદા જુદા ભાગમાં ઉગતાં તથા કેટલાંક પરદેશી ઔષધો મળીને છસો સાતસો ઔષધોના ગુણો વર્ણવ્યા છે. ઔષધો

૧. જુઓ મારો આયુર્વેદનો ઇતિહાસ પૃ. ૧૩૯ થી ૧૪૪.

વનસ્પતિ જન્ય જ નહિ પણ પ્રાણીજ અને ખનીજ પણ વાપર્યા છે અહીં દાખલા દલીલથી બતાવવા જેટલી જગ્યા નથી પણ આધુનિક વિજ્ઞાનના જે થોડાક અભ્યાસીઓએ ચરક સુશ્રુતનુ ઊંડા ઉતરીને અવલોકન કર્યું છે, તેઓ આયુર્વેદાચાર્યોના વિશાળ અને સૂક્ષ્મ અવલોકનથી, સચોટ વર્ગીકરણથી તથા પાયાના વૈજ્ઞાનિક સિદ્ધાન્તોની અદ્ભુત પકડથી, ટુંકામા તેઓની વૈજ્ઞાનિક દષ્ટિથી ચકિત થઇ ગયા છે પણ અહીં જે તરફ ખાસ ધ્યાન ખેચવાનું છે તે તો એ છે કે આયુર્વેદ એક સંપૂર્ણ વિજ્ઞાન હોવા સાથે એ આર્ય સંસ્કારનુ બાળક છે આયુર્વેદ જડવાદી નથી એમા શરીર અને મન બેયના રોગોની વાત કરી છે આયુર્વેદ આરોગ્ય માટે સદ્વર્તનનો જોરથી ઉપદેશ કરે છે પુનર્જન્મ, કર્મવાદ અને આત્માને સ્વીકારે છે પણ આયુર્વેદાચાર્યોની આધ્યાત્મિક સંસ્કારિતાના નિદર્શક તો ચરકાચાર્યે વર્ણવેલા ઉત્તમ વૈદ્યના લક્ષણો છે એ કહે છે 'પોતાને શરણે આવેલા દુખી રોગી પાસેથી વિદ્વાનનો વેશ ધારણ કરનાર વૈદ્ય કાંઈ પૈસા લેવા એ કરતા સર્પનુ ઝેર કે ઉકાળેલુ ત્રાંબુ પીવુ વધારે સારૂ વૈદ્ય સર્વ રોગીઓની પોતાના બાળકોની સ્રે તેમ કેવળ ધર્મ મેળવવાની ઇચ્છાથી રોગોમાથી રક્ષા કરવી ધર્મ, અર્થ અને કામ ત્રણેય પુરુષાર્થ માટે આયુર્વેદ છે, પણ જેઓ અર્થ અને કામ માટે નહિ પણ ભૂતદયા માટે ચિકિત્સા કરે છે તેઓ સર્વશ્રેષ્ઠ છે જેઓ ચિકિત્સાને બજાર ચીજ પેઠે વેચે છે તેઓ સોનાના ઢગલાને છોડીને ધૂળના ઢગલાને પકડે છે દારુણ રોગોવડે યમના દરબારમા જવા તૈયાર થયેલા દરદીઓના યમના પાશને કાપી જીવિતદાન આપવુ એથી બીજુ કોઈ મોટુ દાન નથી ભૂતદયા એ પરમ ધર્મ છે એમ જાણીને જેઓ ચિકિત્સાનો વ્યવસાય કરે છે તેના બધા અર્થ સિદ્ધ થાય છે અને તે આત્યન્તિક સુખ-મોક્ષને પ્રાપ્ત કરે છે" અહીં ભૂતદયાને ચિકિત્સા-વ્યવહારમા ઉતારવાની છે એ ખાસ ધ્યાનમા રાખવાનુ છે

**દર્શનો** —દર્શનોની ચર્ચા અહીંજ પ્રાસંગિક છે. ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, મીમાંસાદ્વય,[1] અને અનેક શાખાત્મક બૌદ્ધદર્શન તથા જૈનદર્શન એટલાં દર્શનોમાં કર્મવાદ અને પુનર્જન્મ એટલે કે આધુનિક પરિભાષામાં જગતની રચનામાં નૈતિક સિદ્ધાન્તનો સ્વીકાર હોવાથી એટલાંને આ જમાનામા આસ્તિક ગણવામાં આવે તો વાંધો નથી. અત્યન્ત નાસ્તિક ચાર્વાક કે લોકાયતવાદમાં પામર લોકવૃત્તિનો અનુવાદ છે. શીલસુધી છેજ નહિ. એટલે એ અવિચારણીય છે પછી બૌદ્ધ તથા જૈનદર્શનનું દાર્શનિક ઇતિહાસમાં ગમે તે મહત્ત્વ હોય અને આ બેય દર્શનો વિશેષતઃ બૌદ્ધ દર્શન અને બ્રાહ્મણ દર્શનો વચ્ચે પુષ્કળ ઉભયોપકારક વિચારવિનિમય થયો છે એ ઐતિહાસિક તથ્ય સ્વીકારવા છતાં મને એમ લાગે છે કે આ દેશના સંસ્કારોની ઘટના ઉપર બૌદ્ધ ધર્મના તથા જૈન ધર્મના ધાર્મિક વિચારોએ ઘણી અસર કરી છે. જ્યારે એ બેય ધર્મોની શીલસુધીએ નહિ જેવી જ અસર કરી છે.

પૂર્વમીમાંસામાં તત્ત્વચિંતન વિરલ છે. જોકે પૂર્વમીમાંસાના વાક્યાર્થવિચારે કર્મકાંડ ઉપર જ નહિ પણ ધર્મશાસ્ત્ર ઉપર પણ ઘણી અસર કરી છે. જ્યારે શ્રુત્યર્થવિચારપ્રસંગમાં તો વેદાંતમાંય એ પ્રમાણ મનાય છે. અને વેદાંત કે ઉત્તરમીમાંસામાં તત્ત્વચિંતન જ પ્રધાન છે. પણ મુખ્યત્વે ઔપનિષદ વચનોને આધારભૂત રાખી બ્રહ્મસૂત્રકારે પોતાનું દર્શન ઘડ્યું છે એટલે ઉપનિષદ્કાળ પછીની વેદાંતની વિશેષતા શંકરનો વિચાર કરતાં જોશું. બાકી રહેલાં ચાર દર્શનોમાં ન્યાયદર્શનમાં જે પ્રમાણ વિવેચન છે તેની અહીં ચર્ચા કરવાની જરૂર નથી, પણ અનુમાન પ્રમાણને તત્ત્વવિચારમાં કાયમને માટે યોગ્ય સ્થાન આપીને પાછળની દાર્શનિક ચર્ચા ઉપર મોટો ઉપકાર

---

૧. ઉત્તર મીમાંસાના ભેદ કહેવાય એવા સાંપ્રદાયિક આચાર્યો દ્વારા પ્રગટ થયેલાં દ્વૈત દ્વૈતાદ્વૈત, અદ્વૈત વગેરે દર્શનોની ચર્ચા એ બધાને પાછલા કાળનાં તથા ધર્મપ્રધાન ગણીને અહીં નથી કરી.

ન્યાયદર્શને કર્યો છે, એ ઐતિહાસિક મહત્ત્વની હકીકત અહીં નોંધવી જોઈએ. પણ માનસશાસ્ત્ર તથા અધ્યાત્મવિદ્યા વિશે ન્યાયશાસ્ત્રમાં જે કાંઈ છે તે વૈશેષિકના વિકાસ જેવું જ છે. આ બધાં દર્શનોના વિચારોનો છેક બૌદ્ધકાળથી કે કદાચ તે પહેલાંથી વિકાસ થતો હતો, પણ અત્યારે ભિન્ન ભિન્ન દર્શનોના જે ગ્રન્થો મળે છે તે ઇ. સ. પછીનાં ત્રણસોએક વર્ષ દરમિયાનથી મોડા નથી રચાયા. અને તેમાં વૈશેષિક સૂત્ર પ્રાચીનતમ હોવાનો સંભવ છે.

વૈશેષિક દર્શનના દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય એ ૭ કે અભાવ સાથે સાત પદાર્થોને કે દ્રવ્યોના નવ ભેદને કે વૈશેષિકોક્ત બીજા પદાર્થોને અહીં વર્ણવવાની જરૂર નથી; પણ પૃથિવી, પાણી, તેજ અને વાયુ એ ચાર ભૂતોના અન્તિમ ભાગોને પરમાણુ કહે છે અને તેને નિત્ય માને છે એ હકીકત વૈજ્ઞાનિક અગત્યની છે. ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, સુખ, દુઃખ અને જ્ઞાનને આત્માનાં લક્ષણ ન્યાયસૂત્ર (૧-૧-૧૦) કહે છે. એ વસ્તુ તથા ન્યાયવૈશેષિકના માનસશાસ્ત્રવિષયક બીજા વિચારો જેમ વેદાન્ત કરતાં બૌદ્ધશાસ્ત્રને વધારે મળતા છે તેમ આધુનિક માનસવિજ્ઞાનને પણ વધારે અનુકૂળ છે. વૈશેષિકના પરમાણુવાદ ઉપર વધારે પડતો ભાર મૂકવાની મારી ઇચ્છા નથી પણ મને એમ તો લાગે છે કે એ બાહ્ય પદાર્થોના પૃથક્કરણની દિશામાં પછી કાંઈ પ્રગતિ જ થઈ નહિ; જેવો વિકાસ ન્યાયદર્શનનો થયો તેવો વૈશેષિક દર્શનનો થયો નહિ એ આપણા વૈજ્ઞાનિક વિકાસને મોટી ખોટ ગઈ છે.

પણ આ દર્શનો વિચારવિષયમાં વૈદિક મતથી અબદ્ધ તથા સામાન્ય રીતે સ્વતંત્રપ્રજ્ઞ હોવા છતાં આર્યસંસ્કારને કેવી દૃઢતાથી વળગેલાં છે એ જોવા જેવું છે. વૈશેષિક દર્શન अथातो धर्मं व्याख्यास्याम એ સૂત્રથી આરંભ કરે છે પછી જેનાથી 'અભ્યુદય અને નિઃશ્રેયસ થાય તે ધર્મ' એવી ધર્મની વિશાળ વ્યાખ્યા આપે છે. અને "દ્રવ્ય, ગુણ, કર્મ આદિ પોતે વર્ણવેલા પદાર્થોના તત્ત્વજ્ઞાનથી

નિઃશ્રેયસ–મોક્ષ મળે છે, એમ કહે છે ત્યારે એની સ્વતંત્રતા ઝળકી ઊઠે છે એ જ રીતે ન્યાયદર્શન પણ આરંભમાં જ પ્રમાણ, પ્રમેય વગેરે પોતે ગણાવેલા પદાર્થોના તત્ત્વજ્ઞાનથી નિઃશ્રેયસ થાય છે એમ કહે છે પણ આમાં રહસ્ય એ સમજવા જેવું છે કે આ સ્પષ્ટ દ્વૈતવાદી વૈશેષિક અને ન્યાયદર્શનોએ 'તત્ત્વજ્ઞાનથી મોક્ષ' એ ઉપનિષદોનો મૌલિક સિદ્ધાન્ત સ્વીકારી લીધો છે વળી "દુઃખ, જન્મ, પ્રવૃત્તિ દોષ અને મિથ્યાજ્ઞાન" એ કારણ પરંપરામાં 'પાછલાથી આગલાનો નાશ થતાં છેવટે મોક્ષ થાય" એ ન્યાયસૂત્ર (૧–૧–૨)ના કથનમાં બૌદ્ધવાદનો ધ્વનિ સંભળાય છે અને છતાં એને 'ન્યાયોપબૃંહિત' ગણીને શંકરે અનુમતિ સાથે શારીરક ભાષ્યમાં ઉતાર્યું છે, એ હકીકત ભારતીય સંસ્કારના ઐક્યની સૂચક છે

બાહ્ય પદાર્થોના પૃથક્કરણની દિશામાં વૈશેષિક પછી કાંઈ પ્રગતિ થઈ જ નહિ પણ પિંડે તે બ્રહ્માંડે એ ન્યાયે માનસ-તત્ત્વોને સમાન તત્ત્વો વિશ્વમાં માનવા તરફ આર્યબુદ્ધિનું વલણ થયું આ વિચાર ઉપનિષદોમાં મળે છે પણ સાંખ્યદર્શને એને દાર્શનિક પ્રતિષ્ઠા આપી સાંખ્ય પણ ન્યાય વૈશેષિક પેઠે દ્વૈતવાદી છે દૃશ્યમાન સર્વ જગતના મૂળ રૂપ પ્રકૃતિ છે આ શરીર ચિત્ત વગેરે પણ એ પ્રકૃતિનાં જ કાર્યો છે અને પુરુષો અનેક છે જેઓ ભોક્તા છે આ પુરુષ પ્રકૃતિના સંયોગથી આખો સંસાર ચાલે છે પણ પુરુષ પંગુ છે અને પ્રકૃતિ અંધ છે પંગુ પણ જોવાની શક્તિવાળો પુરુષ હોય તે રીતે અંધ પણ ક્રિયાશક્તિવાળી પ્રકૃતિ અર્થાત્ એમાંથી બનેલાં શરીરાદિ ચાલે આટલો સંક્ષેપમાં સાંખ્ય સિદ્ધાન્ત છે હવે મૂળ પ્રકૃતિ જે પોતે કોઈનો વિકાર નથી અને નિત્ય છે તેમાંથી સૃષ્ટિની ઉત્પત્તિ કલ્પનામાં ઉપનિષદોના પંચ મહાભૂતોમાં બુદ્ધિ કે મહત્તત્ત્વ અને અહંકાર એ ઉમેર્યાં છે માનવચિત્તમાંથી જ આ બે તત્ત્વો સાંખ્યે લીધાં છે એ સ્પષ્ટ છે વળી પ્રકૃતિને તથા એના મહદાદિ વિકારોને સત્,

રજસ્ અને તમો ગુણ એ ત્રણ ગુણવાળાં સાંખ્યે માનેલ છે. પરિણામે સમસ્ત સંસારને ત્રણ ગુણયુક્ત માન્યો છે.

પણ સાંખ્ય દર્શન કાંઈ તદ્દન નવો અંકુર નથી. અવ્યક્તાદિ કેટલાક શબ્દો અને કેટલીક પ્રક્રિયા-ખાસ કરીને શ્વતાશ્વતરમાં તો સ્પષ્ટ સાંખ્યની કહી શકાય એવી-ઉપનિષદોમાં આવે છે એ ઉપર જોયું છે. વળી પુરૂષ દ્રષ્ટા છે એ વાત ઉપર સાંખ્યમાં જે ભાર છે તે ઉપનિષદોમાંથી ઉતરી આવ્યો છે. અને પુરૂષની પ્રેક્ષક જેવી જે સ્વસ્થ સ્થિતિ એને જ મુક્ત સ્થિતિ ગણવાનું વલણ[1] પણ ઔપનિષદ છે. બીજી તરફથી ત્રિવિધ દુઃખના અભિઘાતમાંથી બચવા માટે તેનું કારણ શોધવાની જિજ્ઞાસામાંથી સાંખ્યશાસ્ત્રની પ્રવૃત્તિ થઈ છે એ સ્વીકાર અને પ્રત્યક્ષ પેઠે સ્વર્ગાદિ મેળવવાના વેદોક્ત ઉપાયોમાં એટલે યજ્ઞાદિમાં હિંસાદિ અશુદ્ધિ જેવા દોષનું દર્શન[2] એ બૌદ્ધ જૈન મત સાથે સમાન છે. છેવટ સાંખ્યોક્ત તત્વાભ્યાસથી 'મારૂં આ કાંઈ નથી અને હું એ કાંઈ નથી' એવું વિશુદ્ધ કેવલજ્ઞાન ઉત્પન્ન થાય છે.[3] આ છેલ્લા કથનમાં સાંખ્યનું ઘણાં દર્શનો સાથે સામ્ય છે. જો કે તત્ત્વવર્ણન પ્રત્યેક દર્શનનું ભિન્ન છે; જેનું અસ્કૃતિની દૃષ્ટિએ કાંઈ મહત્ત્વ નથી. પણ સાંખ્યની તત્ત્વ સંખ્યાએ તથા ત્રિગુણાત્મક પ્રકૃતિ-વાળી કલ્પનાએ પુરાણો ઉપર ભારે અસર કરી છે. ઘણાં ખરાં પુરાણો સૃષ્ટિ પ્રક્રિયામાં સાંખ્યને, તેની અંદર ઇશ્વરવાદને કોઇ રીતે ભેળવીને અનુસરે છે.

પણ માત્ર સાંખ્યોક્ત તત્વોના જ્ઞાનથી 'હું આ નથી' એવી સ્થિરબુદ્ધિ અને આત્માની સ્વસ્થ સ્થિતિ અનુભવમાં ઉતરતી નથી એવું જોઇને ઔપનિષદ તથા બૌદ્ધકાલીન ધ્યાનયોગના અભ્યાસીઓએ જૂના યોગવિષયક વિચારોને ગોઠવીને યોગદર્શન રચ્યું. સાંખ્ય-

૧. જુઓ સા. કા ૬૫—૬૬
૨ એજન ૧ અને ૪
૩. એજન ૬૪

દર્શનનો પ્રાચીનતમ ગ્રન્થ અત્યારે આપણી પાસે લગભગ ઇ સ ત્રીજા શતકમા રચાયેલ ઇશ્વરકૃષ્ણની કારિકા છે ત્યારે યોગદર્શનનો ગ્રન્થ પાશ્ચાત્ય પ્રાચ્યવિદોના મતે લગભગ એ જ સમયનુ પાતજલ યોગસૂત્ર છે આ યોગસૂત્ર તત્ત્વજ્ઞાનની બાબતમા સપૂર્ણ સાખ્ય મતાનુયાયી છે સાખ્ય નિરીશ્વર સાખ્ય કહેવાય છે ત્યારે યોગદર્શન છવીસમા તત્ત્વ તરીકે ઈશ્વરને સ્વીકારતુ હોવાથી સેશ્વર સાખ્ય કહેવાય છે ઇશ્વરને યોગદર્શન ગુરુઓના ગુરુ ગણે છે પણ યોગદર્શનની વિશેષતા એના તત્વદર્શનમા નથી પણ ચિત્તનિરોધની એની અપૂર્વ અને સુસકલિત પ્રક્રિયામા છે યોગસૂત્ર રચાયા પહેલા યોગીઓ હતા આસન પ્રાણાયામ, ધ્યાન, સમાધિ વગેરે યોગસાધનોનો પણ અભ્યાસ કરતા પણ એનુ શાસ્ત્ર તો પહેલુ અને કદાચ શાસ્ત્રીયતા અને સપૂર્ણતાની નજરે તો છેલ્લુ યોગસૂત્ર જ છે પુરુષની જે સ્વસ્થતા સાખ્યને ઇષ્ટ છે તે માત્ર તત્વજ્ઞાનથી પ્રાપ્ય નથી એમ જોઈને, યોગદર્શન એને પ્રાપ્ત કરવાનો માર્ગ ચિત્તવૃત્તિઓના નિરોધ રૂપે બતાવે છે યોગસૂત્ર (૧-૨-૩) કહે છે કે ચિત્તવૃત્તિઓનો નિરોધ થતા દ્રષ્ટાની સ્વરૂપમા અવસ્થિતિ થાય છે અલબત્ત પુરુષોને સાખ્ય પેઠે યોગ પણ અનેક માને છે આત્માનુ ઔપનિષદ એકત્વ સાખ્ય યોગને માન્ય નથી પણ પુરુષની આ સ્વરૂપસ્થિતિને જ પરમ લક્ષ્ય-મુક્ત સ્થિતિ માનવી એ ઔપનિષદ સસ્કાર છે

ચિત્તવૃત્તિઓનો નિરોધ સાધવા જે પ્રક્રિયા યોગદર્શને યોજી છે તેમા માનસશાસ્ત્રના મૌલિક સિદ્ધાન્તો ઉકેલ્યા છે અને સ્વાભાવિક માનસ વલણો તથા એના પરિણામોને ધ્યાનમા રાખીને સમાધિ એકાગ્રતા સાધવાના ઉપાયો યોગશાસ્ત્રે બતાવ્યા છે જીવનના સર્વ ક્ષેત્રોમાં એકાગ્રતાની પરમ આવશ્યકતા છે જે વિષયમા જે માણસ પરમ એકાગ્રતા સાધી શકે એને એ વિષયમા જરૂર સિદ્ધિ વરે યોગશાસ્ત્ર તો સમાધિથી પ્રાપ્ત થતી ઋતભરા પ્રજ્ઞાને અને તેથી પણ આગળ વિવેક ખ્યાતિને ઇષ્ટ માને છે વળી યોગશાસ્ત્રે સર્વ

સંસ્કાર-પ્રવાહોનો પોતાનાં પ્રયોજન માટે ઉપયોગ કર્યો છે. દા. ત. ઈશ્વરના પ્રણિધાનથી પણ ચિત્તનો નિરોધ થાય (સૂ. ૧-૨૩ તથા ૨-૧) એમ કહીને ભક્તિને યોગમાં ખેંચી લીધી છે. તેજ હેતુથી પ્રણવના જપનો ઉપયોગ કર્યો છે (૧-૨૮). એટલું જ નહિ પણ કોઈ 'વીતરાગ પુરૂષમાં ચિત્તને રોકવાથી' (૧-૩૭) પણ ચિત્તનો નિરોધ થાય છે ત્યાં સુધી કહીને ગુરૂભક્તિને કે બુદ્ધ જિન જેવા મહાપુરૂષોની ભક્તિને અવકાશ આપ્યો છે જ્યારે શીલ તો યોગનો પાયો છે. અષ્ટાંગયોગનાં આઠ અંગોમાંના પહેલાં બે અંગો છે યમ અને નિયમ. "અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ યમ." અને "આ વ્રતો જ્યારે જાતિ, દેશ, કાળ, સમય એવા કોઈ અવચ્છેદથી મર્યાદિત ન હોય ત્યારે એ મહાવ્રત કહેવાય છે." (યો. સૂ. ૨-૩૦,૩૧). આ મહાવ્રતરૂપ યમમાં બૌદ્ધ અને જૈન શીલને યોગે આકર્ષી લીધું છે. પછી "શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય, અને ઈશ્વર પ્રણિધાનને નિયમો કહે છે" (૨-૩૨). આ યમ નિયમોને મહાવ્રત તરીકે નહિ પણ સામાન્ય રૂપમાં ધર્મશાસ્ત્રે પોતાના નિયમોમાં વણી લીધા છે. (મનુ. અ. ૪ શ્લો. ૨૦૪).અવિદ્યાને સંસારના હેતુ તરીકે તો વેદાંત અને બૌદ્ધ પેઠે યોગે પણ માનેલ છે અને અવિદ્યાના નાશનો ઉપાય વિવેકખ્યાતિ છે એમ માન્યું છે(૨-૨૪-૨૬); તેને તો ઔપનિષદ સંસ્કાર જ માનવો પડશે.

યોગશાસ્ત્રની આસન, પ્રાણાયામ, પ્રત્યાહારાદિ પ્રક્રિયાઓ જે ખરી રીતે અનુભવગમ્ય છે એની ચર્ચા કરવાની જરૂર નથી. પાતંજલ સૂત્ર[1] પછીના કાળમાં આસન, પ્રાણાયામના પ્રકારોનો હઠયોગના નામથી કેટલોક વિકાસ થયેલો;અને વર્તમાનમાં વ્યાયામ-શાસ્ત્ર અને આરોગ્યશાસ્ત્રની દૃષ્ટિએ એનો નવો અભ્યાસ થાય છે. પણ અહીં એ બધું અપ્રસ્તુત છે. અહીં તો એટલું જ નોંધવાનું છે કે યોગશાસ્ત્રે ભારતીય સંસ્કૃતિ ઉપર વ્યાપક અસર કરી છે. પાછળના ભક્તિમાર્ગના જુદા જુદા અનેક સંપ્રદાયો ઉપર, વિવિધ મતવાળા

સંતજનો ઉપર, બાવા સાધુઓ ઉપર, જૈન ધર્મ ઉપર, વેદાંત જેવા આરંભમાં યોગથી દૂર ભાગનાર દર્શન ઉપર–બધા ઉપર થોડી ઘણી અસર યોગમાર્ગે કરી છે. અરે શાસ્ત્રસંસ્કારહીન સામાન્ય માણસો પણ કોઈવાર ધ્યાનમાં પડી જતાં જોવામાં આવે છે. હું કામાં યોગ એ ભારતીય સંસ્કૃતિનું અવિયોજ્ય અંગ છે. ભારતીય સાહિત્યમાં, કલામાં, ધર્મમાં, વ્યવહારમાં–ટુંકામાં જીવનના સર્વ પ્રકારોમાં યોગના કોઈક વિચારે, કોઈક અંગે કાંઈક સ્થાયી અસર કરી છે.

કલાઓ:—

લલિતકલાના રક્ષણમાં કે લાલિત્યના વિવરણમાં અહીં ઉતરવાની જરૂર નથી. કોઈ એક દેશ કે કાળના નહિ પણ સર્વ દેશકાળના સૌન્દર્યપરીક્ષકોને પ્રમાણરૂપ ગણીને જ મારે તો ચાલવું છે. કાવ્ય, નાટક, ચિત્રકલા, શિલ્પ, સ્થાપત્ય વગેરે ભિન્ન ભિન્ન ઉપાદાનાત્મક કલાઓનો પણ આત્મા તો સૌન્દર્ય જ છે. અહીં આ કલાઓના સ્વરૂપનું કે તે તે કલાના ઇતિહાસનું અવલોકન કરવાનો પ્રસંગ જ નથી. પણ ભારતીય સંસ્કારના આદર્શનું ભિન્ન ભિન્ન કલામાં જે અવતરણ થયું છે તે તરફ અંગુલિનિર્દેશ કરીને ભારતીય સંસ્કૃતિના સ્વરૂપને એ સૌન્દર્ય દૃષ્ટિથી ઓળખવાનો પ્રયાસ કરવાનો છે. સાહિત્યના અભ્યાસી તરીકે સ્વાભાવિક રીતે જ સાહિત્યથી આરંભ કરીએ. સંસ્કૃત અર્થાત્ સંસ્કાર પામેલી ભાષામાં લખાયેલું સાહિત્ય ભારતીય સંસ્કૃતિનું સુન્દર પ્રતિબિંબ રજૂ કરે છે. અલબત્ત સંસ્કૃતેતર

ઋચાઓ સારા કવિઓ હતા એ ચોક્કસ, પણ વેદોત્તર કાલમા મહાભારત રામાયણ પછી જે સંસ્કૃત વાણીમા કાવ્યપ્રવાહ ચાલ્યો તેનો આરંભ મહાભાષ્યકાર પહેલા-ઈ સ પૂર્વે બીજા શતક પહેલા માનવો યોગ્ય છે. કારણ કે મહાભાષ્યમા પાછળની કાવ્યશૈલીના કેટલાક સંસ્કૃત શ્લોકોના કટકાઓ ઉતારેલા છે તેમજ અમુક નાટકો ભજવાતા હોય તેવા પણ ઉલ્લેખો છે. પછી ઘણુ કરીને ઇ. સ. પહેલા શતકમા થયેલા બૌદ્ધ કવિ અશ્વઘોષના મહાકાવ્યો અને મહાકવિ કાલિદાસની પણ પહેલાં થયેલા ભાસ કવિના નાટકોથી તો સંસ્કૃત કાવ્યનાટક સાહિત્યનો અસ્ખલિત પ્રવાહ ચાલ્યો છે પણ કાવ્યના અને નાટકના બેય પ્રકારના સાહિત્યમા જે મહાકવિની પ્રતિભાએ આ દેશના સૌન્દર્યદર્શનનું શિખર સર કર્યુ અને સર્વ દેશકાળના કવિઓમાં જેણે માનભર્યું સ્થાન પ્રાપ્ત કર્યુ છે તે તો છે કવિકુલગુરુ કાલિદાસ. ઉપનિષદો, :મહાભારત, રામાયણ, ધર્મશાસ્ત્રો, દર્શનો, પૌરાણિક કથાઓ, ગીતા, યોગ, ભક્તિમાર્ગ વગેરેમા પ્રગટેલા આર્યસંસ્કારોના પરિપકવ અને પરમ મધુર ફળરૂપે કવિ કાલિદાસ થયા અને તેણે પોતે પોતાની કૃતિઓથી ભારતીય સંસ્કૃતિને અદ્ભુત સુંદર અર્પણ કર્યું છે હવે કાલિદાસના કાવ્યો કે નાટકોની રમણીયતાનું પ્રતિપાદન કરવાની જરૂર નથી કાલિદાસની કૃતિઓની અનવદ્ય રમણીયતા કાવ્ય નાટક-પરીક્ષકોએ સ્વીકારેલ જ છે અહીં તો ભારતીય સંસ્કારના આદર્શને એ મહાકવિએ કેવી સરસ રીતે પોતાના કાવ્ય નાટકોમા પ્રતિબિંબિત કર્યો છે એના એક નમુનાના દાખલા જ જોઈને સંતોષ માનશું.

વર્ણાશ્રમ ધર્મ એ હિન્દુજાતિનો એક પાયાનો સંસ્કાર છે કાલિદાસને એ બાબતમાં ધર્મશાસ્ત્ર સર્વથા માન્ય છે. મનુનો તો તેણે ઉલ્લેખ જ કર્યો છે. મનુપ્રોક્ત ધર્મનું લેશમાત્ર ઉલ્લંઘન ન થાય એ સ્થિતિને કાલિદાસ પ્રજાની આદર્શ સ્થિતિ ગણે છે. (રઘુ ૧-૧૭)

જો કે મેઘદૂતમાં (પૂર્વ શ્લો. ૧૬) ખેડૂત જનપદની વધૂઓનું સુંદર સ્મરણ કરે છે, અને શાકુન્તલમાં માછીમાર પાત્રને દાખલ કરે છે અને રાજારાણીને ભેટ આપવા આગલે દિવસે તાવેલું ગાયનું ઘી લઈ આવેલા નેસડાઓના વૃદ્ધોને રઘુવંશ (૧-૪૫) માં યાદ કર્યા છે.[૧] પણ સાધારણ રીતે બ્રાહ્મણો અને ક્ષત્રિયો બેની જ વધારે વાત કાલિદાસના ગ્રન્થોમાં મળે છે. દુષ્યન્ત જેવા રાજર્ષિ માટે કણ્વના આશ્રમમાં જતાં જે વિનીતતા આવશ્યક ગણી છે તેમાં તથા દિલીપ અને તેની રાણીને ગુરુના આશ્રમમાં જે આશ્રમધર્મો પાળતાં વર્ણવ્યાં છે એમાં, એટલું જ નહિ પણ ગુરુની ગાયની રક્ષા કરવા માટે પોતાનુ શરીર અર્પણ કરવા રાજા તત્પર થાય છે, એ પ્રસગે અને બીજા નાના મોટા અનેક પ્રસંગોએ કાલિદાસે ક્ષત્રિયોના ઉચ્ચ સસ્કારોને કલાત્મક રીતે દર્શાવ્યા છે. જો કે એ વખતે યે બધા બ્રાહ્મણો તપસ્વી કે વિદ્વાન નહોતા એ તો બ્રાહ્મણ વિદૂષકોની કલ્પના જ દર્શાવે છે. છતાં કાલિદાસ વિદ્યાને બ્રાહ્મણોનું સામાન્ય ધન ગણતા હોય અને તપ અને સયમને શ્રેષ્ઠ ધન ગણતા હોય એમ એ બેને ખાસ ઉલ્લેખે છે[૨]. પછી નદી, વન, વૃક્ષો, મૃગો, પક્ષીઓ એ સર્વ સૃષ્ટિ સાથે એકાત્મભાવ અનુભવતાં આશ્રમજનોની જે ભાવના રઘુવંશ અને શાકુન્તલની સુંદર કવિતામાંથી મૂર્તિમાન થાય છે તેમાં જાણે ઔપનિષદ અધ્યાત્મજ્ઞાનનું સૌન્દર્ય કાવ્યદ્વારા વ્યક્ત કરવાનો આશય દેખાય છે.

રઘુવંશના રાજાઓનું વર્ણન કરતાં કવિએ આશ્રમોનુ સૂચન કર્યું છે. પણ કાલિદાસ તો ગીતાને અનુસરી અનાસક્તિને તથા સ્થિતપ્રજ્ઞતાને પરમ પ્રાપ્તવ્ય ગણે છે "નવો યુવાન રાજા કર્મનું ફળ પામતા લગી કર્તવ્યમાંથી વિરામ લેતો નથી અને તેનો વૃદ્ધ પિતા જે ગાદી છોડી નગરની બહાર સંન્યાસી તરીકે રહે છે તે સમલોષ્ટકાંચન સ્થિરધી પરમાત્માનુ દર્શન થતા સુધી યોગ વિધિમાંથી વિરામ પામતો નથી" (રઘુ. ૮–૨૨) એ વર્ણનમા ગૃહસ્થ અને ત્યાગી બેયનાં ધર્મશાસ્ત્રાનુસાર કર્તવ્યો પૃથક્ બતાવવા સાથે વ્યવહાર અને ત્યાગ બેયની ધર્મશાસ્ત્રને ઈષ્ટ સમતુલાનુ મહત્ત્વ સ્વીકાર્યું છે. વળી કાલિદાસે ત્યાગી રાજા માટે ગીતાનો 'સ્થિરધી' શબ્દ જ વાપર્યો છે, એ હકીકત સૂચક છે સ્થિતપ્રજ્ઞના નિષ્કામતાદિ બીજા લક્ષણોનો પણ કાલિદાસે આગના શ્લોકોમા સંગ્રહ કર્યો છે અને પોતાના ઉત્તમ નાટક શાકુંતલના છેલ્લા અંકમાં મારીચ આશ્રમના વર્ણનમા જેને પ્રાપ્ત કરવા માટે બીજાઓ તપ કરે છે તે સર્વ સુખદ વિષયોના સંગમાં રહીને પણ આ મુનિઓ તપ કરે છે એમ કહીને નિષ્કામ–અનાસક્ત તપ અને સંયમનો મહિમા ગાયો છે વિદ્યા કરતા પણ સંયમને ઉચ્ચતર સ્થાન એ કવિએ આ રીતે આપ્યુ છે.

સંસ્કૃત સાહિત્યના ભૂષણરૂપ શૂદ્રક, ભવભૂતિ, ભારવિ પ્રભૃતિ બીજા કવિઓની રચનાઓમાં પણ ભારતીય સંસ્કારોની ઝાખી ઓછે વધતે અંશે થાય છે મૃચ્છકટિકમાં નિષ્કલંક ચારિત્રનો અને ઉત્તરરામમાં એકપત્નીવ્રતનો તથા હૃદયનું અદ્વૈત જેમા છે એવા દાંપત્યપ્રેમનો આદર્શ વર્ણવાયો છે. વળી ભવભૂતિ તો ઔપનિષદ વિદ્યા તથા યોગના વિચારોથી તરબોળ છે. પણ આપણે માટે સંસ્કૃત કવિઓના શિખામણિનું આટલુ અલ્પ દર્શન પૂરતુ છે.

કાવ્યનાટક પછી ચિત્રકળા તરફ નજર ફેરવીએ. સંસ્કૃત સાહિત્યમાં સંગીત, નૃત્ય અને ચિત્રકલાના પ્રચારના સૂચક ઘણા ઉલ્લેખો છે. કાલિદાસે દુષ્યન્તની ચિત્રકારશક્તિના વખાણ કર્યા છે.

અન્યત્ર પણ ચિત્રકલાના પ્રચારની તેણે વાત કરી છે. કાલિદાસના સમકાલીન કે કાંઇક વ્હેલા ઈ. સ. ત્રીજા શતકના કામસૂત્રમાં ચિત્રકલાનાં છ અંગોનું જે વર્ણન છે તે જોતાં એ વખતે ચિત્રકલાજ નહિ પણ એનું શાસ્ત્ર પણ ઠીક વિકાસ પામ્યું હતુ એમ દેખાય છે. આ બેયથી અતિપ્રાચીન વિનયપિટકમાં ચિત્રોવાળાં ગૃહોનુ વર્ણન મળે છે. જે કદાચ ઈ. સ. પૂર્વે ત્રીજા ચોથા શતક જેટલું પ્રાચીન હોય.[1] એ ગમે તેમ પણ ઈ. સ. પૂર્વ પ્હેલા શતકમાં જોગીમાર ગુફાઓની ભીંતો ઉપર ચિત્ર રચના થઈ હોવા વિશે શંકા નથી. એ ચિત્રોનો અભ્યાસ થઈ ગયો છે અને તે પછીથી તો ચિત્ર કળાનો સળંગ ઇતિહાસ મળે છે. અજંતાની ગુફાઓમાં સચવાઈ રહેલાં ચિત્રોના નમુનાઓમાં ભારતીય ચિત્રકલાનો ઈ. સ. પ્હેલા શતકથી તે સાતમા શતક સુધીનાં લગભગ છસ્સો વર્ષનો ઈતિહાસ વાંચી શકાય છે એ આપણું સદ્‌ભાગ્ય છે. અજંતાની ગુફાઓ બૌદ્ધ ગુફાઓ છે. એ ગુફાઓમાં સચવાઈ રહેલાં ચિત્રો પણ બૌદ્ધ ધર્મના ઉપદેશના ઉદ્દેશથી ચિત્રાયાં છે. તેમાં સૌથી વધારે જાતકમાલાની બોધિસત્વોની કથાઓ જોવામાં આવે છે. જોકે બુદ્ધના જીવનની કથાઓનાં પણ થોડાં ચિત્રો મળે છે. અને પ્હેલાં જોયું છે તેમ જાતકમાલાના મૂળમાં લોક કથાઓ હોવાથી પશુઓ, પક્ષીઓ, વનસ્પતિઓ, ખાસ અનેક રીતે ચિત્રેલું કમળ પુષ્પ વગેરે સાથે પોતપોતાની પ્રવૃત્તિમાં પડેલું તે કાળનું લોકજીવન, સજીવરૂપમાં નજર આગળ ખડું થાય છે.

આકાશમાં ગતિ કરી રહેલ ઇન્દ્ર અને અપ્સરાઓ વગેરે તેનો પરિવાર જોતાં પૌરાણિક કથાઓ આંખ આગળ તરે છે. એ સાથેજ તે યુગના રાજ દરબારો, શરમથી નેત્ર ઢાળી રહેલ બાળાઓ સુંદરીઓ, પરિચારિકાઓ, દૂતો, સાધુઓ નાગરિકો, પ્રણયનો આનંદ

---

૧ પ્રાગૈતિહાસિક કાલમા પ્રથમ શિલા યુગના માણસોએ ગુફાઓમાં દોરેલાં પણ પશુઓનાં કેટલાંક ચિત્રો મળ્યાં છે. પણ એનું સાતત્ય નથી એટલે અહીં એ કલાને ગણતરીમાં નથી લીધી.

માણુતા યુગનો, ભિક્ષુઓને દાન આપતા રાજકુમારો, શસ્ત્રાસ્ત્રો સાથે અશ્વ ઉપર ફરતા યોદ્ધાઓ વગેરે વિવિધ જાતની આ દેશની માનવ સૃષ્ટિને વિવિધ અગભંગ અને લાલિત્ય યુક્ત અને મઝાર હાવભાવ સાથે જે ઔચિત્યથી ચિત્રકારોએ ચિત્રેલ છે, તે જોઇને ચિત્રકલાવિદો છક થઈ જાય છે પણ એ સર્વ ચિત્રોનો આત્મા તો લોકકલ્યાણ માટે બુદ્ધે કરેલો ભવ્ય ત્યાગ છે ન ૧ ની ગુફામા એનુ એક સુન્દર ચિત્ર છે[१] બૌદ્ધ ત્યાગ અને ભૂતદયા સાથે આ દેશના સમગ્ર જીવનની જે અદ્‌ભુત એકાત્મતા અજન્તાના ચિત્રોએ કાલિદાસની કવિતા પેઠે વ્યંજનાથી દર્શાવી છે તે એ ચિત્રશાળાનો સાસ્કારિક સંદેશ છે

અજન્તાના ચિત્રો સાથે ભરહુત અને સાંચીના કઠેડાઓ તથા દરવાજા ઉપરનુ શિલ્પ યાદ આવે છે ઇ સ પૂર્વે બીજા ત્રીજા શતકમા આ કઠેડાઓ ઉપર અને તે પછી ૨૦૦ વર્ષે ઉભા થયેલા દરવાજા ઉપર સુન્દર શિલ્પ ચિત્રણ છે આ સાંચી અને ભરહુતના સ્તૂપો દેશના એક મે સૈકાના વિરલ મૂર્તિવિધાન મળે છે પણ સાસ્કૃતિક ઇતિહાસની દૃષ્ટિએ આ સાંચી અને ભરહુતનુ શિલ્પ કાર્ય ઘણુ કીમતી છે અજન્તાના ચિત્રો પેઠે આમા બૌદ્ધ જાતક કથાઓના પ્રસગો એ વખતના સામાજિક જીવનનો—પહેરવેશ, બળદના ગાડા વગેરે વાહનો પશુઓ ગામડાના રંગ વગેરે સાથે આબેહૂબ ખ્યાલ આપે છે ઘણીવાર કથાની પ્રતિકૃતિ નીચે કથાનુ નામ કોતરેલુ છે, એટલે શકાને સ્થાન જ રહેતુ નથી બૌદ્ધ ચૈત્ય અને તેમા ભક્તિભાવથી હાથ જોડીને ઉભેલા લોકોનો દેખાવ, અથવા વૃક્ષો સાથે શ્રાવસ્તીના જેતવનનુ દૃશ્ય જેમા અનાથ પિંડક જમીન ઉપર પાથરવા માટે ગાડામાથી સિક્કા ઉતારતો ઉભો છે એ વગેરેમા

[१] અજન્તા વિશે ઘણુ સચિત્ર સાહિત્ય આ દેશમા તથા પરદેશમા પ્રગટ થયું છે કુમાર કાર્યાલય તરફથી પ્રકાશિત શ્રી રવિશંકર રાવળનુ અજન્તાના કલા મંડપો સામાન્ય જિજ્ઞાસુ માટે સરસ છે

ધર્મનો ઉપદેશ શબ્દથી નહિ પણ શિલ્પથી આપવાનો ધાર્મિક શિલ્પીઓએ સર્વોત્તમભાવથી પ્રયત્ન કર્યો છે પછી ગાંધાર શિલ્પમાં બુદ્ધની મૂર્તિનાં પ્રથમ દર્શન થાય છે. એ કલા ઉપર કાંઇક પરદેશી અસર હોવાની માન્યતા છે.

પણ શિલ્પકળાની પરમ ઉન્નતિ એ પછીના ગુપ્તકાળમાં ઇ. સ. ત્રીજા ચોથાથી સાતમા-આઠમા શતક સુધીમાં થઇ છે. અને આપણાં સદ્ભાગ્ય બૌદ્ધ અને બ્રાહ્મણ ઉભયધર્મની શ્રેષ્ઠ કલાકૃતિઓ ભલે થોડી પણ જળવાઇ રહી છે જગતના પ્રાણી માત્ર તરફની બોધિસત્વની અપ્રતિમ કરૂણાને તથા નિર્વાણની પરમ શાન્તિને ભગવાન બુદ્ધની મૂર્તિમાં સાકાર કરવાનો શિલ્પીઓએ આશ્ચર્યકારક સફલતાપૂર્વક પ્રયત્ન કર્યો છે. ત્યારે અર્ધનારી-નટેશ્વરની મૂર્તિમાં દાંપત્યના અદ્વૈતભાવનો, નટરાજની મૂર્તિમાં જગતનાં ઉત્પત્તિ અને લયને પોતાના તાંડવથી ગતિમાન કરતી શક્તિના નૃત્યનો, શેષશાયી વિષ્ણુની મૂર્તિમાં પૌરાણિક શેષશાયીની કલ્પનાનો અને છેવટ એલીફન્ટાની ત્રિમૂર્તિમાં જગતનાં ઉત્પત્તિ, સ્થિતિ અને લય એ ત્રિવિધ કાર્ય કરનાર બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ત્રણેય દેવોનો એક બ્રહ્મમાં અભેદ દર્શાવવાનો શિલ્પીઓએ અદ્ભુત પ્રયત્ન કર્યો છે. ભારતીયશિલ્પના સારા નમુનાઓના અભ્યાસથી બંધાયેલા તટસ્થ કલાવિવેચકોના મતાનુસાર આધ્યાત્મિક શાન્તિ સાથે બાહ્ય આકર્ષકતાનો જે અદ્ભુત મેળ ભારતીય કલાકારોએ સાધ્યો છે તે ભારતીય કલાની વિશેષતા છે. એને જ મેં સંસ્કારોનો સમન્વય કહ્યો છે. આ સર્વ પ્રકારના શિલ્પવિધાન પાછળ જે કલાશક્તિ છે તેનું મૂળ ભારતીય સંસ્કૃતિની એકતામાં છે. ગુપ્તકાળના આરંભથી ઉપર સૂચવેલું છે તે પ્રકારનું શિલ્પ જોવામાં આવે છે. પણ એલીફન્ટાની ત્રિમૂર્તિ સાતમા આઠમા શતકની હશે. અને એ સૈકાઓ સુધીમાં શિલ્પકલા શિખર ઉપર પહોંચી ગઈ હતી એમ તદ્વિદોનો સામાન્ય મત છે.

**સ્થાપત્ય કળા**—સ્થાપત્ય કળા આ દેશમા ઘણી પ્રાચીન છે મોહન્જોડેરોના સ્થાપત્યનો સપ્રદાય કેવી રીતે ચાલ્યો હજી તે હજી અજ્ઞાત છે પણ ઋગ્વેદના આર્યોના ગામડાઓના ઘરોથી અને તેઓની યજ્ઞશાળાઓથી સ્થાપત્ય કળાનો આરભ થયો છે એમ માનવામા વાધો નથી પછી અદ્‌ભુત પોલીશવાળા અશોકના સ્તભોમા સ્થાપત્ય કળાનુ ઘણુ વિકાસ પામેલુ રૂપ દેખાય છે એ સ્તભ કળા ઉપર પરદેશી કળાની અસર હોવાની માન્યતા છે એ ગમે તેમ હો પણ ગૃહો સભાસ્થાનો, ચૈત્યો, મન્દિરો વગેરે આ દેશમા પહેલા લાકડાના બધાતા હતા એટલુ ચોક્કસ છે અશોકના વખતના બૌદ્ધ સ્તૂપો અને તે વખતથીજ કોતરાવા માડેલી ગુફાઓ એ જૂનામા જૂનુ સ્થાપત્ય છે સાચી ભરહુતના સ્તૂપો જે ઈંટોથી બાધેલા છે તે સૌથી જૂના છે સાંચીના સ્તૂપની ફરતો કઠેડો અને તેના દરવાજા શિલ્પ અને સ્થાપત્ય બને દૃષ્ટિએ દર્શનીય છે પછી ગયા પાસે આવેલી અશોકના વખતની બારાબર ગુફાઓ અને તે પછીના તરતના સમયની ઓરીસ્સાની હાથીગુફા, અને પશ્ચિમ હિંદની કાર્લા, બેડસા ભાજા નાશિક કન્હેરી અજતા વગેરે ગુફાઓમા આવેલા ચૈત્યગૃહો વિહારો અને સભાગૃહો તે કાળના સ્થાપત્યની દૃષ્ટિએ જોવા જેવા છે આ ગુફાઓમા પ્રાચીનતમ આજીવક અને હીનયાન બૌદ્ધમતની છે પછીની મહાયાન મતની તથા જૈન મતની છે, બ્રાહ્મણ મતની એલીફન્ટાની અને એલુરની ગુફાઓ સૌથી પાછળની છે જોકે એલુરની ગુફામા બૌદ્ધ જૈન અને બ્રાહ્મણ ત્રણ મતના સ્થાનો છે પણ સ્થાપત્ય કળાની દૃષ્ટિએ શ્રેષ્ઠતો એલુરનુ ઈ સ આઠમા શતકનુ કૈલાસ મદિર છે જે હાવેલ કહે છે તેમ શિવના સ્થાનરૂપ હિમાલયના અદ્‌ભુત સૌન્દર્યનુ સ્મરણ કરાવે છે

આ ગુફાઓના કાળમા ઈંટો કે પત્થરની પીઠ ઉપર શિખર બધ મદિરો પણ બધાતા રહ્યા હશે ઈ સ પૂર્વે બીજા શતકનો ગરૂડધ્વજસ્તભ વેસનગરમાથી મળ્યો છે તે સાથે મદિર પણ હોય,

ત્વાં ગુપ્તકાળ પ્હેલાંનુ કે ગુપ્તકાળનું અખંડ કોઈકજ જળવાઈ રહ્યું છે. પછી લાકડું નશ્વરતાના કારણથી નીકળી જઈને પથ્થરનાં મંદિરો બંધાવા માંડયાં, પણ ઈ. સ. સાતમા આઠમા શતકનાં મંદિરો દક્ષિણમાં વાતાપિ, ઐહોલ વગેરેમાં મળ્યાં છે. કાશ્મીરનું માર્તંડ મન્દિર પણ આઠમા શતક જેટલું પ્રાચીન છે. નવમા શતકથી તો ઉત્તરમાં તથા દક્ષિણમાં અનેક મોટાં મંદિરો બંધાયાં છે. આર્યાવર્તના શિખરવાળાં મન્દિરો ભુવનેશ્વરમાં, ખજુરાહો (બુંદેલખંડ)નાં ખંડેરમાં તથા પુરીમાં છે તેવાં અને કાંચી, શ્રીરંગ, વેંકટાચલ, તાન્જોર, ગંગઈ કોંડપુર વગેરેનાં દ્રાવિડ મંદિરો એક બીજાથી જુદા ઘાટનાં છે. પણ અહીં આર્યાવર્તીય અને દ્રાવિડ સ્થાપત્ય કળાના ભેદનો કે વૈષ્ણવશૈવ જેવા ધાર્મિક ભેદનો વિચાર કરવાની જરૂર નથી. પણ આ વિશાળ મંદિરો ધર્મશાળા, વિદ્યાલય, આતુરાલય, નાટ્યગૃહ, સંગીતશાળા સભાગૃહ વગેરે સ્થાનોને પોતામાં સમાવી લઈ સંસ્કૃતિ કેન્દ્રસમાં—મુસલમાનો આવ્યા પ્હેલાં અને દક્ષિણમાં તો તે પછી પણ—બની રહ્યાં હતાં એ ખાસ નોંધવાનું છે અને એજ સંસ્કૃતિના ઇતિહાસમાં મહત્ત્વનુ છે.

**બીજી કળાઓ**—કામશાસ્ત્રમાં અને અન્યત્ર પણ ચોસઠ કળાઓ કહી છે; જેમાં ગીત, નૃત્ય, વાદ્ય જેવી મુખ્ય કળાઓ તથા દ્યૂત રમવાની કુશળતા, બીજી રમતનું કૌશલ, ચંપી વગેરે ગૌણ કળાઓનો સમાવેશ થઈ જાય છે. સંગીત અને નૃત્યનો કાંઇક પ્રચારતો વેદ કાળમાંય હતો. સામગાન ગાનારો એક વર્ગ હતો. પછી કવિ કાલિદાસે સંગીત અને નૃત્યનુ રાજકુમારીઓને શિક્ષણ અપાતુ હોવાનું કહેલ છે. રાણીઓ પતિ પાસેથી લલિત કળાઓ શીખતી એમ પણ એ કવિ કહે છે.[1] મૃચ્છકટિકમાં અને માલવિકાગ્નિ–

[1] જુઓ માલવિકાગ્નિમિત્ર અને પ્રિયશિષ્યા લલિતે કલાવિધૌ. (રઘુ. ૮–૬૭) એ કથન

મિત્રમા સંગીત અને નૃત્યની વાત છે ભવભૂતિના માલતીમાધવમા પણ સંગીત અને નૃત્યનો ઉલ્લેખ છે ગણિકાઓનાં ગૃહો કળાના ધામો ત્યારે હતા.[1] અને પછી પણ વારાંગનાપરિચયને ચાતુર્યનુ કારણ કહ્યો છે અને ભરતનાટ્યશાસ્ત્ર ઉપરથી સંગીત અને નૃત્ય કળાનુ શાસ્ત્ર ઇ સ ત્રીજા ચોથા શતકમા ખેડાયુ હતુ એ સ્પષ્ટ દેખાય છે તો એ કળાઓનો ત્યારે સારો વિકાસ થયો હોવો જોઇએ પણ પ્રાચીન સંગીતની પરંપરા જળવાઈ નથી, એનો ઇતિહાસ અસ્પષ્ટ છે આ સાથેજ સીવણ ભીંકા પાડવાની કળા, જડતર કામ, માળા ગુંથવાની કળા વગેરે ધંધા તરીકે વપરાતી કળાઓ પણ ખૂબ ખેડાઈ હતી અનમત્ત આ ધંધાદારી કળાઓનુ સંસ્કાર દૃષ્ટિએ વિશેષ મૂલ્ય ન ગણાય. પણ સંગીત નૃત્ય વગેરે કળાઓ તો જાતે સંસ્કારક હોવા ઉપરાંત ધાર્મિક સંસ્કારો સાથે જોડાઇને ભારતીય સંસ્કૃતિમૂર્તિના અંગરૂપ બની જઇ હતી

### ભાગવત પુરાણ —

બ્રાહ્મણ ગ્રન્થામા રહેલા પૌરાણિક કથાઓના બીજમાથી તથા રાજાઓ અને ઋષિઓના વંશોનુ તથા ભિન્ન ભિન્ન વંશમા જેનુ ખાસ સ્થાન લાગે એવાના ચરિતો–વંશાનુચરિતોનુ સાહિત્ય કંઠસ્થ રાખનાર સૂત લોકો દ્વારા પહેલી પુરાણરચના થઈ છે છેક અથર્વ-વેદમા અને શતપથમા[2] પુરાણનો ઉલ્લેખ મળે છે, પણ એ પ્રાચીનતમ પુરાણનો કોઈ અંશ મૂળરૂપમા જળવાઇ રહ્યો નથી પછી મહાભારતના મૂળ ભાગ સાથે જે આદિપુરાણની ઇ સ પૂર્વે ચોથા શતકમા રચના થઈ હશે તેનો કેટલોક ભાગ ઉપલબ્ધ મહાભારતમા, હરિવંશમા અને વાયુ, મત્સ્ય, વિષ્ણુ વગેરે જૂના પુરાણોમા પાછળના કાળના વસ્તુ સાથે ભળેલો મળે છે પણ જેમ

૧ જુઓ મૃચ્છકટિક
૨ અથર્વવેદ ૧૧–૭–૨૪ અને બૃ ઉ ૨–૪–૧૦

કાળક્રમે આ દેશમા ધાર્મિક અને સામાજિક નવા નવા વિચારો ઉત્પન્ન થતા ગયા તેમ તેમ જૂના પુરાણોમા ઉમેરા થતા ગયા અને નવા પુરાણો રચાતા ગયા મતલબ કે પૌરાણિક સાહિત્ય તો હમેશા વધ્યે જતુ સાહિત્ય છે અત્યારે ૧૮ મહાપુરાણો અને ૧૮ ઉપપુરાણો મળે છે અને તે ઉપરાત પણ પુરાણ નામધારી કટકાઓ મળે છ તે જુદા જૂનામા જૂના વાયુ અને મત્સ્ય ઈ મ ત્રીજા ચોથા શતકના છે ત્યારે છેક ગયા સૈકા સુધી જૂના પુરાણોમા ઉમેરા અને નવા કટકાઓની રચના થયે ગઈ છે[1] આ છ-સાત લાખ શ્લોક પૂરના સાહિત્યમા સર્વશ્રેષ્ઠ અને અઢારમાનુ એક પુરાણ હોવા છતા જેની ગણના જૂના કાળથી મહાભારત રામાયણ સાથે થાય છે તે ભાગવત પુરાણ છે

વૈષ્ણવ ભાગવત એક પુરાણ હોવા છતા ભક્તિમાર્ગનો પ્રમાણભૂત ગ્રન્થ છે ગીતા પછીનુ આતર અનુભવથી રગાયેલુ ભક્તિ તત્ત્વનુ ઘણુ ઉડુ વિવરણ ભાગવતમા મળે છે ગીતામા ભક્તિ વિષયક જે વિચારો છે તેનો સગ્રહ કરવા ઉપરાત ગીતા પછીના આલવારો જેવા ભક્તોની ઈશ્વરપ્રીતિના અનુભવનુ રહસ્ય પકડીને ભક્તિ વિશે ઘણી નવી વાતો વિસ્તારથી ભાગવતમા કહેલી છે ભાગવતકાર પોતે અદ્વૈતવાદી, પોતે શુકદેવનુ વર્ણન કર્યુ છે તેવા શ્રેષ્ઠ નિર્ગુણ ભક્ત અને પ્રતિભાશાળી કવિ છે

ભાગવતની રચના ઇ સ નવમા શતકમા થઈ હોવાના પુરાવા મે અન્યત્ર વિસ્તારથી આપ્યા છે[2] ભાગવતમા ઈશ્વરનુ સ્વરૂપ ઓપનિષદ બ્રહ્મને મળતુ વર્ણવેલુ છે, પણ જૂના ઉપનિષદોનુ વલણ નિર્ગુણ બ્રહ્મ તરફ છે ત્યારે ભાગવતનુ નિર્ગુણ અને સગુણનો અભેદ માનીને પણ સગુણ તરફ વલણ છે નવુ સગુણ દેવોમાથી

૧ મારા 'પુરાણ વિવેચન મા પુરાણો સબધે જાણવા જેવુ બધુ મળશે
૨ ભાગવતની ભક્તિના વિવરણ માટે જુઓ મારે વૈષ્ણવ ધર્મનો ઈતિહાસ આ ૨ પ્ર. ૧૦.

વિષ્ણુ ભાગવતકારના ઇષ્ટદેવ છે. વળી વિષ્ણુ સાથે તેના અવતારોની એકતા સ્વીકારી લઇને વિષ્ણુ કે બ્રહ્મ એજ કૃષ્ણ એમ પણ ભાગવતકાર કહે છે. સૃષ્ટિ વિશે ભાગવતમાં કહ્યું છે કે "સર્ગ, સ્થિતિ અને અંત કરનારી ભગવાનની ત્રણ ગુણવાળી માયા છે." માયારૂપ પ્રકૃતિમાંથી ઉત્પત્તિનો પ્રકાર સાંખ્યાનુસાર કહ્યો છે. જીવના સ્વરૂપ વિશે તથા તેના બંધ મોક્ષ વિશે ભાગવતમાં ટૂંકામાં કહ્યું છે કે "પરમાત્માના અંશરૂપ જીવને અવિદ્યાથી બંધન થાય છે અને વિદ્યાથી મોક્ષ થાય છે." (૧૧–૧૧–૪). આ મોક્ષપ્રદ વિદ્યા તે ભાગવત વિદ્યા અને એ વિદ્યા શીખવા માટે ગુરુનો આશ્રય લેવો, ભક્તજનોનો સત્સંગ કરવો તથા ભગવાનના ગુણોનુ, એની અવતાર–કથાઓનુ તથા ભક્તોની કથાઓનુ શ્રવણ કરવું, ચિંતન કરવુ તથા કથન કરવુ-એને કર્તવ્ય ગણીને ભાગવતકારે પોતાના ગ્રન્થમાં ભક્તિતત્વના નિરૂપણ ઉપરાંત અવતાર-કથાઓને તથા ભક્તોના ચરિત્રોને વિસ્તારથી ગુંથી લીધેલ છે. વળી આ કથાપ્રસંગોને કવિત્વશક્તિથી એવી આકર્ષક રીતે કહેલા છે કે શ્રોતાનું મન કથારસથી ખેંચાઇને અંતે ઇશ્વરમાં પ્રેમવાળુ થાય એવી ભાગવતકારની માન્યતા છે

જો કે ભાગવતકારે ભાગવત ધર્મો તરીકે સત્સંગ, દયા, મૈત્રી, વિશ્વાસ, શૌર્ય, તપ, તિતિક્ષા, મૌન, અનાસક્તિ વગેરે ગીતાપ્રોક્ત દૈવી સંપત્તિના ગુણો સાથે શ્રવણ, કીર્તન, ધ્યાન, સર્વસ્વનિવેદન વગેરેને ગણેલ છે (૧૧–૩–૨૨ થી ૩૬). પણ ભાગવતકારની ભક્તિ ધ્યાનાત્મક કરતાં પ્રેમાત્મક વધારે છે. કૃષ્ણચરિત્રમાં આ પ્રેમાત્મક ભક્તિનુ નિરૂપણ ગોપીજનોના દૃષ્ટાંતથી કરેલું છે "જેણે પ્રણયરૂપ દોરડાથી ભગવાનના ચરણકમળને બાંધી રાખ્યું છે" એ રીતે ભક્તોનું ભાગવતકારે વર્ણન કર્યું છે. ટૂંકામાં ધ્યાનાત્મક ભક્તિ જૂના કાળથી ચાલી આવતી હતી. પણ પ્રેમાત્મક ભક્તિ જે ભાગવત પહેલાં કેટલાક ભક્તોમાં જાગી હશે તેને ભાગવતકારે અપૂર્વ પ્રતિષ્ઠા આપી અને એ પ્રકારની ભક્તિનો આખો પ્રવાહ ભાગવતમાંથી નીકળી સાંપ્રદાયિક

આચાર્યો તથા સંતભક્તોમાં થઈને આ દેશમાં આજ સુધી ચાલ્યો જાય છે.

પણ ભાગવતકારની દૃષ્ટિ આ પ્રેમાત્મક ભક્તિમાં સમાપ્ત થતી નથી. જ્ઞાન વૈરાગ્યને, ભક્તિ વિના નકામાં ગણ્યા છતાં શ્રેયઃ સાધન તરીકે તેને એ માન્ય તો છે જ. વળી ભાગવતકારે ભક્તોના ઉત્તમ, મધ્યમ અને અધમ એમ ત્રણ ભેદ પાડ્યા છે. તેમાં "જે હરિની મૂર્તિની જ શ્રદ્ધાથી પૂજા કરવા ઇચ્છે છે તથા ભક્તોમાં કે બીજામાં પ્રભુને ન દેખે તે પ્રાકૃત ભક્ત." "ઇશ્વરમાં, એના ભક્તોમાં, મૂર્ખાઓમાં અને દ્વેષીઓમાં જે અનુક્રમે પ્રેમ, મૈત્રી, કૃપા અને ઉપેક્ષાવૃત્તિ ગખે તે મધ્યમ" અને "સર્વ ભૂતોમાં જે આત્માનો 'ભગવદ્‌ભાવ જુએ તે ભાગવતોત્તમ"[1] ભાગવતનો આ ભાગવતોત્તમ તે ગીતાનો જ્ઞાનીભક્ત કે સ્થિતપ્રજ્ઞ. વળી ભાગવત પહેલાં લગભગ એક હજાર વર્ષથી આ દેશમાં ચાલુ થયેલ મૂર્તિપૂજાને ભાગવતકારે પ્રાકૃત ભક્તિ ગણી છે એ સંસ્કૃતિના ઇતિહાસની દૃષ્ટિએ મહત્વનું છે. સાત્વિક, રાજસ અને તામસ એવા પણ ભક્તિના ભેદ પાડ્યા પછી અભેદ ભાવવાળી અહૈતુક ભક્તિને નિર્ગુણ તથા સર્વશ્રેષ્ઠ ભાગવતકારે ગણેલ છે, અને એવી ભક્તિ ચંડાલને પણ પવિત્ર કરે છે એમ કહેલું છે. છેવટ ઉપર કહેલા ભાગવતોત્તમનો દાખલો રન્તિદેવના આખ્યાનથી આપ્યો છે. અડતાલીસ દિવસ અન્ન વગર કાઢ્યા પછી જે ખાવાનું મળેલું તે પણ એ વખતે આવી ચડેલા અતિથિઓ (જેમાં એક બ્રાહ્મણ છે અને એક કૂતરાં સાથે ફરનારો શૂદ્ર છે) ને આપી દીધા પછી બાકી રહેલું પાણી પણ પુલ્કસ જાતિના અન્ત્યજને આપી દેનાર રન્તિદેવના મોઢામાં ભાગવતકારે નીચેના શબ્દો મૂક્યા છે.—"ઇશ્વર પાસે અષ્ટસિદ્ધિઓવાળી પરમગતિને કે મોક્ષને નથી માગતો પણ સર્વ શરીરધારીઓની પીડા સર્વના અન્તરમાં રહેલા મને પ્રાપ્ત થાય અને તેથી એ બધાં

1 ભાગવત ૧૧–૨–૪૫ થી ૪૭

હું પ્રગટિત થાય એ માગું છું[1] આ શબ્દોમાં ભાગવતકારની દૃષ્ટિ મનુષ્યકૃત સીમાડાઓની પાર નીકળી ગઈ છે અને ભારતીય સંસ્કારપિંડને એ ભાગવતકારનું શ્રેષ્ઠ અર્પણ છે

**શંકરાચાર્ય —**

ઉપનિષદો પછીના કાળમાં ઔપનિષદ વિદ્યાના ચિંતક અસ્ત થઈ ગયા હતા એમ માનવાનું કારણ નથી કદાચ ગુરુપરંપરાથી એ વિદ્યાના વિચારકોના એક કરતાં વધારે સંપ્રદાયો પણ ચાલતા હશે પરંતુ આપણી પાસે તો અત્યારે ગીતામાં તથા મહાભારતમાં જે ટૂંક મોક્ષધર્મના વિભાગો મળે છે તે જ છે વળી દાર્શનિક સૂત્રોના કાળમાં બ્રહ્મસૂત્ર રચાયું છે પણ એ સૂત્રોની સંકલના ઘણી અસ્પષ્ટ છે બ્રહ્મસૂત્રના પોતાના તાત્પર્ય વિશે ભાષ્યકારોમાં જેવો હતો તેવો જ હાલના પ્રાચ્ય વિદ્યાના પંડિતોમાં પણ મતભેદ પ્રવર્તે છે પણ ઔપનિષદ અદ્વૈતવાદની વિચારસરણી યથાર્થ રીતે પકડીને તથા પ્રમાણશાસ્ત્રની આવશ્યકતાઓને સંતોષીને પોતાની શીલસુરીની રચના કરનાર ભગવાન શંકરને હું તો આ દેશના શ્રેષ્ઠ ફીલસૂફ માનું છું

કૌટિલ્યે સાચું જ કહ્યું છે કે આન્વીક્ષિકી (ફિલસૂફી) સર્વ વિદ્યાઓનો પ્રદીપ છે અને સર્વ ધર્મોનો આશ્રય છે આ પ્રદીપત્વ અને ધર્મોનું આશ્રયત્વ કેવલાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, શુદ્ધાદ્વૈત, દ્વૈત વગેરે વગેરે વાદોમાં થોડે વધુ અંશે ભલે હોય પણ તટસ્થ રીતે જોતાં પ્રદીપત્વ આ દેશમાં તો બધાયેમાં વધારે ન્યાયશાસ્ત્ર[2] અને શાંકર વેદાન્ત એ બેમાં છે એવું મને તો લાગે છે તેમાં પણ ન્યાયશાસ્ત્ર કરતાં શાંકર વેદાન્ત શંકરના કાળથી—ઈ. સ. નવમા શતકથી આ દેશમાં વિદ્યાઓનો શ્રેષ્ઠ પ્રદીપ રહ્યો છે વળી ન્યાયશાસ્ત્ર પંડિતોમાં જ બંધાઈ રહ્યું ત્યારે વેદાન્તનો પ્રકાશ ભક્તિ પેઠે જ સર્વલોકમાં

---

૧ ભાગવત ૯–૨૧–૨ થી ૧૨

૨ ન્યાય ભાષ્યકાર વાત્સ્યાયન તો આન્વીક્ષિકી એટલે ન્યાયવિદ્યા એમ જ કહે છે.

કેવાયો છે. ઉપનિષદોએ બોધેલા જ્ઞાનમાર્ગમાં શંકરે અદ્વૈતવાદની સંકલનાને સંપૂર્ણ અને પ્રમાણોપબૃંહિત કરવા માટે જે વિશેષતા ઉમેરી છે તેજ નીચે સંક્ષેપમાં નોંધવાની છે.[1] ભારતીય જ્ઞાનમાર્ગ એટલે શુષ્ક તકવાદ નહિ પણ જીવનની નિઃશ્રેયસ સંપાદક કેળવણી એટલું તો બ્રહ્મસૂત્રના ભાષ્યમાં 'સાધનચતુષ્ટયસંપત્તિ પછી બ્રહ્મજિજ્ઞાસા કર્તવ્ય છે' એમ શંકર કહે છે, એ ઉપરથી સ્પષ્ટ સમજાય છે ઉપનિષદોમાં અને ગીતામાં સત્ય, બ્રહ્મચર્ય, શ્રદ્ધા, તિતિક્ષા, રાગદ્વેષરહિતતા વગેરે શીલનો ઉપદેશ છે તેનો સાર ખેંચીને શમાદિ સાધન સંપત્, આત્માનાત્મવિવેક, વૈરાગ્ય અને મુમુક્ષુતા એ ચાર સાધનો શંકરે ગણાવ્યાં છે. શીલ પેઠે જ વિવેકને પણ શંકરે સાધન ગણેલ છે એ ધ્યાનમાં રાખવા યોગ્ય છે.

પછી સૃષ્ટિમાં ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કારણ બ્રહ્મ છે એ ઔપનિષદ વાદ અને 'આ બધું બ્રહ્મ છે' 'નાનાત્વ છે જ નહિ' વગેરે ઔપનિષદ કથનોમાં કરેલા નાનાત્વના નિષેધનો મેળ, સૂત્રોક્ત પરિણામપ્રક્રિયા વ્યવહારાવસ્થામાં યથાર્થ તરીકે સ્વીકારીને તથા પરમાર્થમાં બ્રહ્મનો વાસ્તવવિકાર થયા વિના તે અન્યથા જગદાકારે ભાસે છે, એ રીતે વિવર્તવાદની પ્રક્રિયાને સ્વીકારીને સાધ્યો છે. પણ બ્રહ્મ તો નિત્ય, સત્ય અને ચૈતન્યરૂપ અને જગત તો અનિત્ય, અસત્ય અને જડરૂપે દેખાય છે એ વિરોધનું શું ? આ પ્રશ્નનો શંકરે આપેલો ખુલાસો આધુનિક ભૌતિક વિજ્ઞાની ( Physics ) ના ખુલાસાને ઘણો મળતો છે. જેમ ભૌતિકવિજ્ઞાની ( *Scientist* ) શાસ્ત્રદષ્ટિથી જગતના દશ્યમાન પદાર્થોને 'ઇલેક્ટ્રોન' આદિરૂપે જાણે છે, તેમ બ્રહ્માત્મજ્ઞાનવાન જગતના દશ્યમાન પદાર્થો પરમાર્થદષ્ટિએ સત્ય નથી પણ એ સર્વના અધિષ્ઠાન રૂપ બ્રહ્મ જ પરમ સત્ય છે

1 ઉપર પૃ. ૬૫ થી ૮૨ માં ઉપનિષદોમાંથી ઉતારેલી ઘણી વાતોને શંકરાચાર્યે સ્વીકારી હોવાથી અહીં તેની પુનરુક્તિ કરવાની જરૂર નથી.

એમ માને છે અવમત્ત બ્રહ્માત્મબોધ પહેલા જે જગત અનુભવાતું હતું તેનું વ્યાવહારિક સત્યત્વ તો રહે જ છે ખરી રીતે જ્ઞાની સિવાય બીજાઓ માટે જગત સત્ય જ છે જ્યારે જ્ઞાની માટે બ્રહ્મરૂપે જગત સત્ય ક પણ બ્રહ્મથી ભિન્નરૂપે મિથ્યા છે પણ શંકરાચાર્યને સૃષ્ટિપ્રક્રિયા વિષે વિશેષ આગ્રહ નથી એ તો કહે છે કે સૃષ્ટિ-પ્રક્રિયા જણાવવામાં શ્રુતિનું તાત્પર્ય નથી, પણ બ્રહ્મજ્ઞાન આપવા માટે એ કહેલ છે બ્રહ્માત્મૈક્યને પ્રતિપાદન કરવા ઉપર જ શંકરનું લક્ષ્ય છે બ્રહ્મ અને આત્મા વસ્તુત એક જ છે, છતા બ્રહ્મ અને આત્મ ભિન્ન ભાસે છે—છતા બધા પૃથક્ અનુભવાય છે એનું કારણ અવિદ્યા છે એમ શંકરાચાર્ય કહે છે અવિદ્યા બન્ધનું કારણ છે એટલી વાત તો શ્રુતિ, સ્મૃતિ, સાંખ્ય, યોગ, પુરાણ, બૌદ્ધધર્મ વગેરે બધા શ્રેયોમાર્ગને માન્ય છે પણ અવિદ્યા એટલે શું ? એમા બધા વાદીઓનો મતભેદ છે શંકરે અવિદ્યાનો અર્થ ઘણી સરસ રીતે બ્રહ્મસૂત્રભાષ્યના ઉપોદ્ઘાતમા સમજાવ્યો છે આત્મા અને અનાત્મા, પ્રમાતા અને પ્રમેય એ બે પદાર્થોનો સ્વીકાર સર્વ વાદીઓને માન્ય છે પણ શંકર કહે છે કે "આ બે પદાર્થો અત્યન્ત ભિન્ન હોવા છતા એ બેનો વિવેક ન કરી શકવાથી ચિદાત્મામા દેહ, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરેનો તથા તેના ધર્મોનો અધ્યાસ કરીને 'આ હું અને આ મારૂં' એવા મિથ્યા જ્ઞાન સાથે જોડાયેલો એવો લૌકિક તથા વૈદિક વ્યવહાર ચાલે છે પંડિતોનો પણ આ બધો રાગદ્વેષપ્રેરિત વ્યવહાર પશુઓ પેઠે, અવિવેક પુરઃસર ચાલે છે એમ શંકર સ્પષ્ટ કહે છે આ અધ્યાસ નૈસર્ગિક છે, અનાદિ છે, અને અનિર્વચનીય છે અધ્યાસનું જ બીજું નામ અવિદ્યા" આ અવિદ્યાને બધા વ્યવહારના મૂળમા શંકર માને છે શંકરે આ અવિદ્યારૂપ શસ્ત્રથી ફીલસુફીના અનેક અઘરા કોયડાઓને કાપી નાખ્યા છે 'આ અવિદ્યાથી કલ્પિત અને ઇશ્વરના આત્મભૂત જેવા જે નામરૂપ તેને જ શ્રુતિ સ્મૃતિમા ઇશ્વરની માયાશક્તિ કે

પ્રકૃતિ કહેલ છે. તત્વ કે અતત્વ ન કહેવાય એવાં એ નામરૂપ કે માયાશક્તિ સસાર પ્રપંચનાં બીજભૂત છે."[1] એમ શંકર કહે છે. જ્ઞાનીને સહજ હિંમતથી શંકર કહે છે કે 'આ અવિદ્યાત્મક ઉપાધિના પરિચ્છેદની અપેક્ષાથી ઇશ્વરનું ઈશ્વરત્વ તથા સર્વજ્ઞત્વ છે અને જીવનુ જીવત્વ, અજ્ઞત્વ, અલ્પશક્તિમત્ત્વ વગેરે છે." (બ્ર. સૂ ૨-૧-૧૪ નુ ભાષ્ય.)

અલબત્ત આત્માનાત્માવિવેકકૃત ભ્રમ જીવને છે, જ્યારે ઇશ્વરને નથી. અને ઇશ્વરની ઉપાધિ મહાન અને જીવની દેહેન્દ્રિયાદિ અલ્પ ઉપાધિ-પણ બેય અવિદ્યાપ્રત્યુપસ્થાપિત ઉપાધિ અને એનો જ બે વચ્ચે ફેર, જ્યારે ઉપાધિરહિત નિર્ગુણ બ્રહ્મ તો બેયમાં એકજ. જે આચાર્ય ઈશ્વરત્વને વ્યાવહારિક અવસ્થાનું સત્ય કહે એ સ્વર્ગ નરકને એવાં કહે એમાં શું આશ્ચર્ય ? અને જ્યાં સ્વર્ગનરક કે જીવ ઇશ્વરનો ભેદ ન રહે ત્યા વર્ણાશ્રમનો તો ક્યાંથી જ રહે ?

શંકરાચાર્ય બૌદ્ધ મતના ખડનકર્તા તરીકે પ્રસિદ્ધ થયા છે અને બૌદ્ધ શૂન્યવાદ તથા વિજ્ઞાનવાદનું, જૈન મતનું તેમજ વૈશેષિક, પાંચરાત્ર, પાશુપતાદિ દર્શનોનું ખંડન કર્યું છે એની ના નથી પણ સૌથી વધારે તો સૂત્રકારને અનુસરીને સાંખ્યવાદનું અને વૈદિક કર્મમાર્ગનું ખડન તેમણે કર્યું છે. શંકર પહેલાં આરસોક વર્ષથી બૌદ્ધ ધર્મની અવનતિ સાથે વૈદિક યજ્ઞયાગનો કર્મમાર્ગ ફરી જોરમાં આવવા માંડયો હતો. પણ એનું ખંડન કરીને શંકરે પ્રજાને કર્મજડ થઈ જવામાંથી બચાવી અને પરિણામે એ પછી પૂર્તધર્મ, જ્ઞાનમાર્ગ અને ભક્તિમાર્ગને ચાલવાનો માર્ગ ખુલ્લો કરી આપ્યો. છેવટ એટલું જ નોંધવાનું કે શંકર મુક્તિને પરમ કલ્યાણ માને છે પણ મરણ પછીજ મુક્તિ થવાની વાત એમને માન્ય નથી. એમના મતે આત્મા

---

૧. આ નામરૂપનો ઉલ્લેખ ઉપનિષદ (બૃ ઉ ૧—૪—૭) વગેરેમા છે પણ એનું સ્પષ્ટીકરણ શંકરનું છે.

પોતે નિત્યમુક્ત જ છે. એને નવી મુક્તિ મેળવવાની નથી. પણ અવિદ્યાથી પોતાને બદ્ધ માનનાર જીવને તેના અવિદ્યાકલ્પિત સંસારીપણાને દૂર કરીને વિદ્યા નિત્યમુક્ત આત્મસ્વરૂપ અર્પે છે (બ્ર. સૂ. ૧. ૧. ૪). શંકરને મતે સાક્ષાત્કારપર્યંત જ્ઞાનજ મુક્તિ સાધક છે. બ્રહ્મજ્ઞાન અનુભવાવસાન છે. (૧. ૧. ૨) અને જ્ઞાની જીવતાં જ શરીરાદિમાં અહંતા મમતા છોડીને મુક્ત થઇ જાય છે. વેદાન્તજ્ઞાન મેળવ્યા પછી જે "પહેલાં જેવો સંસારી રહે તે બ્રહ્મજ્ઞાની નહિ" એમ શંકર સ્પષ્ટ કહે છે. અને આ સાક્ષાત્કારને શંકરના ટીકાકાર વાચસ્પતિ સંગીત જ્ઞાનથી સંસ્કૃત મનવાળાને થતા ષડ્જાદિ સૂરના ભેદના સાક્ષાત્કાર સાથે સરખાવે છે[1] (એજ ૧. ૧. ૪.); એ ઉપરથી બ્રહ્મજ્ઞાનનું શ્રેષ્ઠ સંસ્કારપણું સમજાય છે.

આ ઉપરાન્ત સામાજીક જીવનમાં વેદાન્તે સહિષ્ણુતાને પોષી છે એ સહેલાઈથી ધ્યાનમાં આવે એવું નથી. કારણ કે શંકરે બધા પરમતોનું આવેશપૂર્વક ખંડન કર્યું છે. પ્રાચીન આચાર્યોની એ સામાન્ય પદ્ધતિ હતી. પણ શંકરે ઉપનિષદોમાંથી જે અદ્વૈત બ્રહ્મવાદ સ્પષ્ટ કરી આપ્યો એને પરિણામે પ્રગટેલી શિવ, વિષ્ણુ કે શક્તિમાં કશો ભેદ નથી; શિવ વિષ્ણ્વાદિ તો સગુણ બ્રહ્મ જે એક અદ્વિતીય છે એનાં નામો જ છે, એવી માન્યતાને લીધે વેદાન્તીઓમાં મતાન્તર-ક્ષમા સ્વાભાવિક બની. ગમે તે નામથી અને પૌરાણિક રૂપથી ભક્તિ કરનાર વેદાન્તીઓ પોતે સગુણ બ્રહ્મનેજ ભજે છે એમ માનવા લાગ્યા. આવા વેદાન્તી ભક્તોની પણ એક પરંપરા થઈ. શાંકરમતના ચુસ્ત અનુયાયી હોવા છતાં ગીતાની ટીકા લખનાર મધુસૂદન સરસ્વતી કૃષ્ણભક્ત હતા એ પ્રસિદ્ધ છે. આ પરંપરાને અનુસરનાર એક કૃષ્ણભક્ત કહે છે કેઃ—

---

૧. શાંકરમત માટે શંકરાચાર્યનાં પોતાના ભાષ્યો પ્રથમસાધન છે. પછી એસ. રાધાકૃષ્ણનના ઇનડીયન ફીલોસોફી ભ-૨ અને દાસગુપ્તાનો હી. ઇ. ફી. ભ-૨ અને ગુજરાતીમાં નં. દે. મહેતા કૃત હિંદી તત્વજ્ઞાનનો ઇતિહાસ (૧૯૨૫) સારાં પુસ્તકો છે.

शैवा वयं न खलु तत्र विचारणीयं
पञ्चाक्षरंजपपरा नितरां तथापि,
चेतो मदीयमतसीकुसुमावभासं
स्मेराननं स्मरति गोपवधूकिशोरम् ॥

અને વેદાન્તી શિવભક્ત અપ્પય દીક્ષિત કહે છે કે—

महेश्वरे वा जगतामधीश्वरे
जनार्दने वा जगदन्तरात्मनि
न वस्तुभेदप्रतिपत्तिरस्ति मे
तथापि भक्तिस्तरुणेन्दुशेखरे ॥

## પૂર્ત ધર્મ

વૈદિક યજ્ઞમાર્ગ ઔપનિષદ તથા બૌદ્ધકાળમાં ક્ષીણબળ થવા સાથે પૂર્તધર્મ જોરમાં આવ્યો છે ઋગ્વેદના કાળમાં યજ્ઞસાથે દક્ષિણારૂપ દાનનું પણ સ્થાન હતું હવે દાનની વાસના માનવ સ્વભાવમાં સહજ હોવાથી યજ્ઞની પ્રણાલી સંકુચિત થતાં દાનવૃત્તિએ નવા માર્ગો ગોધ્યા જાનશ્રુતિ પૌત્રાયણે પોતાના રાજ્યમાં સર્વત્ર અન્નસત્રો ઉઘાડયાં હોવાનું છા-ઉ (૪. ૧. ૧)માં કથન છે એ પૂર્ત ધર્મનું કદાચ પહેલું સૂચન છે. પછી ભગવાન બુદ્ધના સમયથી બૌદ્ધસંઘ માટે ઉપવનો, વાડીઓ, જમીનો, વિહારો અને સાધુઓના ઉપયોગની વસ્તુઓના દાનો આપવાનો પ્રવાહ શરૂ થયો પણ ધાર્મિક પ્રણાલીમાં ન બંધાઇ રહેતા એ પ્રવાહે વાવ, કુવા, તળાવ, ધર્મશાળા અન્નસત્ર, પાઠશાળા, આતુરાલય વગેરે લોકોપયોગી કાર્યો રૂપે ચાલીને વ્યાપક પૂર્ત ધર્મનું રૂપ લીધું. અને એ રીતે હિંદુ સમાજના અમુક વર્ગમાંજ ન બંધાઈ રહેતા સર્વવર્ગમાં વ્યાપક થઇ જવાથી ભારતીય સંસ્કૃતિનું વિશિષ્ટ અંગ પૂર્ત ધર્મ બની ગયો.

આ દેશના ઇતિહાસમાં મૌર્ય સમ્રાટ્ અશોકને વ્યાપક પૂર્ત-ધર્મનો મહાન પુરસ્કર્તા રાજા કહી શકાય. અશોક મહારાજાના

પોતાના શબ્દોમાંજ એની પૂર્તપ્રવૃત્તિનું વર્ણન ઘણું સૂચક છે.[૧] "રસ્તાઓમાં પશુઓ અને માણસોને છાયો આપવા માટે મેં વડનાં વૃક્ષો રોપાવ્યાં છે, આંબાની વાડીઓ રોપાવી છે, અને દરેક અર્ધા કોશે કે આઠ કોશે કુવાઓ ખોદાવ્યા છે તથા ધર્મશાળાઓ બંધાવી છે. અને પશુઓ અને માણસો માટે સ્થળે સ્થળે પીવાવા સ્થાપ્યા છે." વળી "પોતાના દેશમાં તથા પોતાના પડોશી રાજાઓના દેશોમાં સર્વત્ર મનુષ્યચિકિત્સા અને પશુચિકિત્સા પોતે સ્થાપી છે. મનુષ્યો તથા પશુઓ માટે જ્યાં ન હોય ત્યાં ઔષધો રાખ્યાં છે તથા રોપાવ્યાં છે."[૨]

અશોક મહારાજાએ આરંભેલી આ પ્રથા એની પછી ચાલુ રહી છે. ગુપ્તકાળમાં તથા તે પછી પણ ધર્માર્થ ઇસ્પીતાલો આ દેશમાં ચાલુ હોવાના કોઈ કોઈ દાખલા ઇતિહાસમાં મળે છે.[૩]

એક બીજી પ્રથા પણ ઘણું કરી અશોક મહારાજાના વખતથી ચાલુ થઈ છે. બુદ્ધના જન્મના, પ્રથમ ધર્મોપદેશનાં અને નિર્વાણનાં સ્થાનની તેણે યાત્રા કરી હોવાનું ઇતિહાસકારો કહે છે[૪] અને પાછળથી બૌદ્ધ, જૈન અને બ્રાહ્મણ ધર્મમાં તીર્થયાત્રાનો ઘણો મહિમા મનાયો છે. એજ રીતે સ્તૂપો જેવાં ધર્મસ્થાનો બંધાવવાનો પણ આરંભ અશોકે કર્યો છે. અને પાછળથી મહાયાન બૌદ્ધ ધર્મમાં તથા ભક્તિમાર્ગમાં મૂર્તિપૂજા ચાલુ થવાથી મન્દિરો બંધાવવાનો ધર્મ પણ પૂર્ત ધર્મમાં ગણાવા લાગ્યો અને આ દેશમાં ભિન્ન ભિન્ન માર્ગોનાં અસખ્ય તીર્થસ્થાનો છેલ્લા ૨૨૦૦ વર્ષમાં

---

૧. સ્તંભ અનુશાસન ૭ ખડક ધર્માનુશાસન ૨. અશોકના લેખોમાં.

૨. અશોકનું ખડક ધર્મ શાસન. ૨. અને જુઓ મારો આયુર્વેદનો ઇતિહાસ. પૃ. ૧૧૯

૩. એજન. પૃ. ૧૧૯-૧૨૦

૪. વીન્સેન્ટ સ્મીથ અર્લી હીસ્ટરી ઓફ઼ ઇન્ડીઆ આ. ૩. પૃ. ૧૫૮ થી ૧૬૦

ઊભાં થયાં. મહાભારત અને પુરાણોમાં તીર્થોનાં વર્ણનો મળે છે. આ પૂર્ત ધર્મે અને ખાસ કરીને તીર્થયાત્રાની પરંપરાએ સંસ્કૃતિના પ્રચારમાં ઘણો ભાગ ભજવ્યો છે.

## ભારતીય સંસ્કૃતિનો પ્રચાર

બ્રાહ્મણગ્રન્થોના કાળમાં આર્ય સંસ્કૃતિએ વિન્ધ્ય પર્વત ઓળંગ્યો હોય એમ લાગતું નથી. પ્રાચીન બૌદ્ધ ગ્રન્થોમાં પૂર્વમાં કલિંગથી અને પશ્ચિમમાં ગોદાવરીથી દક્ષિણના કોઈ પ્રદેશનું નામ નથી. પણ સૂત્ર ગ્રન્થોમાંથી આપસ્તમ્બ અને ખાદિર સૂત્ર દક્ષિણ હિંદમાં રચાયાં છે એમ તદ્વિદો માને છે. એ સમયમાં આર્યભાષી લોકો સીલોન પણ ગયા હશે. અશોકના લેખોને તો દક્ષિણ હિંદની તથા સીલોનની પણ ખબર છે ૪૮. એ જોતાં ઇ. સ. પૂર્વે પાંચમાથી ઇ. સ. પૂર્વે ત્રીજા શતક વચ્ચે દક્ષિણ હિંદનો મોટો ભાગ આર્યસંસ્કૃતિની અસર નીચે આવ્યો હતો એમ માનવામાં વાંધો નથી. વળી ધર્મસૂત્રોમાં આખા ચાતુર્વર્ણ્ય સમાજને એક સૂત્રમાં બાંધવાનો અમુક જાતનો પ્રયત્ન જોઇ શકાય છે, ત્યારે બૌદ્ધ ધર્મે વર્ણભેદને તદ્દન અવગણીને ધર્મનો ઉપદેશ કર્યો છે. પણ આખા દેશમાં સાચી સાંસ્કૃતિક એકતા તો ઇ. સ. પૂર્વે ત્રીજા શતકમાં અશોક મહારાજાએ સ્થાપી. હિંદુકુશ પર્વતોથી આરંભી દક્ષિણ દ્વીપકલ્પના છેડાના પ્રદેશો–ચોલ, પાંડ્ય, કેરલપુત્ર અને સતીય પુત્ર, નેલોરથી દક્ષિણના પ્રદેશો–સિવાયનો આખો દેશ અશોકને તાબે હતો. અને પોતે બૌદ્ધ ઉપાસક થયા પછી આ દેશમાં તથા પોતાને તાબે નહિ એવા સરહદના પ્રદેશોમાં તથા દક્ષિણ હિંદ, સીલોન, સીરીઆ, ઇજીપ્ત, મેસીડોનીયા, અને એપીરસ જેવાં પડોશી રાજ્યોમાં ધર્મોપદેશકોને પોતે મોકલ્યા હતા એમ અશોક પોતાના લેખોમાં કહે છે. અર્થાત્ એશીઆ, આફ્રીકા અને યુરોપ એ ત્રણેય ખંડોમાં ધર્મ-પ્રચારનો તેણે પ્રયત્ન કર્યો હતો. સીલોન તો સાધુ સાધ્વી થયેલ પોતાનાં બાળકો મહેન્દ્ર અને સંઘમિત્રાને મોકલ્યાં હતાં એમ જૂની બૌદ્ધ દંતકથા

કહે છે.[1] આ ધર્મપ્રચાર ઉપરછલ્લો ન રહે પણ લોકોના હૃદયમાં સહેલાઇથી ઉતરે તે માટે અશોકે નીતિનો તથા સદાચારનો સાદો ઉપદેશ પસંદ કર્યો હતો, તથા આ ધર્મનો વ્યાપક પ્રચાર થાય એ લક્ષ્યથી આ દેશમાં જુદે જુદે સ્થળે મોટા શિલાલેખોમાં એ ઉપદેશના શબ્દો તેણે કોતરાવ્યા હતા. આ ઉપદેશમાં મુખ્ય વાત નીચે પ્રમાણે છે "માતા અને પિતાની સુશ્રુષા કરવી એ સારૂ છે, મિત્રો, ઓળખીતાઓ, બ્રાહ્મણો અને શ્રમણો તરફ ઉદારતા રાખવી, દાસ અને નોકરો તરફ સદ્‌ભાવ રાખવો, પ્રાણીઓની હિંસા ન કરવી તથા ખોટુ ખરચ ન કરવુ એ સારૂ છે" અહિંસા જેવા બૌદ્ધધર્મના પ્રધાન શીલ માટે અશોકને વધારે આગ્રહ હોય એ સ્વાભાવિક છે. 'કોઈ પણ જીવતા પ્રાણીને મારવુ નહિ કે હોમવુ નહિ તેમજ જેમાં હિંસા થાય એવા ઉત્સવો કરવા નહિ" "પૂર્વ સમયમાં ઘણા સૈકાઓ સુધી પ્રાણીઓની હિંસા વધતી ગઈ હતી, તેમજ સગાંસંબંધીઓ તરફ તથા બ્રાહ્મણ શ્રમણો તરફ અવિનય વધતો ગયો હતો. પણ હવે રાજાના શિક્ષણને લીધે પ્રાણીઓનો વધ, જીવોની હિંસા વગેરે અટક્યુ છે અને સગાસંબંધીઓ, વૃદ્ધો તથા બ્રાહ્મણો અને શ્રમણો તરફ વિનય અને માતાપિતાની સેવા વધ્યાં છે.'

વળી અશોક મહારાજા બીજા દાન કરતાં ધર્મના દાનને વધારે મહત્વ આપે છે સૌએ પ્રસગે આ કરવુ સારૂ છે એ બતાવીને બીજાને ધર્મ તરફ વાળવાનો પ્રયત્ન કરવો જોઇએ એમ કહે છે[2]

અશોકનાં આ ધર્માનુશાસનોમા સાસ્કૃતિક દૃષ્ટિએ અતિ મહત્વનું શાસન બીજા સપ્રદાયો તરફ કેવું વર્તન રાખવુ તેનો ઉપદેશ આપનારૂ છે. 'દેવોના પ્રિયરાજા ઈચ્છે છે કે બધા પન્થો બધે વસવા જોઇએ તે બધા સયમ અને ભાવશુદ્ધિની અપેક્ષા રાખે છે." "રાજા બધા પન્થોને માન-આપે છે. બધા પન્થોમાં સારભૂત તત્વોની

---

૧ મહેન્દ્ર અશોકનો પુત્ર નહિ પણ ભાઈ હતો એવી ય દંતકથા છે. (જુઓ કે. હી. ઈ પૃ. ૪૯૯, ૫૦૦)

૨. જુઓ અશોકના ખડક ધર્મશાસનો ૧, ૩, ૪, અને ૯

વૃદ્ધિ જેવું એકેય દાન માનતા નથી. પણ તેનું મૂળ વાણીમાં છે. પ્રસંગ વગર પોતાના પન્થની પ્રશંસા અથવા બીજાના પન્થની નિન્દા ઉદ્ભવ નહિ અને પ્રસંગે પણ તે પ્રમાણસર થાય. દરેક વખતે બીજાના પન્થને માન આપવું જોઈએ. એમ કરે તે પન્થની વૃદ્ધિ કરે છે. અન્યથા વર્તે તો પોતાના પન્થને ધક્કો પહોંચાડે છે અને બીજાના પન્થ ઉપર પણ અપકાર કરે છે. તેટલા માટે સમવાય જ હિતકારક છે. રાજાની એવી ઈચ્છા છે કે બધા પન્થો બહુ જ્ઞાનવાળા અને કલ્યાણકર મતવાળા હોવા જોઈએ.''

અશોક મહારાજના ઉપરના શબ્દો બાવીસો વર્ષ પછી આજે પણ ત્યારે હતા તેટલા જ સાચા છે. અશોક પોતે તો ધર્મોપદેશકો રોકતા હતા. એના પછી એ પ્રથા ચાલુ ન રહી હોય કે ક્યાંક નબળી પડીને ચાલતી હોય, ગમે તેમ હો પણ પોતપોતાના ધર્મનો પ્રચાર કરવા માટે ઉત્સાહી પરિવ્રાજકોને અશોકની પ્રવૃત્તિએ કાંઈક વેગ આપ્યો હોય એ સંભવ છે. ઈ. સ. પૂર્વે બીજા તથા ઈ. સ. પહેલા શતકમાં થયેલા મીનેન્ડર યવન (બૌદ્ધોએ જેને મિલિન્દ કહ્યો છે) અને શક રાજા કનિષ્ક બૌદ્ધ થયા હતા.[2] તક્ષશિલાનો ઈ. સ. પૂર્વે બીજાનો હેલીઓડોરસ યવન (ગ્રીક) વૈષ્ણવ થયો હતો અને શક ક્ષત્રપોમાંથી કોઈક શૈવ અને કોઈક વૈદિક મતાવલંબી થયા હતા. શક નહપાનના જમાઈ ઉષવદત્તે ત્રણ લાખ ગાયો દાનમાં આપી હતી, લાખો બ્રાહ્મણોને વારંવાર ભોજન આપ્યું હતું, બ્રાહ્મણ કન્યાઓને કન્યાદાન આપ્યું હતું, તીર્થસ્થાનોમાં પગથિયાં બંધાવ્યાં હતાં, વાડીઓ આપી હતી તથા કૂવાઓ બંધાવ્યા હતા.[3] ટૂંકામાં બૌદ્ધધર્મે જો કે ધર્મપ્રચારનું કાર્ય વધારે પ્રમાણમાં કર્યું હશે પણ વૈષ્ણવો, શૈવો અને સ્માર્તો પણ ધર્મપ્રચારમાં પાછળ નહોતા રહ્યા.

---

વળી આ દેશમાં પૂર્ત ધર્મના તથા વૈષ્ણવ અને શૈવ ધર્મના પ્રચારનું મહા કાર્ય પુરાણીઓએ કર્યું છે. જ્યારે વેદાભ્યાસનો સ્ત્રી અને શૂદ્રને અધિકાર ન હોવાનું ધર્મશાસ્ત્રોએ ઠરાવ્યું ત્યારે શૂદ્રો સંસ્કારહીન ન રહે અથવા સંસ્કાર અર્થે બ્રાહ્મણધર્મનો ત્યાગ કરવાની આવશ્યકતા તેઓને ન લાગે એ હેતુથી ગુપ્તકાળમાંજ મહાભારત રામાયણ અને પુરાણો દ્વારા ધર્મપ્રચાર કે સંસ્કારપ્રચારનો બ્રાહ્મણોએ રસ્તો કાઢયો.[1] કાદમ્બરીમાં મહાકાલેશ્વરના મંદિરમાં રાણી વિલાસવતી પૂજન કરવા ગયાં ત્યારે ત્યાં મહાભારતની કથા વંચાતી હતી એવું વર્ણન છે. અને ઇ. સ. ૬૦૦ની લગભગમાં સોમશર્મા નામના બ્રાહ્મણે કેમ્બોડીઆના એક મન્દિરને મહાભારત, રામાયણ અને પુરાણનાં પુસ્તકો ભેટ આપ્યાં હતાં એવો ઉત્કીર્ણ લેખ મળ્યો છે.[2] મતલબ કે ઇ. સ. સાતમા શતકથી મહાભારતાદિની કથા વંચાતી હોવાના પુરાવા છે વૈદિક, ઔપનિષદ, પાછળથી વિકાસ પામેલા વૈષ્ણવ, શૈવ, શાક્ત વગેરે ભક્તિમાર્ગીય, સાખ્ય, યોગના તથા દાન, વ્રત, તીર્થયાત્રા વગેરે પૂર્તધર્મના અર્થાત્ વેદોત્તર બ્રાહ્મણધર્મના સર્વ વિભાગોનો પુરાણોમાં સંગ્રહ કરવાના મહાકાર્યમાં ગુપ્તકાળના અને તે પછીના પૌરાણિકો મંડી પડયા અને આખા દેશમાં ગામડે ગામડે પુરાણશ્રવણ કરાવી ધાર્મિક સંસ્કારોનો તેઓએ પ્રચાર કરવા માંડયો. બ્રાહ્મણવર્ણની વસ્તીમાં કાળક્રમે વધારો થતાં અને ગામડાંઓમાં તેઓને રાજાઓ તરફથી જમીનોનાં દાનો મળવાને લીધે નાનાં નાનાં ગામડાંઓમાંયે એક બે બ્રાહ્મણ કુટુંબો વસતાં હોય એ સ્થિતિ ગુપ્તકાળ સુધીમાંજ આવી ગઈ હતી. અને ખ્રીસ્તી મીશીનરીઓ પેઠે આ પુરાણી બ્રાહ્મણોમાંથી કેટલાક

---

૧. જુઓ શ્રાવયેચ્ચતુરો વર્ણાન્ એ બ્ર સૂ-[૧૨-૩૮] ના ભાષ્યમા શંકરે ઉતારેલું વચન.

૨. એ-આર્ય ઈન્સ્ક્રી, સંસ્કૃત. ડુ. કેમ્બોજ પૃ. ૩૧૯ [વીન્ટરનીટ્ઝ ગ્ર-૨ પૃ-૫૧૪]

વૈદકને અથવા કેટલાક જ્યોતિષને સાથે રાખતા હોવાથી લોકોને સહજમાં આકર્ષી શકતા ગામડાઓમા બેઠેલા આ પુરાણીઓએ તથા દેશમાં ચારે તરફ તીર્થયાત્રા નિમિત્તે ઘૂમતા બૌદ્ધ, જૈન તથા બ્રાહ્મણ પરિવ્રાજકોએ સસ્કારના સાર્વત્રિક પ્રચારનુ ભારે કાર્ય કર્યું છે આ સાધુઓના લોકોમા શ્રદ્ધાપ્રેરક ચમત્કારોનો મોટે ભાગે વૈદકજ્ઞાન ઉપર આધાર હતો, પણ આ દેશમાજ પ્રચાર કરીને એ સસ્કારવીરોને સતોષ થાય એટલો મોળો એમનો ઉત્સાહ ન હતો ભાગવતે પ્રહ્લાદજી પાસે કહેરા યુ છે કે—

नाहं विमुच्य कृपणान्विमुमुक्ष एकः એ રીતે પોતે મુક્ત પણ એકલા ન થવુ, બીજાને મુક્તિસાધન આપીને થવુ આવી જગદુદ્ધારની કલ્યાણવાસનાથી પ્રેરાઈને અશોક પછી ઈ સ પૂર્વેના પહેલા બે શતકોમા હિંદુકુશના પર્વતો ઓળગી મધ્ય એશિયાના પ્રદેશોમાં અને ત્યાંથી પૂર્વ તુર્કસ્તાનના માર્ગે ચીન તરફ આર્યો જતા હશે. પણ ઈ સ ૬૫ મા કાશ્યપ મતગ અને ધર્મરક્ષિત નામના બૌદ્ધ સાધુઓ મહાયાન મતના અનેક બૌદ્ધ ગ્રન્થો અને મૂર્તિઓ સાથે ચીન ગયાનો, એમના પ્રયાસથી ચીનની રાજધાની લીયોગમા બૌદ્ધ મદિર બધાયાનો, ઘણા ચીનાઓએ બૌદ્ધ ધર્મ સ્વીકાર્યાનો અને બૌદ્ધ ધર્મગ્રન્થોના ચીનાઇ ભાષામાં અનુવાદો થવા માડ્યાનો ચોક્કસ ઇતિહાસ મળે છે

ઈ સ પહેલા શતકમા આ રીતે પૂર્વ તુર્કસ્તાનમાં અને ચીનમાં શરૂ થયેલો સસ્કારપ્રચાર તે પછીનાં છએક વર્ષ સુધી અત્રુટિત ચાલુ રહ્યો છે ખોતાનમા ચોથા પાચમા શતકમા મોટા બૌદ્ધ વિહારો હતા એ વખતે છઠ્ઠા શતકના પરમાર્થ જેઓએ ચીનમાં હીનયાન મતનો પહેલો પ્રચાર કર્યો તેના જેવા વેદવેદાગ પારગત બ્રાહ્મણ યુવાનો—ખાસ કરીને કાશ્મીરના—બૌદ્ધ થઇને જીવના જોખમે પણ પૂર્વ તુર્કસ્તાનમા જઇને અથવા ચીન જઇને ત્યા બૌદ્ધ ગ્રન્થોનો ચીનાઇ અનુવાદ કરવામા આયુષ્ય ગાળી નાખતા. બીજી તરફથી ફાહ્યાન, યુવાન્‌ચુઆંગ અને ઇત્સગ જેવા અનેક ચીનાઈ પડિત

સાધુઓ રસ્તાની અકલ્પ્ય હાડમારીને વેઠીને, બુદ્ધની જન્મભૂમિની યાત્રા કરવાની, બૌદ્ધ ધર્મગ્રંથો ભણવાની અને દુર્લભ ગ્રંથરત્નો ચીન લઈ જઈ અનુવાદ દ્વારા પોતાના દેશબાંધવોને તેનો લાભ આપવાની ઉદાત્ત વાસનાથી પ્રેરાઈને ભારતવર્ષમા આવતા હતા આ કેવળ ધર્મપ્રચાર ન હોતો પણ સંસ્કૃતિપ્રચાર હતો ઇ સ. છઠ્ઠા સાતમા શતકમા ચીનમા અનેક વિદ્યાકનાઓ ખીલેની હોઈને એ દેશ ઉચ્ચ સંસ્કારથી સંપન્ન હતો એ અંકી યાદ રાખવાનુ છે કાશ્યપ માતંગ પોતે પોતાની સાથે ચિત્રો લઈ ગયા હતા એવી માન્યતા છે અને પછી તો વિદ્વાન અને કળાકાર સાધુઓ દ્વારા ૭ સૈકાઓ સુધી ઉત્તર ભારતમાથી ભારતીય કળા, ભારતીય સાહિત્ય, ભારતીય લિપિ અને ભારતીય ધર્મનો અર્થાત્ ભારતીય સંસ્કારનો પ્રવાહ ગાંધારથી કાશગર, કુચી અને ખોતાન જેમા મુખ્ય હતા એવા મધ્ય એશિયા તરફ વહેતો દેખાય છે[૧]

સંસ્કૃતિપ્રચારના દાખલા તરીકે તુર્કસ્તાનમાથી મળી આવેના ગુપ્તલિપિમા લખાયેના વૈદ્યક ગ્રન્થો મળે છે[૨] એટલુ જ નહિ પણ કેટલાક વૈદ્યક ગ્રન્થોના કુચીની તે વખતની સ્થાનિક ભાષામા થયેના ભાષાન્તરોના કટકાઓ પણ મળ્યા છે મતલબ કે મધ્ય એશિયામાં ૫ંદરસો વર્ષ પહેના આયુર્વેદનો પ્રચાર હતો

મધ્ય એશિયામા ભારતીય-ખાસ તો બૌદ્ધ ચિત્રકના અને મૂર્તિકલાના પ્રચારની તો ઘણી નિશાનીઓ ત્યા શોધખોળ કરનારાઓને ઈ સ ચોથા શતકથી શરૂ થયેની મળે છે[૩]

---

૧ ગુપ્ત યુગમા આ સંસ્કૃતિપ્રચાર મધ્ય એશિયામા કેવો બળવાન હતો એના નિદર્શન માટે જુઓ ન્યૂ હીસ્ટરી ઓફ ધી ઈન્ડીઅન પીપલ ગ્ર-૬ પ્ર. ૧૬

૨ જુઓ નવનીતકનો દાખલો મારો આયુર્વેદનો ઈતિહાસ પૃ ૧૦૪ તથા પુરાતત્ત્વ વર્ષ ૨ પૃ ૨૦૪

૩ જુઓ એરનસ્ટીનના ખોતન અને સીર ઇન્ડીયા ગ્રન્થો

મધ્ય એશિયામાં દૂર દૂરના પૂર્વના તથા પશ્ચિમના મુલકોમાંથી આવતા સંસ્કૃતિના પ્રવાહો સાથે મળીને એ મિશ્રપ્રવાહ પાછો પૂર્વમાં તથા પશ્ચિમમાં વહેવા લાગે છે. ભારતીય સંસ્કૃતિએ અને ધર્મે એ વખતે ટીબેટ અને ચીન તથા ચીનથી કોરીઆ, જાપાન, મોંગોલીઆ અને અનમ્ તરફ એક પ્રયાણ કર્યું ત્યારે બીજું પ્રયાણ ઇરાન, ઈરાક, ઇજીપ્ત અને ગ્રીસ તરફ કરી એ વખતના ખ્રીસ્તી ધર્મ ઉપર પણ થોડીક અસર કરી છે[1] ઈ. સ. પૂર્વે બીજા શતકમાં બૌદ્ધ શ્રમણો ઇરાનમાં જોવામાં આવતા હતા એવો પુરાવો છે.[2]

પણ ભારતીય સંસ્કૃતિની આ યાત્રાઓ સ્થળમાર્ગેજ થઈ હતી અને તેણે સમુદ્રપ્રયાણ કરેલુંજ નહિ હોય એમ માનવાનું નથી. સીલોન તરફ પ્રયાણની વાત ઉપર આવી ગઈ છે. બર્મા તરફ ઈ. સ. પૂર્વે જ ભારતથી તથા ચીનથી બૌદ્ધ સાધુઓએ બૌદ્ધ ધર્મના પ્રચાર માટે યાત્રાઓ કરી છે. અને ઈ. સ ત્રીજા શતકમાં તો શ્રીક્ષેત્રનું હિન્દુ રાજ્ય બર્મામાં હતું, એમ ચીનાઇ ઇતિહાસ કહે છે અને તેથી આગળ સિયામમાં અને તેથી દક્ષિણમાં મલાયામાં ઈ. સ. બીજા શતકમાં હિન્દુ રાજ્ય હોવાના ચીનાઈ ઉલ્લેખો છે. પણ સંસ્કૃતિપ્રચારની બાબતમાં મધ્ય એશિયા આદિ ઉત્તર પ્રદેશોના પ્રચારથી દક્ષિણ દ્વીપોમાં થયેલા પ્રચારમાં એક ભેદ દેખાય છે તે એ છે કે દક્ષિણ દ્વીપોમાં રાજકીય વિજય સાથે સંસ્કૃતિપ્રચાર થયો છે. જ્યારે ઉત્તરમાં ધર્મપ્રચાર સાથે સંસ્કૃતિપ્રચાર થયો છે.

નેપાલમાં પણ ઘણા જૂના કાળમાં દેશ જીતવા ગયેલા લોકો પોતાની સાથે બૌદ્ધ ધર્મ લઈ ગયેલા

---

૧. ખ્રીસ્તી ધર્મ ઉપર અને ગ્રીસ ઉપર ભારતીય સંસ્કૃતિની અસર માટે જુઓ રાધાકૃષ્ણનનું ઇસ્ટર્ન રિલિજિયન્સ એન્ડ વેસ્ટર્ન થોટ પૃ ૧૩૩ થી ૧૫૨

૨. એજન પૃ. ૧૮૦ ની ટીપ ૬.

વળી પૂર્વના જાવા, સુમાત્રા, બલિ વગેરે બેટોમાં ભારતીય સંસ્કૃતિપ્રચારનો ઇતિહાસ ઘણો સૂચક છે. બૌદ્ધ, જૈન કથાઓમાં અને લોકસાહિત્યમાં જવા અને સુવર્ણદ્વીપ જઈને અનેક પેઢીઓ સુધી ચાલે એટલું સુવર્ણ લઈ આવનાર વેપારીઓની ઘણી વાર્તાઓ મળે છે. પણ ઇતિહાસ કથાઓ કરતાં યે રસિક છે. પહેલાં દ્વીપકલ્પની વાત કરીએ. પ્રાચીનતમ હીન્દુ રાજ્ય કમ્બોડીઆમાં હતું[૧] જેમાં પ્રાચીન ચીનનો પણ સમાવેશ થતો હતો. ચીનાઓ તેને ફુનાન કહેતા હતા. ચીનાઈ વૃત્તાન્ત પ્રમાણે દેશના મૂળવતનીઓ જંગલી જેવા હતા. તેઓમાં સંસ્કૃતિનો સંચાર જ ન હોતો થયો. પુરુષો અને સ્ત્રીઓ નાગાં ફરતાં. એ લોકોની સ્ત્રીઓને એક બ્રાહ્મણધર્મી કૌન્ડિન્યે લગભગ બીજા શતકમાં કપડાં પહેરતાં શીખવ્યું. આ કૌન્ડિન્યના વંશજોએ એક સૈકા સુધી ત્યાં રાજ્ય કર્યું. પછી એ વંશના છેલ્લો રાજાના સેનાપતિના કુળમાં રાજ્ય ગયું. એ કુળના રાજાઓના તાબામાં આખો સિયામ, લેઓસનો કેટલોક ભાગ અને મલાયા દ્વીપકલ્પ હતો. આ વંશના રાજાઓએ ચીન અને હિન્દ સાથે સંબંધ બાંધ્યો. પછી ચોથા શતકનાં અંતમાં કે પાંચમાના આરંભમા ભારતમાંથી એક બ્રાહ્મણ ત્યાં ગયો. એ રાજા તરીકે ચુંટાયો અને એની સાથે ભારતમાંથી જે વસાહતીઓ ગયા હતા તેઓએ ત્યાંની સંસ્કૃતિને પૂર્ણ ભારતીય રૂપ આપ્યું. ચીનાઈ વૃત્તાન્તો પ્રમાણે ત્યાં મુખ્યત્વે શૈવ ધર્મનો પ્રચાર હતો. જો કે કેટલાક બૌદ્ધ ધર્મના અનુયાયીઓ પણ હતા અને ઉત્કીર્ણ લેખો ઉપરથી વૈષ્ણવ ધર્મનો પણ ત્યાં પ્રચાર હતો એમ જણાય છે. ત્યાંના રાજા જયવર્મા અને તેની રાણી કુલપ્રભાવતીના સંસ્કૃત અભિલેખો મળ્યા છે.

કમ્બોડીઆની પૂર્વમાં આવેલા ચંપામાં પણ ઈ. સ બીજા શતકમાં શ્રી મારનું હિન્દુ રાજ્ય હતું. પછી ગુપ્ત મહારાજા ચંદ્રગુપ્ત

---

૧. જુઓ ન્યૂ હીસ્ટરી ઓફ ઈન્ડીઆ પ્ર. ૬૬

બીજાનો સમકાલીન જે રાજા ચંપામાં હતો તેનું નામ તેના સંસ્કૃત અભિલેખોમાં ધર્મમહારાજા શ્રી ભદ્રવર્મન એવું આપેલું છે. તે વેદવિત હતો. તેણે ભદ્રેશ્વરસ્વામી નામનું શિવમન્દિર બંધાવ્યું હતું. પાંચમા શતકની બીજી વીશીમાં ચંપાના એક રાજાએ ગંગાકાંઠે રહેવા માટે ગાદીત્યાગ કર્યો હતો. આ ચંપા કે અન્નમ્ અને કમ્બોડીઆ ઉપરાંત હિન્દીચીન દ્વીપકલ્પના પ્રદેશમાં ઈ. સ. નાં પહેલા પાંચ શતકમાં ઘણાં હિન્દુ રાજ્યો હતાં. પણ હવે પૂર્વના દ્વીપો ઉપર નજર કરીએ. તેમાં પણ ગુજરાતની લોકવાર્તાઓમાં સૌથી પ્રખ્યાત જાવામાં ભારતીય સંસ્કૃતિની યાત્રા વિશેષ રોચક છે. સ્થાનિક દંતકથા પ્રમાણે ઇ. સ. પહેલા શતકમાં ભારતીયોની પહેલી વસાહત થઈ છે. પણ બીજા શતકમાં તો જાવાના ભારતીય નામધારી રાજા દેવવર્માએ ચીનમાં દૂત મોકલ્યો હોવાનું ચીનાઇ વૃત્તાન્તો કહે છે. પશ્ચિમ જાવામાંથી મળેલા ચાર સંસ્કૃત લેખો જે તિથિરહિત છે પણ ચોથા કે છઠ્ઠા શતકની લિપિમાં લખાયેલા છે તેમાં પૂર્ણવર્મા રાજા તથા તેના બે પૂર્વજોનો ઉલ્લેખ મળે છે. ચીનાઈ યાત્રાળુ ફાહ્યાન જે ભારતથી ચીન પાછા ફરતાં પાંચ મહિના જાવામાં રહ્યા હતા તે કહે છે કે જાવામાં બ્રાહ્મણધર્મનું જોર છે અને બૌદ્ધ ધર્મ ભાગ્યે જ જોવામાં આવે છે. પણ પછીના સૈકામાં જ જાવામાં બૌદ્ધ ધર્મનું જોર વધ્યું હોવાના પુરાવા ચીનાઇ વૃત્તાન્તમાંથી મળે છે.

જાવાના પડોશી બેટ બલીમાં હિન્દુ રાજ્ય હતું અને તેનો એલચી ઈ. સ. ૫૧૮માં ચીન ગયો હતો[1] એમ ચીનાઇ પુરાવો કહે છે. પછી સુમાત્રામાં ઈ. સ. ચોથા શતકમાં શ્રીવિજયનું હિન્દુ રાજ્ય સ્થપાયું હતું અને સાતમા શતકમાં એની ખૂબ ચડતી કલા હતી. બોર્નીઓ જે માનવશિકારીઓનું ઘર ગણાતું તેમાં પણ ઇ. સ. ચોથા શતકમાં હિન્દુઓએ રાજ્ય સ્થાપ્યું હતું. કૌન્ડિન્યના પૌત્ર

૧. જુઓ એજન ૪-૧૬ પૃ. ૭૧૫

અને અશ્વવર્માના પુત્ર મૂલવર્માના ઇ. સ. ૪૦૦ના ગણી શકાય એવા ચાર સંસ્કૃત અભિલેખો મળ્યા છે. જેમાં યજ્ઞોની અને દાનોની વાત છે. જેના ઉપર આ લેખો કોતરેલા છે તે બ્રાહ્મણોએ મૂલવર્મા પાસે કરાવેલા બહુ સ્વર્ણકમ્ યજ્ઞના યૂપો છે.

ટુંકામાં ઉપર જોયું તેમ બોર્નીઓ, જાવા, અનામ, કેમ્બોડીઆ અને મલાયા દ્વીપકલ્પમાંથી શોધાયેલા ઉત્કીર્ણ લેખોથી સ્પષ્ટ નિર્ણય થાય છે કે ભારતનાં ભાષા, સાહિત્ય અને ધર્મ તથા રાજકીય અને સામાજિક સંસ્થાઓએ આ દૂરનાં સ્થાનોનો સંપૂર્ણ સાંસ્કૃતિક વિજય કર્યો હતો અને તે તે સ્થાનિક તત્ત્વોને કાતો લુપ્ત કર્યાં હતાં અથવા આત્મસાત્ કર્યાં હતાં. પૌરાણિક ધર્મ અને કથાઓ સાથેનો પરિચય ફુનાન અને ચંપાના લેખો દર્શાવે છે. પશ્ચિમ જાવાના લેખોમાંથી ત્યાંનો સમાજ બ્રાહ્મણધર્મી દેખાય છે અને તેના ઉપર પૌરાણિક અસર પૂરેપૂરી છે. વિષ્ણુ, ઇન્દ્ર, અને ઐરાવતના ઉલ્લેખો મળે છે નદીઓના ચન્દ્રભાગા અને ગોમતી જેવાં નામો પાડ્યાં છે એ પણ ઓછું સૂચક નથી. બોર્નીઓમાંથી વિષ્ણુ, બ્રહ્મા, શિવ ગણેશ, નન્દી સ્કન્દ અને મહાકાલની મૂર્તિઓ મળી છે. મલાયામાંથી દુર્ગા, ગણેશ અને નન્દીની મૂર્તિઓ મળી છે. અને જાવાના પ્રમ્બનમ્ પ્રન્તરમનાં અનેક ભવ્ય મન્દિરોનાં ખંડેરોમાં રામચરિત તથા કૃષ્ણચરિતના પ્રસંગો તથા બ્રહ્મા શિવ, વિષ્ણુ, દુર્ગા વગેરેની મૂર્તિઓ કોતરેલી મળે છે. એ ઉપરથી શૈવ વૈષ્ણવાદિ પૌરાણિક ધર્મનો પ્રચાર દેખાય છે પણ ઈ. સ. ૫૧૯માં લખાયેલી કાશ્મીરના ગુણવર્મા નામના કુમારે જાવા જઈને ત્યાં રાજમાતાને બૌદ્ધ બનાવ્યાની કથા ઉપરથી ઈ. સ. પાંચમા શતકમાં જ બૌદ્ધ ધર્મનો પ્રચાર થયો દેખાય છે અને ઈ. સ. ૭૭૮માં જાવાના શૈલેન્દ્ર વંશી કોઇ રાજાએ આર્યતારાનું મન્દિર બંધાવ્યાનો ઉલ્લેખ મળે છે.

---

૧. ન્યૂ હીસ્ટરી ઓફ્ ધી ઈન્ડીઆન પીપલ્ પૃ ૩૧૮

રહેતા હતા અને તેઓ સાથે બહારથી આવનાર આર્યોએ લગ્નવ્યવહાર જોડ્યો એટલે તેઓ વૈદિક આર્યોના તિરસ્કારને પાત્ર થયા અને વૈદિક સાહિત્યમાં એ કારણથી તેઓનો ઉલ્લેખ ન હોય એ સ્વાભાવિક છે. સ્થળના ઉલ્લેખના અભાવ માટે આ દલીલ મને કૃત્રિમ લાગે છે. અલબત્ત મહાભારત પુરાણોમા પ્રાચીનતર શ્રુત જળવાઇ રહ્યું હોવાનો સંભવ પૌરાણિક શ્રુતના સંશોધકો માને છે તે કબુલ છે. પુરાણો કહે છે કે "શર્યાતિના પુત્રઆનર્તનો પુત્ર રેવત પોતાના પિતાના નામથી ઓળખાતા આનર્ત દેશનો રાજા હતો અને તેની રાજધાની કુશસ્થલીમાં રહેતો હતો." આ કુશસ્થલી એ જ દ્વારકા.[1] બીજી તરફથી ભૃગુઓ અને હૈહયો નર્મદા કાંઠે રહેતા હોવાનું પુરાણો કહે છે.[2] પણ ભરૂચનું મૂળનામ ભરૂકચ્છ છે અને ભરૂકચ્છ શબ્દ સંસ્કૃત મૂળનો નથી પણ ઓસ્ટ્રો એશીઆઈ છે.[3] વળી આનર્તનું મૂળ આનંદશંકર ધ્રુવે અનૃતમાંથી સૂચવ્યું છે અને ઋત એટલે બ્રાહ્મણોનો યજ્ઞધર્મ અને તે ન પાળનાર દસ્યુઓ-અનાર્યો જ્યાં વસે તે આનર્ત એમ તેઓ કહે છે[4] આ વ્યુત્પત્તિ યથાર્થ હો કે ન હો પણ બધું જોતાં ગુજરાત પ્રદેશમાં પ્રાચીનતર કાળમાં આદિવાસીઓ રહેતા હોવાનો સંભવ છે. અને મહાભારત પુરાણમાં જ પછીના કાળમાં શ્રીકૃષ્ણ સાથે યાદવો મથુરાથી દ્વારકા ગયા ત્યારે રેવત પછી ઉજ્જડ થઈ ગયેલું એ શહેર ફરી વસાવ્યું હોવાનાં વર્ણનો છે. અને શ્રીકૃષ્ણકથાના પ્રસંગમાં જ શ્રીકૃષ્ણના સ્વધામ જવા સાથે દ્વારકાપુરી સમુદ્રમાં ડુબી ગઈ હોવાનું તથા

---

૧. જુઓ મારા ઐતિહાસિક સંશોધનમાં પ્રાચીન દ્વારકાપુરી લેખ પૃ. ૩૦૭

૨. જુઓ શ્રી. ક. મા. મુનશીનું અર્લી આર્યન્સ ઇન ગુજરાત

૩. જુઓ ગુજરાત રીસર્ચ સોસાયટીનું જર્નલ. ગ્રં ૭ અં. ૪માં હ. ધી. સાંકળીઆનો લેખ પૃ. ૧૫૦

૪. જુઓ સાહિત્યવિચાર પૃ ૫૨૫ તથા પુરાણોમાં ગુજરાત પૃ ૩૯

યાદવો દારૂ પીને, એક બીજા સાથે લડીને પ્રભાસ આગળ કપાઈ મુઆ અને તેઓની સ્ત્રીઓને દસ્યુઓ ઉપાડી ગયા એવું વર્ણન છે.[1] જે ઘણુ સૂચક છે. ગુજરાતનાં જે બે પ્રાચીનતમ નગરો, તેમાંથી ભરૂકચ્છ નામનું ઓસ્ટ્રો-એશિયાઇ મૂળ અને દ્વારકા આગળ યાદવોની સ્ત્રીઓને લૂટી લેવા જેટલું દસ્યુઓનુ જોર એમ બતાવે છે કે ગુજરાતમાં મૂળ મહાભારત રચાયુ ત્યાં સુધી મોટે ભાગે અનાર્યોની વસ્તી હતી અને આર્યો નવા નવા આવતા હતા અને તેઓ ઘણું કરી ઓછી સખ્યામાં હોવાના કારણથી અનાર્યો કરતાં નબળા હતા. 'અગ, બગ, કલિંગ અને સૌરાષ્ટ્રમાં જનાર આર્ય ફરી સંસ્કારને યોગ્ય છે' એમ ધર્મશાસ્ત્રોમાં કહ્યું છે.[2] એ હકીકત પણ આ તરફ અનાર્યોનું જોર હોવાની સૂચક છે.

ગુજરાતમાં પ્રાચીનકાળમાં જે અનાર્યો-દસ્યુઓ વસતા હતા તેઓ કઈ જાતિના હતા? દસ્યુઓ અને અસુરો પેઠે જ ગુજરાત સાથે નાગ લોકોનો સબધ જોડી શકાય એવા ઘણા ઉલ્લેખો છે[3] અને આભીરો પછીના કાળમાં ઉત્તરહિંદમાં હોવાના પુરાવા તો પુરાણોમાંથી તથા ઉત્કીર્ણ લેખોમાંથી મળે છે[4] અસુર વગેરે શબ્દોથી માણસો જ વિવક્ષિત સમજવાં જોઈએ એમાં સદેહ નથી. પણ માનવ-વંશશાસ્ત્ર પ્રમાણે અસુરો કે નાગો કઈ જાતિના હતા એ નિર્ણય કરવો અશકય છે. શ્રી. રત્નમણિરાવ એવો તર્ક કરે છે કે મહા-

૧. જુઓ મહાભારત મૌસલ પર્વ અ. ૮ શ્લો. ૪૬ એ જ અધ્યાયમાં પછી ૧ શ્લો૦ મા આભીર શબ્દ છે. ભાગવતમાં આ પ્રકરણમાં ગોપ શબ્દ વાપર્યો છે.

૨. सिन्धु सौवीर सौराष्ट्रान्तथाप्रत्यन्तवासिनः
अङ्गवङ्गकलिङ्गांश्च गत्वा संस्कारमर्हति ॥

૩. નાગલોકો અસુરોની પેટાજાતિ હતી એ મત માટે જુઓ ગુજરાતનો સાસ્કૃતિક યુગ ખ. ૧ પૃ ૨૦ ટીપ ૪ અને બીજા મત માટે કે-હી-ઈ. ગ્ર. ૧ પૃ. ૫૯૬ ૪. ઐ. સ પૃ-૩૫૭

જલપ્રલય પહેલા સિંધ, મારવાડ અને ગુજરાતનો ભાગ અસુર અને અને તેની પણિઓ તથા નાગ જેવી પેટાજાતિઓથી વસેલો હતો. જળવટના મહામાર્ગો એને તાબે હતા આર્યો આ પ્રદેશમાં આવ્યા પછી તેઓએ અસુરોને જીતી પોતાની સંસ્કૃતિ એ લોકો ઉપર નાખી. હાલની મિશ્ર હિંદુજાતિમાં અસુરને શોધવો એ અશક્ય જેવુ થઇ ગયુ છે. પણ એ લોકોમા શહેરો બાંધવાની વૃત્તિ, વાણિજ્ય વૃત્તિ અને સમુદ્રયાનની વૃત્તિ બળવાન હતી અને મારવાડ ગુજરાતની હાલની વસ્તીમાં એ વૃત્તિઓનુ પ્રાધાન્ય છે તે આ અસુર–નાગ–પણિ લોકોમાંથી ઉતરી આવ્યુ છે[૧] પણ આ પ્રશ્ન ઘણો વિકટ અને વાદગ્રસ્ત છે. ઋગ્વેદમાં વરૂણદેવને અસુરવરૂણ કહેલ છે એટલે સારા અર્થમાં એ શબ્દ વપરાયેલ છે. જ્યારે શતપથ બ્રાહ્મણના એક કટકામાથી અસુરો એટલે પ્રાકૃત ભાષા બોલનારા મગધના લોકો એવો અર્થ નીકળે છે એમ પણ વિદ્વાનો કહે છે[૨] એ ગમે તેમ હો પણ એટલુ નક્કી છે કે યાદવો અને ભૃગુઓ વગેરે ગુજરાતમા આવ્યા ત્યારે આ ભાગમા આદિવતનીઓની અને કદાચ દ્રાવિડોની વસ્તી ઠીક પ્રમાણમાં હતી ભાર્ગવ શુક્રાચાર્યને અસુરોના ગુરૂ કહ્યા છે અને યયાતિ અસુરની કન્યાઓને પરણેલા વગેરે પૌરાણિક કથાઓને આર્યજાતિના અસુરજાતિ સાથેના મિશ્રણ માટે આધાર ગણવામાં આવે છે[૩] આવો આધાર ન હોય તો પણ એવુ મિશ્રણ પ્રાચીનકાળ માટે ઘણુ સ્વાભાવિક છે હાલની ગુજરાતની વસ્તીના સ્વભાવના બંધારણમા આ મિશ્રણે કેટલો અને કેવો ભાગ ભજવ્યો છે એ નક્કી કરવુ મુશ્કેલ છે. વળી પછીના ઐતિહાસિક કાળમા પણ ગુજરાતમા બહારથી બાક્ટ્રીઆના યવનો (ગ્રીકો) મીનેન્ડર અને એપોલોડોટસ

---

૧. જુઓ ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ. ખં ૧ પ્ર–૨ તથા પ્ર–૧૫.

૨. કે.–હી ઈ–ઞ ૧ પૃ–૯૯, ૧૦૩ વગેરે તથા ૧૪૬

૩ ગુ સાં. ઈ ખ. ૧ પ્ર ૧૫. પુરાણોમાથી નાગ, અસુર, રાક્ષસ વગેરે સાથે આર્યોના લગ્નોની બીજી પણ ઘણી કથાઓ પુરાવા તરીકે રજુ કરી શકાય

નીચે કાઠિયાવાડમાં આવ્યા હતા. બન્નેના સિક્કાઓ ગુજરાત કાઠિયાવાડમાંથી મળ્યા છે.[1] પછી શક લોકા ઈ. સ. પૂર્વે બીજા શતકમાં આ દેશ તરફ ધસવા લાગ્યા હતા. ઈ. સ પૂર્વે પહેલા શતકમાં માળવામાં અને મથુરામાં શકોનું રાજ્ય હતું. માળવાના શકોને તાબે ગુજરાતનો પણ કેટલોક ભાગ હતો.[2] એટલે એ વખતે કોઈ શકો ગુજરાતમાં આવ્યા હોય એ સંભવ છે. પછી મહાક્ષત્રપ–ક્ષત્રપોનું જ્યારે ઈ. સ. પહેલા શતકથી તે ચોથા શતક સુધી સુરાષ્ટ્રમાં રાજ્યં હતું ત્યારે તો શકોનાં ટોળાં કાઠિયાવાડ ગુજરાતમાં આવ્યાં હશે.[3] પછી પાંચમા શતકમાં હૂણો હિંદુસ્તાનમાં આવ્યા ત્યારે ગુજરાતમાં યે કોઇ આવ્યા હોય એ સંભવ છે. બીજી તરફથી મૌર્ય મહારાજા અશોકના વખતથી મૌર્યો વગેરે આ દેશના ક્ષત્રિયો તથા એ સાથે બ્રાહ્મણો અને વૈશ્યો પણ ગુજરાતમાં આવ્યા હશે જ. અશોક પછી અને ક્ષત્રપો પહેલાં આન્ધ્રોને તાબે માળવા, દક્ષિણ ગુજરાત અને કાઠિયાવાડ પણ હતા.[4] આ ઐતિહાસિક સ્થિતિમાં યવનો, શકો અને આન્ધ્રો, કર્ણાટકીઓ વગેરે દ્રાવિડો વગેરેના કોઈ સીધા વારસો હોય કે ન હોય પણ એ બધા લોકોના લોહીનું મિશ્રણ તો આ દેશની આદિવતની અને આર્ય પ્રજામાં જરૂર થયું હોવાનો સંભવ છે. યવનો, શકો અને હૂણોની કુમારીઓ સાથે રાજન્યોએ લગ્ન કર્યાના ઇતિહાસમાં દાખલા છે. પછી ગુજરાતની વર્તમાન પ્રજાના સ્વભાવનાં કયાં લક્ષણો પહેલાં મિશ્રણનું અને કયાં આ બીજા શોણિતમિશ્રણનું પરિણામ છે એ નક્કી કરવું બીલકુલ શકય નથી. છતાં એ મિશ્રણની ગુજરાતી સ્વભાવ ઉપર કાંઇક અસર હશે એટલું સ્વીકારવામાં વાંધો નથી.

૧. જુઓ મુંબઇ ગેઝેટીઅર ગ્ર ૧ પૃ. ૧૬ થી ૧૮ અને કેં. હી. ઇ. ગ્ર. ૧–પ્ર–૨૨

૨. એજન. પૃ ૨૫ તથા કે. હી. ઈ. ગ્ર. ૧ પૃ. ૫૩૨ અને ૫૭૫

૩. મું. ગે. ગ્ર. ૧ ભા–૧–પ્ર–૫

૪. એજન પૃ–૨૫ અને પૃ–૩૨

ગુજરાતની પ્રજાના સ્વભાવના ઘડતરમાં જે એક બીજી વસ્તુએ ભાગ ભજવ્યો છે તે છે પ્રજાનાં ભ્રમણો.[1] છેક પ્રાગૈતિહાસિક કાલથી આ ભ્રમણો શરૂ થયાં છે. ઘણી જાતિઓ ગુજરાતમાં આવી છે, વસી છે અને અહીંની જુની વસ્તીમાં ઓતપ્રોત થઈ ગઇ છે અને ઘણી જાતિઓ ગુજરાતમાં થઈને જમીન કે દરિયામાર્ગે બીજા પ્રાન્તોમાં જતી રહી છે હિંદુસ્તાનના બીજા પ્રાન્તો કરતાં ગુજરાતે ભ્રમણ યુગો વધારે જોયા છે. (૧) પ્રાગૈતિહાસિક કાળમાં (૨) પૌરાણિક કાળમાં (૩) ખ્રીસ્તી સમયની શરૂઆતમાં (૪) ગુર્જરોનું ભ્રમણ (૫)મુસલમાની આક્રમણથી થયેલાં ભ્રમણો (૬) પારસીઓનું આગમન અને (૭) નાની જ્ઞાતિઓનાં ભ્રમણો એ રીતે સાતેક ભ્રમણો થયાં હોવાનું શ્રી રત્નમણિરાવ માને છે.

એ સંભવ છે જ. અવતરણનું દર્શન કરતાં એવી અવનતિ પણ મ્હેજે જોઈ લેવાશે.

ભારતીય સંસ્કારોનો ગુજરાતમાં પ્રથમાવતાર ક્યારે થયો?

વૈદિક કાળમાંજ ગુજરાતમાં વેદમંત્રો રચાયા હોવાનો કોઇ પુરાવો નથી. એજ રીતે ઔપનિષદ સંસ્કારો જૂનાં ઉપનિષદોના કાળ સુધી તો ગુજરાતમાં ઉતર્યા નથી. ગુજરાતમાં કોઈ આર્યો પ્રાગ્બૌદ્ધ-કાળમાં વસતા હશે અને તેઓએ અધ્યાત્મવિદ્યા વિષયક વિચારો કર્યા હશે તો એનો પુરાવો પ્રાચીન ઉપનિષદોમાં જળવાયો નથી. પછી બુદ્ધ, મહાવીરના જીવનકાળમાં કે તે પછીનાં કેટલાંક વર્ષ સુધી પણ બૌદ્ધ અને જૈન ઉપદેશ ગુજરાત સુધી પહોંચ્યો હોવાનો પુરાવો નથી. પણ સૂત્રોમાં, પાણિનિના ગણપાઠમાં, જાતકોમાં, મહાભારતમાં અને પુરાણોમાં ગુજરાતના ભરૂકચ્છ, દ્વારકા, સૌરાષ્ટ્ર વગેરે સ્થળોનાં નામો મળે છે અને અશોકનો ગિરનારનો લેખ ઇ. સ. પૂર્વે ત્રીજા શતકનો છે. જ્યારે ઈ. સ. પૂર્વે ચોથા શતકમાં થયેલા મૌર્ય ચંદ્રગુપ્તે ગિરનારની તળેટીમાં સરોવર બંધાવ્યું છે.[1] એટલે ઈ. સ. પૂર્વે ચોથા શતકમાં ગુજરાત ઐતિહાસિક પ્રકાશમાં સ્પષ્ટ દેખાય છે ઉપર કહેલા મહાભારતાદિ ગ્રન્થોના જૂનામાં જૂના ભાગનો રચનાકાળ ઈ. સ. પૂર્વે ચોથા પાંચમા શતક પહેલાં માનવો મુશ્કેલ છે. વળી પહેલાં શ્રી. કૃષ્ણ યાદવો સાથે દ્વારકા જઇને રહ્યા હોવાનું પુરાણોને અનુસરીને કહ્યું છે તે ઐતિહાસિક હકીકત હોય તો પણ ભગવદ્ગીતાનો ઉપદેશ તો કુરૂક્ષેત્રમાં થયો છે, દ્વારકામાં નહિ. અને આધુનિક પ્રાચ્યવિદ્યા સંશોધન પ્રમાણે તો ઇ. સ. પૂર્વે ચોથા પાંચમા શતકથી જૂના કાળમાં ગીતાના કોઇ અંશને કોઇ રીતે ખેંચી શકાય તેમ નથી. મતલબ કે મારા મતે ઈ. સ. પૂર્વે ચોથા શતકમાં આર્યસંસ્કારોનો ગુજરાતમાં પ્રથમાવતાર થયો છે.

૧. જુઓ ગિરનારનો રૂદ્રદામનનો શિલાલેખ. (ગુ. એ. લે. ન. ૬)

ગુજરાતમાં ભારતીય સસ્કારનું પ્રથમ દર્શન આપણને અશોકના લેખોમાં થાય છે. હવે એ લેખો કોતરાવનાર રાજા ભલે બૌદ્ધ હોય પણ એના અભિલેખોમાં તો સામાન્ય સદાચારનો ઉપદેશ છે. ચદ્રગુપ્ત મૌર્યથી અશોક મૌર્ય સુધીના રાજ્યકાળ દરમિયાન લગભગ સમગ્ર ભારતમાં રાજકીય એકતા સ્થપાવાથી તથા અશોકના પ્રયત્નથી રસ્તાઓની અને ધર્મશાળા, વાવકુવા વગેરેની સગવડ મળવાથી બૌદ્ધ સાધુઓ પેઠે બ્રાહ્મણ અને જૈન ઉપદેશકો પણ ઈ સ. પૂર્વે ત્રીજા સૈકાથી આ દેશના બીજા ભાગોમાં તેમજ ગુજરાતમાં પ્રવ્રજ્યા કરવા લાગ્યા હશે. આ રીતે ઇ.સ. પૂર્વે ત્રીજા ચોથા સૈકાથી જે સંસ્કાર-પ્રચાર ગુજરાતમાં થવા લાગ્યો હતો તેનું અવલોકન કરતાં ભારતીય સંસ્કારનાં વિવિધ અંગોનુ જે ક્રમમાં દર્શન કર્યું છે તેને બનતાં સુધી વળગી રહીને ચાલવાની ધારણા છે.

વેદના અર્થો નિરુક્તકારના સમયમાં જ કાંઇક દુર્ગમ થઈ ગયા હતા. અને અર્થ સમજ્યા વગર વેદનો પાઠ કરવાની પ્રણાલી વધતી જતી હતી. ગુજરાતમાં, અશોકના સમયની આસપાસમાં કોઇ કોઇ વેદપાઠીઓ વસતા હોવાનો સભવ છે. જોકે સ્પષ્ટ પુરાવો તે પછી લગભગ સાતસો વર્ષે એટલે ઈ. સ. પાંચમા શતકમાં લખાયેલા સ્કંદગુપ્તના લેખમાંજ મળે છે. વળી એજ લેખમાં "ઘીથી અને પ્રણામોથી દેવોને પૂજીને" એવા શબ્દો છે[1] એનો અર્થ રાજાએ એ પ્રસગે યજ્ઞો કરાવ્યા હતા એવો થાય. અને એ સમય પછીથી તે ગયા સૈકા સુધી વેદને મુખપાઠ કરનારા તથા અગ્નિહોત્ર રાખી યજ્ઞ કરનારા કેટલાક બ્રાહ્મણો ગુજરાતમાં દર પેઢીમાં જીવી ગયા છે.

ગુજરાતમાં પશુહિસાત્મક મોટા યજ્ઞોનો વિશેષ પ્રચાર કોઈ કાળે હોય એવું દેખાતું નથી. ક્ષત્રપો મૂળ પરદેશી, આ દેશમાં હિંદુ થઇ ગયા પણ તેઓનુ વૈદિક યજ્ઞો તરફ ખાસ વલણ ન હોય એ દેખીતુ

૧. द्विजबहुशतगीतब्रह्मनिर्नष्टशापम् । શ્લો. ૩૯ અને अस्त्य प्रणामैर्विबुधान्यथेष्टवा । શ્લો. ૩૪ (ગુ. ઐ. લે. ન. ૧૫)

છે. પછી જો કે ગુપ્તરાજાઓ પરમ ભાગવત અને ભારશિવો શૈવ હતા છતાં તેઓ મોટા યજ્ઞો કરતા હતા. સમુદ્રગુપ્તે અને કુમારગુપ્તે અશ્વમેધ યજ્ઞો કર્યા હતા.[1] ભારશિવોએ દશ અશ્વમેધ યજ્ઞો કર્યા હતા. અને વાકાટક પ્રવરસેને પણ અશ્વમેધ યજ્ઞ કર્યો હતો. ટૂંકામાં ગુપ્ત કાળમા રાજાઓમાં હિંસાયુક્ત યજ્ઞની પ્રથા ઠીક વ્યાપક હતી.[2] પણ ગુપ્તરાજાનો જે એક લેખ ગુજરાતમાંથી મળ્યો છે તેમાં તો રાજાના પ્રતિનિધિએ ઘીનો હોમ કરીને સંતોષ માન્યો છે. પછી જો કે પાંચમા શતકના જ દક્ષિણ ગુજરાતના ત્રૈકૂટક રાજા દહ્રસેને અશ્વમેધ યજ્ઞ કર્યો હોવાનો ઉલ્લેખ મળે છે.[3] પણ વલભી રાજાઓમાંથી કોઈએ મોટા યજ્ઞો કર્યાનો દાવો કર્યો નથી. ખરી રીતે પાંચમા શતક પછી ગુજરાતના કોઈ રાજાએ અશ્વમેધ યજ્ઞ કર્યાનો ઉલ્લેખ ઉત્કીર્ણ લેખોમાંથી મળતો નથી.

પણ ભારતના બીજા ભાગોના બ્રાહ્મણો પેઠે ગુજરાતના બ્રાહ્મણોમાં વૈદિક યજ્ઞોની પ્રણાલી ચાલુ હોય એ સ્વાભાવિક છે. અને વલભી રાજાઓએ તો બ્રાહ્મણોને અગ્નિહોત્રાદિ પંચમહાયજ્ઞ કરવા માટે આખા વલભી સમય દરમિયાન દાનો આપ્યાં છે. પછી ભરૂચના ગુર્જરો અને દક્ષિણ ગુજરાતના ચાલુક્યો અને રાષ્ટ્રકૂટોમાંના કેટલાકે પણ પંચમહાયજ્ઞ કરવા માટે બ્રાહ્મણોને દાનો આપ્યાં છે.[4] મતલબ કે છઠ્ઠાથી દશમા શતક સુધીના ગુજરાતના બ્રાહ્મણો માટે પોતાના ઘરમાં અગ્નિહોત્ર રાખવું એ ધાર્મિક કર્તવ્ય હોવા ઉપરાંત નિર્વાહ મેળવવાનું સાધન હતું. પણ વલભી સમયમાંજ પ્રવાહ બદલાવા

૧. જુઓ અલાહાબાદની હરિષેણ પ્રશસ્તિ તથા અશ્વમેધના લખાણ વાળા એના તથા કુમારગુપ્તના સિક્કાઓ.

૨. જુઓ ડો. પ્ર. જયસ્વાલનું હીસ્ટરી ઓફ ઇન્ડીઆ તથા ન્યૂ હીસ્ટરી ઓફ ઈન્ડીઅન પીપલ્સ અ ૬ પૃ-૩૧૮.

૩. ગુ. ઐ. લે. ગ્ર-૧ ન. ૧૩

૪. જુઓ વલભીદાનપત્રો (ગુ. ઐ-લે. ભા ૧)નાં ૪૮ સુધીનાં તથા ૧૦૬, ૧૨૦, ૧૨૧, ૧૨૨, ૧૨૩, ૧૩૧, ૧૩૫ દાનપત્રો.

લાગ્યો હતો. અને તે પછી તો તદ્દન બદલાઇ ગયો અને યજ્ઞ કરવા માટે દાન આપવાનો ઉલ્લેખ બધ થઇને યજ્ઞ કરે કે ન કરે પણ બ્રાહ્મણોને માતાપિતાના તથા પોતાના પુણ્યની અભિવૃદ્ધિ અર્થે રાજાઓ દાનો આપવા લાગ્યા હતા.[1] અને ૧૧ મા શતકથી મન્દિરો તરફ રાજાઓની દાનપ્રવૃત્તિનો પ્રવાહ વધારે વળી ગયો; છતાં બ્રાહ્મણો માટે અગ્નિહોત્ર રાખવુ એ ધાર્મિક કર્તવ્ય તો હતુ જ. એટલે ઘણા પોતાના ઘરમાં અગ્નિહોત્ર કે છેવટ આવસથ્ય રાખતા હશે. અને મહાકવિ ભવભૂતિના પાચમા પૂર્વજે જેમ છઠ્ઠા શતકના અન્તમાં વાજપેય યજ્ઞ કર્યો હતો તેમ ગુજરાતમાં પણ કોઇકિ શ્રીમન્ત બ્રાહ્મણોએ કાળમાંય વાજપેય જેવા મોટા યજ્ઞો પણ કરતા હશે. સોલકી સમયના થોડા દાખલા મળે છે. ૧૩મા શતકની ત્રીજી પચ્ચીશીમાં થયેલો સુરાષ્ટ્રનો નાગરકવિ નાનાક પોતાના એક પૂર્વજને યજ્ઞવિધિમાં કુશલ કહે છે અને પોતાના નાનાભાઇને સાગ ઋગ્વેદ કંઠસ્થ હતો એમ કહે છે. પોતે પણ મહાયજ્ઞો કર્યા હોવાનો દાવો કરે છે.[2] અને એજ સમયના કવિ સોમેશ્વરના એક પૂર્વજ (૧૧ મા શતકના) સોલે વાજપેય યજ્ઞ કર્યો હતો.[3] પછી નૈષધના ટીકાકાર ચડુ પડિત જે આરગદેવ અને કર્ણના સમયમાં (ઇ. સ. ૧૩ મા શતકની છેલ્લી પચ્ચીશીમાં) ગુજરાતમાં હતા તેણે વાજપેય, સોમસત્ર અને દ્વાદશાહ યજ્ઞો કર્યા હતા[4] બ્રાહ્મણોએ કરેલા આ યજ્ઞો હિંસાયુક્ત હશે

૧. ગુ. અ-ઐ..લે-ભા-૧ના ૫૩, ૫૬ ૬૩, ૬૭, ૭૪. ૭૬, ૮૨, ૮૩, ૮૭ વગેરે વલભીદાનપત્રો તથા ૧૦૨, ૧૦૬, ૧૧૮, ૧૨૦, ૧૨૪, ૧૨૫ ૧૩૩, ૧૩૪, વગેરે દાનપત્રો.

૨ નાનાક પ્રશસ્તિ સાવવઅરની શ્લો-૨૦ અને ૩૦ (ગુ-ઐ-લે-ભા. ૩નુ ૨૧૮)

૩. સુરથોત્સવ સ. ૧૫ શ્લો. ૧૦

૪. ભારતીય વિદ્યા વર્ષ-૩-અ. ૧-પૃ-૧૭ ગુજરાતમાં નૈષધીય ચરિત ઉપર ટીકાઓ નામનો લેખ.

કે અહિંસક? ચોક્કસ કહેવું મુશ્કેલ છે પણ અહિંસક હોવાનો સંભવ છે. અલબત્ત દ્રવિડ દેશમાં તથા મહારાષ્ટ્રમાં એ સૈકાઓમાં તથા પછી પણ બ્રાહ્મણોએ આ મોટા યજ્ઞો ઘણા વધારે પ્રમાણમાં કર્યા છે. તામીલ અને આન્ધ્ર બ્રાહ્મણોમાં પ્રચલિત 'દીક્ષિત' અવટંક તે પ્રદેશના બહોળા યજ્ઞપ્રચારની સૂચક છે.

આધુનિક સમયના આરંભ વખતે પણ ગુજરાતમાં વલભી સમયથી શરૂ થયેલી અને રાજપૂત રાજ્યના અન્ત સુધી ચાલુ રહેલી સ્થિતિ યથાપૂર્વ પ્રવર્તતી હતી. બ્રાહ્મણો પોતાના ઘરમાં અગ્નિહોત્ર કે અગ્નિહોત્ર રાખવા જેટલી શક્તિ ન હોય તો આવસથ્ય રાખે કે છેવટ રોજ વૈશ્વદેવ કરે અને બ્રહ્મયજ્ઞ તરીકે વેદનું પઠન કરે; અલબત્ત અર્થ સમજ્યા વગર, ફક્ત એટલો વૈદિક સંસ્કાર ગુજરાતમાં જળવાઈ રહ્યો હતો. કવિ નર્મદાશંકરના પ્રપિતામહ નારાયણ ભટ્ટે ૧૮મા શતકમાં અગ્નિહોત્ર લીધું હતું અને વેદ ભણ્યા હતા. કવિના દાદા પુરૂષોત્તમ ભટ્ટ પણ દશગ્રંથપાઠી હતા. કવિના પિતા બે અને પોતે એક ઋગ્વેદનો અષ્ટક ભણ્યા હતા.[1] કવિ દલપતરામના પિતા પણ અગ્નિહોત્રી હતા. ગયા સૈકા સુધી ગુજરાતમાં ઘણાંખરાં શહેરોમાં અને કોઈક ગામડાંમાં પણ અગ્નિહોત્રી બ્રાહ્મણો મળી આવતા. અમ્બામામાં અત્યારે એક બ્રાહ્મણને ઘેર અગ્નિહોત્ર છે. જામનગરમાં મેં જાતે એક વેદપાઠીને ઘેર અગ્નિહોત્રનાં દર્શન કર્યાં છે. જુનાગઢમાં વેદાન્તી દિવાન ગોકુળજી ઝાલાએ ઇ. સ. ૧૮૭૧ માં અગ્નિહોત્ર લીધું હતું.[2] ઘોઘા ભાવનગરમાં પણ અગ્નિહોત્રો હતાં.[3] અને શુકલતીર્થ, કરનાળી જેવા તીર્થમાં અનેક અગ્નિહોત્રો ગયા સૈકા સુધી હશે. જોકે ધીમે ધીમે લુપ્ત થઈ ગયાં છે.[4]

---

૧. જુઓ કવિ નર્મદનું 'મારી હકીકત' પૃ. ૧૧ તથા ૨૧

૨. સુજ્ઞ ગોકુળજી ઝાલા પૃ. ૨૧૧.

૩. જુઓ ગગા ઓઝનું ચરિત્ર પૃ. ૭૩

૪. જુઓ ભ. ક. ઠાકોરનાં દુષ્કાળ કાવ્યની પંક્તિઓ ૨૮૫–૮૬ તથા તે ઉપરની ટીપ ૨૮૫.

બીજી તરફથી બ્રાહ્મણ બટુઓમાં વેદપાઠનું ધોરણ છેક નિરૂક્ત પહેલાંના કાળથી ચાલુ રહેવાથી સમગ્ર વૈદિક સાહિત્ય શુદ્ધ-રૂપમાં જળવાઈ રહ્યું એ મોટો લાભ થયો.[1] પણ અર્થ સમજ્યા વગર માત્ર ગ્રન્થોને મોઢે રાખવા પાછળ—યાસ્ક કહે છે તેમ સ્થાણુ પેઠે ફક્ત ભાર ઉપાડવા પાછળ–કિશોર અવસ્થાનાં સારાં ચાર–છ કે દશબાર વર્ષો ગાળવામા આવે[2] એ કેટલો બધો સ્મૃતિ-શક્તિનો દુર્વ્યય છે? અલબત્ત કવિ નર્મદાશંકરના દાદા વેદપાઠી હોવા સાથે જેમ કૌમુદી અને પંચકાવ્ય પણ ભણ્યા હતા તેમ જે સંસ્કૃતના વિદ્વાન હોય તે ધારે તો વેદનો અર્થ ટીકાગ્રન્થોની મદદથી જરૂર સમજી શકે. કોઇ કોઈ વિદ્વાનો છેક નિરૂક્તના કાળથી એવો પ્રયત્ન કરતા પણ હશે. છતાં વેદો ઉપર યોગ્ય રીતે સૌથી વધારે પ્રખ્યાત અને વધારે વપરાતું સંપૂર્ણ ભાષ્ય તો ચૌદમા શતકના સાયણનું છે. પણ એ પહેલાં ૧૧ મા શતકમાં થઈ ગયેલા વડ-નગર ગુજરાતના ઉવ્વટે પ્રાતિશાખ્યસૂત્રો ઉપર અને વાજસનેયી સંહિતા ઉપર ભાષ્ય લખ્યું છે અને એજ વખતના અને એજ ગામના ધાદ્વિવેદે "વેદમાંની પ્રાચીન ઇતિહાસની કથાઓ નીતિ ધર્મના ઉપદેશ અર્થે શ્લોકબદ્ધ કરીને વર્ણવી છે."[3] પછી મૂળરાજના વખતમાં થઈ ગયેલ વડનગરનો નાગરબ્રાહ્મણ સોલ જેને રાજાએ પુરોહિત નીમ્યો હતો તેના પુત્ર લલ્લને તેના વંશજ કવિ

---

૧. ગો. મા. ત્રિપાઠી આ વેદપાઠી બ્રાહ્મણોને શુકદષ્ટા કહે છે અને તેઓની સમાજમા ઉપકારકતા વિસ્તારથી વર્ણવે છે. જુઓ સાક્ષરજીવન.

૨. ઈ. સ. ૧૮૯૦ થી ૧૯૦૦ ના અરસામા મારા એક મિત્રને ઋગ્વેદ ભણાવવા માટે એના પિતાએ કરનાળીના એક વેદપાઠીને પોતાને ખરચે પોતાને ઘેર રાખેલા

૩. જુઓ આ બા. ધ્રુવનું ગુજરાતનું સંસ્કૃત સાહિત્ય દિગ્દર્શન પૃ ૧૪, ૧૫

સોમેશ્વરે ઋગ્વેદવેદી કહેલ છે.[1] એનો અર્થ ઋગ્વેદનો અર્થ જાણનાર એવો હરી. પછી ઉપર કહેલા ૧૩મા શતકના અન્તના ચંડુ પંડિતે ઋગ્વેદ ઉપર પોતે લખેલી ટીકામાંથી નૈષધ ટીકામાં અવતરણ આપ્યું છે.[2] જોકે એ ટીકા મળતી નથી. બધું જોતાં ટુંકામાં એમ કહી શકાય કે વેદનો મુખપાઠ કરનારા ઘણા અને વિરલ વિદ્વાનો વેદના અર્થના જિજ્ઞાસુ એવી સ્થિતિ આખા દેશની અને વિશેષ પ્રમાણમાં ગુજરાતની ઘણુ કરી સંસ્કૃત વિદ્યાનો ગુજરાતમાં પ્રવેશ થયો ત્યારથી તે ગઇ સદી સુધી રહી છે વેદના અભ્યાસી પીટર્સન, બુલ્હર વગેરે પાશ્ચાત્ય પંડિતોને અહીંના સારા શાસ્ત્રીઓનું પણ વેદ સંબંધી અજ્ઞાન જોઈને આશ્ચર્ય થતુ.

## બૌદ્ધ અને જૈન અવતરણ–

વેદો અને બ્રાહ્મણ ગ્રન્થોના, ગુજરાતમાં અવતરણનો પ્રકાર જોયો. પછી ઔપનિષદ વિદ્યા એના શુદ્ધરૂપમાં ગુજરાતમાં જૂના વખતમાં આવી હોવાની કોઈ નિશાની નથી પણ વેદાન્ત દર્શન-રૂપે જરૂર આવેલ છે એટલે એનું અવલોકન આગળ ચાલતાં કરશું. પણ બૌદ્ધ અને જૈન ધર્મના અવતરણનું દર્શન પહેલાં કરવુ પડશે. અશોક મૌર્યના કાળમાં જ કોઈક બૌદ્ધ સાધુઓ મોરડ સુધી આવ્યા હોય એ અસંભવ નથી પણ સ્પષ્ટ પુરાવો નથી. કાઠિયાવાડમાં સાણા, તળાજા અને જુનાગઢમાં ગુફાઓ છે જે બૌદ્ધ હોવાનુ તથા એમાંથી કોઇક અશોકના સમયની કે તે પછી તરતના કાળનીયે હોય એવું તદ્વિદોનું અનુમાન છે.[3] પછી અશોકના પુત્ર શાલિશૂકે સુરાષ્ટ્ર સુધી જૈન ધર્મનો પ્રચાર કર્યો હોવાનું કેશવ હર્ષદ ધ્રુવે યુગપુરાણના

1. સુરથોત્સવ સ. ૧૫ શ્લો ૧૦, ૧૧

2. જુઓ ભારતીય વિદ્યા વર્ષ ૩ અ. ૧ પૃ. ૨૭માં "ગુજરાતમાં નૈષધીય ચરિત ઉપર લખાયેલી ટીકાઓ"

3. જુઓ બર્જેસનું 'એન્ટીક્વીટીઝ ઓફ કાઠિયાવાડ એન્ડ કચ્છ' પૃ. ૭૮

અમુક વચનોને આધારે અનુમાન કર્યું છે.[1] આ અનુમાનો સાચાં ઠરે કે ખોટાં પણ બીજા શતકના ક્ષત્રપ લેખોમાં બૌદ્ધ શ્રમણોનો ઉલ્લેખ છે અને એક લેખમાં કેવલિ શબ્દ છે જે જૈન ધર્મ સૂચક હોય.[2] વળી ઢાંકની ગુફામાં જૈન તીર્થંકરોની મૂર્તિઓ છે તે પણ કદાચ પાછલા ક્ષત્રપ સમયની હોય.[3] મતલબ કે વલભી સમય પહેલાં બૌદ્ધ અને જૈન ધર્મનો ગુજરાતમાં પ્રસાર થઈ ગયો હતો અને વલભી સમયમાં તો એ ધર્મોનો ગુજરાતમાં ઝળહળતો પ્રકાશ સ્પષ્ટ દેખાય છે. પહેલાં બૌદ્ધ ધર્મનો પ્રચાર જોઈએ:

વલભીનો રાજા ધ્રુવસેન જે પોતે પરમ ભાગવત (વૈષ્ણવ) હતો, તેણે ઇ. સ. ૫૩૫–૩૬માં વલભી શહેરમાં જ પોતાની ભાણેજી બૌદ્ધ ઉપાસિકા દુડ્ડાએ બંધાવેલા વિહારમાં ભવિષ્યમાં સમારકામ કરાવવા માટે તથા એ વિહારમાં ધૂપ, દીપ, તેલ, ફૂલ વગેરે મળ્યા કરે માટે એ વિહારના સંઘને એક ગામ દાનમાં આપ્યું છે.[4] પછીના વલભી લેખોમાં પણ આ વિહારનો ઉલ્લેખ છે. વળી પછીના એક લેખમાં આચાર્ય ભદન્ત બુદ્ધદાસે બુદ્ધની મૂર્તિની સ્થાપના કર્યાનો નિર્દેશ છે.[5] પછી એક લેખમાં દુદ્દા વિહારમાં ૧૮ શાખાના સર્વ દિશામાંથી આવતા ભિક્ષુસંઘને રોગી સાધુઓના અન્ન, વસ્ત્ર, આસન, ઔષધ વગેરે માટે ચાર ગામો દાનમાં આપ્યાની નોંધ છે.[6] પછી ઈ. સ. ૫૮૮ ના એક વલભી દાનપત્રમાં આચાર્ય ભદન્તસ્થિરમતિએ બંધાવેલા વિહારમાં ભગવાન બુદ્ધને ફૂલ,

ચન્દન, ધૂપ, દીપ વગેરે ધરવા માટે અને અનેક દેશાવરોથી આવેલા ભિક્ષુસંઘના અન્ન, વસ્ત્ર, ઔષધ વગેરે માટે તથા વિહારના જીર્ણોદ્ધાર માટે બે ગામ દાનમાં આપ્યાં છે.[1] પ્રખ્યાત ચીની બૌદ્ધ યાત્રાળુ યુવાન ચુઆંગે જે ગુણમતિ અને વલભીના સ્થિરમતિનો ઉલ્લેખ કર્યો છે તેમાંના સ્થિરમતિ તે ઉપલા લેખમાં કહેલાજ હશે. જો કે સ્થિરમતિ એક કરતાં વધારે થયા હોય એવો સંભવ છે. ઇ. સ. પાંચમા શતકના એક સ્થિરમતિએ પ્રખ્યાત બૌદ્ધ ગ્રન્થકાર વસુબન્ધુના ગ્રન્થ ઉપર ટીકા તથા યોગાચાર મતના બીજા ગ્રન્થો પણ લખ્યા છે.[2]

યુવાનચુઆંગ કહે છે કે વલભી દેશમાં સેંકડો બૌદ્ધ સંધારામો છે અને ૯ હજાર ભિક્ષુઓ છે, જેમાંના ઘણાખરા હીનયાન મતના અનુયાયી છે. આ ઉપરાંત જેને એ મુસાફર મોલાપો કહે છે અને જે ઘણુંકરી લાટનો દક્ષિણ ભાગ અને મધ્ય ગુજરાતનો ભાગ હશે, તેમાં ઘણા સંધારામો છે એમ કહે છે.[3]

આ રીતે જે બૌદ્ધ ધર્મનો વલભી સમયમાં છઠ્ઠા–સાતમા શતકોમાં ગુજરાતમાં સારો પ્રચાર હતો તેની વલભી સમયના અન્ત પછી ગુજરાતમાંથી એકજ નિશાની મળે છે અને તે રાષ્ટ્રકૂટની ગુજરાત શાખાના રાજા ધ્રુવ બીજાએ ઇ. સ. ૮૮૪માં સુરત પાસે કામ્પિલ્ય (હાલનું કાપ્લીઆ !) ગામના એક વિહારને આપેલું દાન છે.[4]

૧. એજન. નં. ૪૫

૨. હિંદદર્શન. આ. બ. ધ્રુવનું પૃ. ૬ તથા વીન્ટરનીઝ, ગ્રર-પૃ. ૩૬૨ અને તેમાં ટીપ ૩.

૩. જુઓ મું. ગે. ગ્ર. ૧ ભા. ૧ પૃ, ૭૪ 'વોટર્સ યુવાન' ચુઆંગ ગ્ર. ૨ પૃ. ૨૪૨ થી ૨૪૮ તથા પૃ. ૩૩૫, ૩૩૬ વીન્સેન્ટ સ્મીથની અર્લી હીસ્ટરી આ. ૩ પૃ. ૩૨૩ થી ૩૧૬ અને ગ્રોરી પિઠ વોઝ ગુર્જરદેશ ગ્ર ૩ પૃ. ૧૮-૨૫

૪. ગુ. એ. લે. ભા. ૩. નં ૧૩૦ અ.

વલભીપુરના નાશ સાથે ત્યાંના મઠો તો નાશ પામ્યા હશે પણ આખા દેશમાંથી તેનો લોપ શાથી થયો ? બિહારમાં જેમ પહેલાજ મુસ્લીમ હુમલાથી ઈ સ બારમા શતકમાં બૌદ્ધ ધર્મ ભાગી પડ્યો તેમ ગુજરાતમાં નથી થયું પણ જેમ દક્ષિણ હિંદમાં ઇ સ છઠ્ઠાથી આઠમા શતક સુધીમાં જૈન અને બ્રાહ્મણ ધર્મના પ્રબળ પ્રચારની અસરથી બૌદ્ધ ધર્મ નબળો પડી ગયો તેમજ ગુજરાતમાં એ હરીફ ધર્મોની અસરથી દશમા શતક સુધીમાં બૌદ્ધ ધર્મનું પોતાનું આત્મતેજ ક્ષીણ થવાથી તથા ભિન્ન સ્વત્વ લુપ્ત થઈ જવાથી ઉપેક્ષિત થઇ ક્ષીણ થઇ ગયો હોય એમ લાગે છે અલબત્ત જતા પહેલા તેણે પોતાના કારુણ્ય-પ્રધાન સંસ્કારો જૈન તથા વૈષ્ણવ ધર્મમાં સંક્રાંત કરી દીધા હતા.

જૈનધર્મ વલભી સમયમાં વલભીપુર ગુજરાતમા પ્રસરેલો હતો એમ નીચેની જૈન શ્રુતપરંપરા ઉપરથી જણાય છે એ પરંપરા પ્રમાણે શ્રી દેવર્ધિગણિ ક્ષમાશ્રમણ નામના આચાર્યે વલભીમાં મળેલા શ્રી સંઘના આગ્રહથી વિચ્છેદ થતા અવશેષ રહેલા ત્રુટિત અને અત્રુટિત આગળના પાઠોને સાંકળી પુસ્તકારૂઢ કર્યા.[1] આને 'વલભી વાચના' કહે છે પછી ઇ સ. છઠ્ઠાના અન્તમાં અને સાતમા શતકના આરંભમાં વલભીપુરમાજ વિશેષાવશ્યક ભાષ્યના પ્રણેતા જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ થઈ ગયા[2] અને એજ અરસામા કે થોડા વર્ષ પછી શીલાદિત્ય રાજાના સમયમાં ધનેશ્વરસૂરિએ શત્રુંજય માહાત્મ્ય રચ્યું છે એમ મનાય છે પણ એમા કુમારપાલ રાજાનો વૃત્તાન્ત હોવાથી એ ગ્રન્થને ૧૩મા શતક પહેલા રચાયેલો માનવો મુશ્કેલ છે[3]

વલભીના નાશ સાથે જેમ બૌદ્ધધર્મનો લોપ થઇ ગયો

---

૧. જુઓ દિગ્દર્શન પૃ. ૧

૨. ભારતીય વિદ્યા વર્ષ ૩ અ. ૧ પૃ. ૧૯૧

૩ દિગ્દર્શન પૃ. ૧૦ તથા જૈ. સા ઇ રીપ ૧૩૮મા ગૌ હી ઓઝાના રા ઇ. ખં. ૧. પૃ. ૩૯૫-૩૯૯ માંથી કરેલો ઉતારો.

તેમ જૈનધર્મનું નથી થયું. જૈનધર્મે પોતાની વ્યવહાર સમાધાન વૃત્તિના બળથી ગુજરાતના લોકોના હૃદયમાં પોતાનું સ્થાન જાળવી રાખ્યું અને જૂનુ નષ્ટ સ્થળ છોડી નવાં સ્થળો શોધ્યાં. ઇ. સ. છઠ્ઠા સાતમા શતકમા ગુર્જરોની રાજધાની તરીકે ભિલ્લમાલ કે શ્રીમાલ પ્રખ્યાત હતુ.[1] આ ભિલ્લમાલ તરફ જૈનો ફેલાયા હોય એમ જણાય છે. કદાચ મારવાડમાં વલભી સમયમાંજ વસ્યા હોય, પણ આઠમા શતકનો મહાન જૈન ગ્રંથ કુવલયમાલા તો ઉદ્યોતન-સૂરિએ જાબાલિપુર હાલનાં ઝાલોરમાં લખેલ છે.[2] પછી એજ શતકમાં બપ્પભટ્ટીસૂરિએ કાન્યકુબ્જના રાજા આમને પ્રતિબોધી જૈન કર્યો હતો[3] પછી નવમા શતકમાં ઉપમિતિભવપ્રપંચના કર્તા સિદ્ધર્ષિએ ભિલ્લમાલ નગરમાં જૈન દેરાસરમાં ગ્રન્થરચના કરી છે.[4] આ અરસામાંજ થઈ ગયેલા ચાવડા રાજાઓ પાસે વનરાજથી આરંભી જૈનોનું પ્રાબલ્ય હતું એવા પ્રબન્ધોના કથનને માનવામાં આવે કે ન આવે પણ સોલંકી સમયમાં મૂળરાજથી આરંભી એ વંશના અન્તપર્યંત જૈન સાધુઓ, વિદ્વાનો અને મંત્રીઓનું ઘણું જોર હતું એ નિઃસંદિગ્ધ છે.[5] જોકે જૈન પ્રાબલ્યનો મધ્યાન્હ તો સિદ્ધરાજ કુમારપાલના વખતમાં તપતો હતો. જૈનધર્મની દિગંબર અને શ્વેતામ્બર એ બે શાખાઓ વચ્ચે એક ઉગ્ર વાદ વિ. સં. ૧૧૮૧ માં સિદ્ધરાજની સભામાં થઇને દિગંબર મત એવો હારી ગયો કે ગુજરાતમાં પછી એકલું શ્વેતામ્બર મતનું જોર રહ્યું. બીજી તરફથી શૈવ રાજાઓના આશ્રયથી સ્વધર્મનો પ્રચાર કરતા જૈન આચાર્યોએ

---

૧. ગૌરી ઘેટ વોઝ ગુર્જરદેશ ગ્ર. ૩. પૃ. ૩૧.

૨. જૈન સાહિત્યનો ઇતિહાસ પૃ ૧૭૫ થી ૧૭૭

૩. એજન પૃ. ૧૭૯

૪. એજન પૃ. ૧૮૨

૫. આ માટે અને સોલંકી સમયમાં જૈન મંત્રીઓ, વિદ્વાનો વગેરેની સ્થિતિ માટે જુઓ મારો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ.

આપ્યું, પણ જૈનધર્મે સવથી મોટો ફાળો તો અહિંસાને મારવાડ ગુજરાતના જીવનમાં અનશ્વર સ્થાન આપીને અર્પ્યો છે. હેમચન્દ્રાચાર્યના ઉપદેશથી કુમારપાલ રાજાએ દ્યૂતની અને માંસાહારની બંધી કરી તથા અહિંસાનો આગ્રહથી પ્રચાર કર્યો હતો એ પ્રસિદ્ધ છે.[1] અહિંસા ગુજરાતમાં સોલંકી કાળ પહેલાં દાખલ થઈ હતી જ પણ વ્યાપક થઈ એ તો કુમારપાલના વખતના તથા તે પછીના જૈનોના પ્રયાસથી.

મન્દિરોની સ્થાપના, મૂર્તિઓનાં સ્તવન, અર્ચન, વ્રતો, ઉપવાસો, ધાર્મિક ઉત્સવો અને તીર્થયાત્રાઓ વગેરે વિષયોમાં વૈષ્ણવધર્મની અને જૈનધર્મની સમાન પ્રવૃત્તિ જોતાં જનસમાજ ઉપર બેઉ ધર્મોની સાંસ્કારિક અસરમાં ભાગ્યે જ ભેદ દેખાય છે. અહીં ઉમેરવું જોઈએ કે સામાજીક જીવનમાં પણ ભેદ ભાગ્યે જ દેખાય છે. એક જ જ્ઞાતિમાં વૈષ્ણવ કુટુંબો અને જૈન કુટુંબો હોય છે અને તેઓ પરસ્પર બેટી વ્યવહાર કરવામાં બાધ ગણતાં નથી.

**વર્ણાશ્રમ ધર્મ અને ધર્મશાસ્ત્રોની અસરઃ**—વર્ણાશ્રમ ધર્મ એ ઘણો અગત્યનો ભારતીય સંસ્કાર છે એ આપણે જોયું છે. મહાભારત કાળમાં ગુજરાતમાં આવેલા બ્રાહ્મણાદિ વર્ણના લોકો પોતાની સાથે જ વર્ણાશ્રમ વ્યવસ્થા લાવ્યા હશે. પણ ગુજરાતનાં ઐતિહાસિક સાધનોમાંથી નિશાની ઘણી મોડી મળે છે. રૂદ્રદામનના શિલાલેખ[2]માં રૂદ્રદામને રાજા તરીકે પોતાના ગુણો વર્ણવતાં 'ગર્ભપ્રભૃતિ સમૃદ્ધ રાજલક્ષ્મી ધારણ કરેલી હોવાથી જેને સર્વ વર્ણોએ સામે આવીને પતિ તરીકે વરેલ છે' એમ કહેલ છે. એ શબ્દોમાં ચાતુર્વર્ણ્ય સ્પષ્ટ સૂચિત છે. પછી આશ્રમોનો તો ઉત્કીર્ણ લેખોમાં પ્રસંગ જ નથી. પણ રૂદ્રદામનના લેખમાંજ જે તેના પોતાના ગુણો વર્ણવેલા છે તે રાજાના સ્મૃત્યુક્ત ગુણો છે દા. ત. "લડાઈ

૧. જુઓ મારો ગુ. મ. રા ઈ વિ. ૨ પૃ. ૩૦૪–૩૦૮
૨ ગુ ઐ. લે ભા. ૧ નં. ૨

સિવાય જેણે પુરુષનો વધ ન કરવાની પ્રતિજ્ઞા લીધી હતી, સામે આવેલા અને પોતાના સદૃશ શત્રુ સિવાયના ઉપર જેણે કરુણા દર્શાવી છે,[1] પગે પડેલાઓને જેણે આયુષ્ય આપ્યું છે, વળી જેના રાજ્યમાં શહેરો, બજારો અને ગામડાએમાં દસ્યુઓ, સર્પો, (જંગલી) પશુઓ અને રોગોનો ત્રાસ નથી." ચોર, સર્પો, અને રોગોના ત્રાસમાંથી ગામડાંની વસ્તીને રૂદ્રદામને કેટલે અંશે મુક્ત કરી હશે તે કોણ કહી શકે? પણ તેણે એ આદર્શ સન્મુખ રાખ્યો હતો એ ચોક્કસ છે. ભારતીય રાજાનો આ આદર્શ છે.[2] રાજસત્તા ઉપલા આદર્શને હજી વસ્તુસ્થિતિમાં ઉતારી શકી નથી. હજી એ આદર્શ જ રહ્યો છે. પછી ગાય અને બ્રાહ્મણના રક્ષણ માટે તથા ધર્મ અને કીર્તિની વૃદ્ધિ માટે પોતે તળાવ ખોદાવ્યાનું કહે છે એ પણ મહાભારત પુરાણે પ્રચારેલો સંસ્કાર છે. વળી ચંદ્રગુપ્ત મૌર્યથી સ્કંદગુપ્ત સુધીનાં સાડા સાતસો વર્ષ દરમિયાન એક તળાવના બંધ ઉપર ચાર મોટા રાજાઓના સુબાઓએ આટલું બધું ધ્યાન આપ્યું એ રાજાઓની લોકોપયોગી કાર્યો માટે ઊંચી કર્તવ્યબુદ્ધિનું સૂચક છે.[3] બીજા એક ક્ષત્રપરાજા રૂદ્રસિંહના સેનાપતિ આભીર રૂદ્રભૂતિએ એક નાના ગામમાં ઈ. સ. ૧૮૧માં વાવ ખોદાવી હોવાનો લેખ મળ્યો છે.[4] જે પુરાણોથી ચાલેલા પૂર્ત ધર્મનું લક્ષણ છે.

પછી રૂદ્રદામા વાળાજ જુનાગઢના પથરા ઉપરના સ્કંદગુપ્તના લેખમાં[5] એજ ભારતીય આદર્શ નીચે પ્રમાણે સગર્વ કહેલો છે: "એ રાજાના રાજ્યમાં કોઈ માંદો, દરિદ્ર, દુઃખી, લોભી કે દંડવા યોગ્ય નથી." (શ્લો. ૬) પછી સુરાષ્ટ્ર માટે યોગ્ય અધિકારી કેવો

---

૧. જુઓ ઉપર પૃ. ૧૧૫ માં ક્ષત્રિયના ધર્મો.

૨. જુઓ મહાભારત ૧-૬૨. ૫ થી ૧૦.

૩. રૂદ્રદામનના આખા લેખ માટે જુઓ ગુ. ઐ. લે. ભા. ૧-નં. ૨

૪. એજન નં ૭

૫. સ્કંદગુપ્તના લેખ માટે જુઓ એજન નં. ૧૫

હોવો જોઇએ તે દર્શાવતાં કહેલું છે કે "જાતે બુદ્ધિશાળી, વિનીત, મેધા અને સ્મૃતિવાળો, સત્ય, સરલતા, ઉદારતા, નમ્રતા, માધુર્ય, દાક્ષિણ્ય એ ગુણોવાળો જોઇએ" (શ્લોક ૮) વળી "પશ્ચિમમાં જેમ દેવોએ વરૂણને નીમ્યા છે તેમ પોતે પર્ણદત્તને નીમ્યો છે" (શ્લો. ૧૩). એ વચનમાં પૌરાણિક અસર સ્પષ્ટ છે. અને છેવટ "જે દાનપરાયણ અને પવિત્ર અધિકારી ધર્મ અને અર્થના અવિરોધથી વિષયોને સેવતો" (શ્લો. ૨૪) એમ કહ્યું છે તે ધર્મસૂત્રો અને ગીતા મહાભારતના ઉપદેશને અનુસરીને છે. પણ મહાભારતના શ્લોકો પ્રમાણ તરીકે ઉતારનાર ગુપ્ત રાજાઓ ઉપર મહાભારત, ગીતા અને ધર્મશાસ્ત્રોની અસર હોય એ સ્વાભાવિક અને નિર્વિવાદ ઐતિહાસિક હકીકત છે. અને ગુપ્તરાજાઓના રાજ્યકાળમાં ભારતીય સંસ્કારો ગુજરાતમાં પૂરેપૂરા ઉતરી ગયા હતા એ ચોક્કસ. વલભીદાનપત્રો આ નિર્ણયને બળવાન ટેકો આપે છે. રઘુવંશ (૪–૧૨)માં 'પ્રજાનું રંજન કરતો હોવાથી એ યથાર્થ રાજા હતો' એમ કહ્યું છે એજ વાત 'પ્રજાના હૃદયનું રંજન કરતો હોવાથી જેનામાં રાજા શબ્દ અન્વર્થ હતો' એ રીતે વલભી તામ્રપત્રમાં મળે છે.[1]

વલભી સમયના ગુજરાત બહારના એક અભિલેખમાં "વર્ણાશ્રમ વ્યવસ્થાપનાનુ ચક્ર જેણે પ્રવૃત્ત કર્યું છે" એવું વિશેષણ પ્રભાકરવર્ધન માટે વાપર્યું છે[2] ત્યારે વલભીલેખોમાં એને મળતા નીચેના શબ્દો છે. "મન્વાદિએ પ્રણીત વિધિ પળાવવો એ જેનો ધર્મ છે." "ધર્મરાજ પેઠે જેણે વિનય (સદાચાર) વ્યવસ્થા પદ્ધતિ નક્કી કરી છે." એજ સમયનો ભરૂચનો એક ગુર્જર રાજા પણ મનુપ્રણીત ધર્માનુસાર વર્ણાશ્રમવ્યવસ્થા જાળવ્યાની વાર્ત કરે છે.[3] આ વલભીના રાજાઓ તથા રાષ્ટ્રકૂટો પોતાનો "વૈભવ દાન અને

૧. ગુ. ઐ. લે. ન. ૩૯
૨. જુઓ એ ઈ. ગ્ર. ૪ પૃ. ૨૧૦
૩. ગુ. ઐ. લે ભા ૧ ન. ૧૭, ૧૯, ૨૧, ૨૩ વગેરે તથા ન. ૧૧૭

અનાથોએ ઉપભોગ કરવા માટે છે” એમ કહે છે[૧] આ પણ મહાભારતની અસર છે[૨]

વલભીના રાજાઓએ જે દાનો આપ્યા છે તે મોટે ભાગે બ્રાહ્મણોને બહારથી પોતાના પ્રદેશમા બોલાવીને તેઓ પચમહાયજ્ઞ કરે માટે આપેલા છે[૩] અને માતાપિતાને પુણ્ય મળે માટે આપેલા છે ઈ સ છઠ્ઠા શતકથી આઠમા શતકના ભરૂચના ગુર્જર રાજાઓના તથા સાતમા આઠમા શતકના દક્ષિણ ગુજરાતના ચાલુક્યોના અને નવમા દશમા શતકના ગુજરાતના રાષ્ટ્રકૂટોના દાનપત્રોમા ઉપની જ

દૂર રહેલો, જેનું રૂપ શીલનું વિરોધી ન હતું અને યૌવન સદ્‌વૃત્તનું વિરોધી ન હતું"[1] એવું વર્ણન છે એ આપી શકાય. અલબત્ત રાજાઓના આશ્રિતોએ લખેલી આ પ્રશસ્તિઓ છે, એમાંથી યથાર્થ ચારિત્રકથનની આશા ન રખાય. પણ શીલનો ધર્મશાસ્ત્રોક્ત આદર્શ રાજાઓને અને તત્કાલીન પંડિતોને માન્ય હતો એટલું અનુમાન થઈ શકે, પછી ભલે જીવનમાં એ ઉતરતો હોય યથા સંભવ. પણ શીલમાં મોટી વાત તો છે સહિષ્ણુતાની. બૌદ્ધ, જૈન, આજીવકાદિ અતિ પ્રાચીન વૈદિકેતર મતો તરફ એ વખતના બ્રાહ્મણોની તથા તત્કાલીન બ્રાહ્મણો તરફ બૌદ્ધોની વૃત્તિ વિશે બીજા વ્યાખ્યાનમાં કહ્યું જ છે. પાછલા કાળમાં એક તરફથી બુદ્ધને અને જૈનોના આદિતીર્થંકરને ભાગવત આદિ પુરાણોમાં વિષ્ણુના અવતાર કહેલ છે તો બીજી તરફથી મોહ પમાડવા માટે એ અવતાર થયા હોવાનું કહી બૌદ્ધ જૈનની નિન્દા કરી છે. છતાં સામાન્ય રીતે તો સહિષ્ણુતા વ્યાપક રહી છે. અને કનડગત અપવાદ રૂપે થયા હોવાના દાખલા છે; તે પણ મુસ્લીમ અને ખ્રીસ્તી ધર્મની કનડગત સાથે સરખાવતાં એટલી હળવી કે એ સહિષ્ણુતાજ ગણાય. પછી પ્રો. પ્રાટને મોટા ભાગના બૌદ્ધો ખ્રીસ્તીઓ તરફ મિત્રતાભર્યું વર્તન રાખતા હોવાનો અનુભવ થયો છે.[2] અને દક્ષિણ પશ્ચિમમાં કાંઠા ઉપર ધોળા અને કાળા બે જાતના યહૂદીઓ ઘણા કાળથી રહેતા હોવાના તથા તેઓના ધર્મપાલનમાં ડખલગીરી ન થવાનાં રાજાઓ તરફથી ફરમાનો મળ્યાં હોવાના પુરાવા છે.[3] પછી પંદરમા શતકના મધ્યમાં કાલીકટ આવેલો ઇરાનના મુસલમાન શાહનો એલચી અબ્દુલ રઝાક કહે છે કે "હું જો કે મુસલમાન તરીકે શત્રુના મુલકમાં છું એમ ગણું છું પણ

૧. ગુ. ઐ. લે. ભા. ૨ નં. ૧૦૬ પં. ૨૩-૨૪

૨. ધી પીલ્ગ્રીમેજ ઓફ બુદ્ધીઝમ પૃ. ૭૩૫-૩૬ માંથી રાધાકૃષ્ણને. ઈ. રી. અને-વે. થૉટ પૃ. ૩૦૬ માં કરેલો ઉતારો.

૩. ધી લેસર હસ્ટર્ન ચર્ચીઝ પૃ. ૩૬૩ (એજન પૃ. ૩૧૧)

મારી તરફ પૂર્ણ સહિષ્ણુતા રાખવામાં આવે છે એ હુ કબૂલ કરૂ છુ "[૧]

ગુજરાતમા આ સહિષ્ણુતા સોલકી સમયમા પ્રવર્તતી હોવાના સચોટ દાખના ઇતિહાસમાંથી મળે છે ૧૧ મા અને ૧૨ મા શતકમા દક્ષિણમા વૈષ્ણવોની શૈવ રાજાઓ દ્વારા પનડગત થઈ હોવાના દાખલા છે પણ ગુજરાતમા એવા દાખલા નથી અનમત્ત શ્વેતામ્બર અને દિગમ્બર જૈનો વચ્ચે તથા બ્રાહ્મણો અને જૈનો વચ્ચે વાગ્યુદ્ધો તથા પરસ્પરની નિન્દા થયેલ છે પણ એથી આગળ કાંઈ નહિ અને રાજાઓએ તથા મત્રીઓએ તો સર્વ ધર્મ તરફ સમભાવ રાખ્યો છે એટલુ જ નહિ પણ ઈ સ ૯૩૬મા મુસ્લીમ કનડગતને લીધે ઈરાનથી દક્ષિણ ગુજરાતમા ભાગી આવેલા પારસીઓને ગુજરાતના પડોશી કોકણના શિલાહાર રાજાએ આશ્રય આપ્યો અને એ દાખના ગુજરાતીઓ તરીકે અગિયારમો વર્ષવી પારસીઓ હવે છે[૨] પછી ખભાતની મસ્જીદને અગ્નિપૂજકોએ કાશીરો દ્વારા બાળી મૂકેલી અને એ દગામા ૮૦ મુસ્લીમો માર્યા ગયેલા આની ફરિયાદ સિદ્ધરાજ પાસે પહોચતા તે રાજાએ જાતે તપાસ કરી વાત સાચી ઠરતાં બ્રાહ્મણો તથા અગ્નિપૂજકોના મુખ્ય નેતાઓનો યોગ્ય દડ કર્યો તથા એ વખતે જાહેર કર્યું કે, ' મારા રાજ્યમાં સર્વ લોકો સુખશાન્તિનો સમાન રીતે ઉપભોગ કરી શકે એવી પ્રજા-પાલનની સુ વ્યવસ્થા રાખવી એ મારૂ કર્તવ્ય છે "[૩]

પછી વસ્તુપાલ તેજપાલે જૈન અને બ્રાહ્મણ ધર્મના સ્થાનો ઊભા કરવા સાથે મસ્જીદો પણ બધાવેલી એમ એના ચરિત્ર-લેખકો કહે છે[૪] જગડૂશાએ પણ મસ્જીદો બધાવેલી[૫] પણ ધાર્મિક

૧ મુરેનુ ડીસ્કવરીઝ એન્ડ ટ્રેવેલ્સ ઇન એશીઆ (એજન પૃ ૩૧૨)
૨ જુઓ મારો ગુ મ. રા ઇ ભા ૧ પૃ ૧૧૪
૩ એજન પૃ ૧૭૧ ૪ એજન ભા ૨ પૃ ૪૧૧
૫ જુઓ જગડૂચરિત્ર પૃ ૬૪

ક્ષમભાવનો સૌથી સરસ દાખલો તો નીચેનો છે. વિ. સં. ૧૩૨૦ના (ઇ. સ. ૧૨૬૪ હીજરી ગં. ૬૬૨—હીજરી સન એ લેખમાં જ આપ્યો છે.) વેરાવળના એક લેખમાં લખ્યું છે કે અર્જુનદેવ (વિ. સ. ૧૩૧૮ થી ૧૩૩૧)ના મહામાત્ય રાણક શ્રી. માલદેવ હતા ત્યારે સોમનાથના પાશુપત મઠના પાશુપતાચાર્ય ગંડશ્રી પરવીર અને ત્યાંના આગેવાન મહાજનો (જેનાં નામો લેખમાં આપ્યાં છે) પાસેથી હરમુઝ (ઈરાન ?) ના કાંઠાના અમીર રૂકનુદ્દીનના રાજ્યના નાખુદા પીરોઝે સોમનાથ દેવના નગરની બહારના ભાગમાં એક મસ્જીદ બાંધવા માટે જમીનનો એક ટુકડો બધા હકો સાથે ખરીદી લીધો હતો અને તે ઉપર રાજશ્રી છાડાના મિત્ર અને ધર્મબાંધવ પીરોજ નાખુદાએ મસ્જીદ બાંધી અને એનાં ધૂપ, દીપ, તેલ કુરાનપાઠ વગેરે માટે તથા ચાલુ ચાળડથીગડ માટે શ્રી સવધણેશ્વર દેવના સ્થાનપતિ શ્રીત્રિપુરાંતક તથા વિનાયક ભટ્ટારક વગેરે પાસેથી ધઉલેશ્વર દેવની માલિકીની બે માળના ઘરવાળી એક મોટી વાડી, બે હાટ તથા એક ઘાણી લઇ મસ્જીદને તેની ઉપજ વાપરવા માટે એ બધુ આપ્યુ. વળી સોમનાથ પાટણના શીઆપંથી વહાણવટીઓના ઉત્સવ માટે અમુક રકમ ઠરાવી આપી, જેનો વહીવટ પાટણના મુસલમાનો કરે અને કાઇ રકમ વધે તો મક્કા અને મદીના મોકલે"

મુસલમાન વહાણવટીઓ સાથેનો હિંદુ ધાર્મિક આચાર્યોનો આ મીઠો સબંધ હાલના સોમનાથના ઝઘડાને શરમજનક બનાવે છે પાકીસ્તાન ચળવળના આરંભ પહેલાં કાઠિયાવાડ ગુજરાતનાં ગામડાંઓમા હિંદુ મુસલમાનો વચ્ચે ભાઇચારો જ જોવામાં આવતો એ પ્રસિદ્ધ હકીકત છે.

આ ઉપરાંત શીલવિષયમાં એટલુ જ નોંધવાનું છે કે હિંદુ સ્ત્રીઓમાં ક્ષમા અને સહનશીલતા, કોઇક કોઇક બ્રાહ્મણોમાં નિઃસ્પૃહતા, ધર્મપરાયણુતા, અપરિગ્રહ વગેરે છેક ગઈ પેઢી સુધી મળી આવતાં[૧]

૧. નિકટતમ સમયના દાખલા માટે જુઓ ક. મા. મુનશીના મધ્યાહ્ન પૃ. ૪૫મા દુર્ગાશંકર દવે વિશે હકીકત.

અને ગરીબ લોકવર્ગમાં ખીટીરા અમલ પહેવા જે પ્રમાણિકતા સાદાઈ, કરજ આપવાની સાચી દાનત [1] આતિથ્ય અને ધર્મભીરુના સામાન્ય રીતે જોવામાં આવતા તે પ્રાચીન સંસ્કારનો વારસો હતો

વિજ્ઞાન સંસ્કાર—હવે જ્યોતિષ અને આયુર્વેદનું અવતરણ ક્રમા જોઈએ બ્રહ્મસ્ફુટ સિદ્ધાન્ત નામનો જ્યોતિષનો ગ્રન્થ લખનાર બ્રહ્મગુપ્ત આચાર્યે ચાપવંશ તિલક વ્યાઘ્રમુખ રાજા રાજ્ય કરતા હતા, ત્યારે શક સં ૫૫૦ (ઈ સ ૬૩૮)મા પોતે ગ્રન્થ લખ્યો છે, એમ કહ્યું છે અને ટીકાકાર એ આચાર્યને ભિલ્લમાલકાચાર્ય કહે છે ભિલ્લમાલના આચાર્ય બ્રહ્મગુપ્ત પહેલા રાજપૂતાના ગુજરાતમાં કોઈ જ્યોતિષીઓ હશે તો આપણે જાણતા નથી આ બ્રહ્મગુપ્ત સમર્થ જ્યોતિષી હતા ઘણુ કરીને તેઓજ આ દેશમા બીજગણિતની પ્રથમ શોધ કરી છે [2] બ્રહ્મગુપ્ત પછી તો જ્યોતિષવિદ્યાનુ પરંપરાગત ગુજરાતમાં ચાલુ રહ્યું હોવામા શંકા નથી જ્યોતિષના ગ્રન્થોની સેંકડો હાથ પ્રતો ગુજરાતમાથી મળી છે પણ જ્યોતિષના ગ્રન્થ કારોમા પડોશી વરાડને સાથે ગણીને મહારાષ્ટ્ર પ્રાન્તમા છેલ્લાં સાતસો વર્ષમા ઘણા થયા છે, અને તે પહેલાના સમયમા પાટલીપુત્રમા, કાશ્મીરમા, અવન્તીમા અને કાશીમાં ઘણા જ્યોતિષી ગ્રન્થકારો થયા છે કાશ્મીર અને કાશીમા તો પાછલા સૈકાઓમા પણ કેટલાક નામો મળે છે ત્યારે ગુજરાતમા નીચેના થોડા નામો જ મળ્યા છે (૧) ઈ સ ૧૩૭૦ માં યંત્રરાજ નામનો જ્યોતિષનો ગ્રન્થ લખનાર મદનસૂરી ભરૂચનો વતની હતો પછી ઈ સ ૧૪૨૦મા ભાસ્કરાચાર્યના ગ્રન્થ ઉપર ગણિતામૃતસાગરી નામની ટીકા લખનાર ગંગાધર જંબુસરનો વતની હતો પછી ઈ સ ૧૭૭૪ મા ગ્રહગણિત—

---

૧ ગો મા ત્રિપાઠીએ પોતાના પિતાનુ કરજ આપ્યું અને ભગાભાના પ્રખ્યાત શેઠ નેતા રત્ન દસભાઈએ પિતાનું કરજ આપ્યુ એ મોટા દાખલાઓ પણ આ શીલસંસ્કારની સજીવતાના સૂચક છે

૨. ભારતીય જ્યોતિ, શાસ્ત્ર પૃ ૨૨૬

ચિંતામણિ નામનો ગ્રન્થ લખનાર એના પોતાના તથા એના વડિલોના નામ ઉપરથી ગુજરાતી લાગે છે એમ દીક્ષિત કહે છે.[1]

ગુજરાતમાં આયુર્વેદના અવતરણ વિષે જ્યોતિષ કરતાં વધારે વિગતવાર માહિતી મળે છે[2] ઉપર વારવાર જોયેલા અશોકના ગિરનારના શિલાલેખોમાં "પોતાના રાજ્યમાં તથા પડોશી રાજ્યોમાં સર્વત્ર મનુષ્યો અને પશુઓ માટે ચિકિત્સાની યોજના કરી હતી તથા દવાઓ રાખી હતી" એમ જે રાજા કહે છે તેણે સુરાષ્ટ્રમાં તો ચિકિત્સા માટે વ્યવસ્થા કરી હશેજ અને ચિકિત્સા હોય તો ચિકિત્સકો–વૈદ્યો હોવાજ જોઇએ. દૃ કામાં ઇ. સ પૂર્વે ત્રીજા શતકમાં ઘણુ કરી ચરકે અગ્નિવેશ તન્ત્રનો પ્રતિસંસ્કાર કર્યો પહેલાં ગુજરાતમાં આયુર્વેદે પ્રવેશ કર્યો હતો. પણ પછી બારમે વર્ષ સુધી જૈન સાહિત્યપ્રસિદ્ધ એક નાગાર્જુનના સંદિગ્ધ નામ સિવાય ગુજરાતમાંથી કોઇ વૈદ્યક ગ્રન્થકર્તાનુ નામ મળતુ નથી. અલબત્ત એ ગાળામાં ગુજરાતમાં વૈદ્યો હશે. તેઓ ચરક સુશ્રુત જેવા પ્રખ્યાત ગ્રન્થોજ ભણતા હશે પણ કોઈ મોટો ગ્રન્થકાર નથી થયો. કોઈ નાના ગ્રન્થકારો થયા હશે તો તેઓનાં લખાણો લુપ્ત થઇ ગયાં છે. પણ ઇ સ. બારમા શતકથી ગ્રન્થકાર વૈદ્યોનો પ્રવાહ શરૂ થયો તે છેક ઈ. સ. ૧૯ મા શતક સુધી ચાલુ રહ્યો બારમા શતકમાં અનેક વિષયોના ગ્રન્થો

સુધાકરના લેખક શ્રી શ્રીગૌડ બ્રાહ્મણ યશોધર, ૧૪ માના પોતાને "ગુર્જરીખડવાસી" કહેનાર અને ધાતુરત્નમાલાના કર્તા દેવદત્ત, ૧૫ મા શતકના ટીકાપૂર્તિ કરનાર નારાયણ, એજ શતકના ત્રિશતીના કર્તા શાર્ઙ્ગધર. ૧૬ મા શતકના બાલતંત્રના કર્તા અને કાશીમા રહેનાર પ્રશ્નોરા બ્રાહ્મણ કલ્યાણ, ૧૭ માના સ્ત્રીવિલાસના કર્તા શ્રી ગૌડ બ્રાહ્મણ દેવેન્દ્ર, એજ શતકના આયુર્વેદપ્રકાશના કર્તા સોરાષ્ટ્રના સારસ્વત ઉપાધ્યાય માધવ, એજ શતકમા યોગરત્નાકર લખનાર જૈન આચાર્ય નયનશેખર, યોગસમુચ્ચયના લેખક શ્રી ગૌડ માધવ અને છેવટ ૧૯ મા શતકમાં રસરત્નમણિમાલા લખનાર બાવાભાઈ અચળજી એ રીતે અનેક નાના મોટા વૈદ્યકના લેખકો થયા છે. પણ એકંદર રીતે મગાળા સાથે તુલના કરતા ગુજરાતમા મધ્યકાળમા વૈદ્યક લેખકોની સખ્યા ઓછીજ ગણાય, જ્યારે ગુણવત્તાની દૃષ્ટિએ ગુજરાતનુ વૈદ્યક સાહિત્ય મગાળા કરતા ચોક્કસ ઉતરતી કોટીનુ ગણાય છના વિદ્યામા અવનતિની દશામાયે 'અર્થ માટે અથવા કામ માટે નહિ પણ ભૂતદયા માટે વૈદ્યે ચિકિત્સા કરવી' એ પ્રાચીન આયુર્વેદાચાર્યોએ આપેલો આદર્શ જેમ બીજા પ્રાન્તોમા તેમ ગુજરાતમા પણ ગઈ સદીના શ્રેષ્ટ વૈદ્યોમા જીવતો હતો એ ચોક્કસ છે [1]

**ભક્તિમાર્ગ**—વૈષ્ણવ, શૈવ, શાક્ત, સૌર વગેરે અનેક શાખાઓમા ભક્તિમાર્ગ વિસ્તરેલો છે ગુજરાતમાં પણ એ બહુ વહેલો જ દાખલ થયેલો વાયુપુરાણાદિના શૈવ ભાગોમા અને કેટલાક ઉત્કીર્ણ લેખોમાં શિવ લકુલી રૂપે કાયાવરોહણ (વડોદરા રાજ્યનુ કારવણ) મા અવતર્યા હતા એવી દંતકથા મળે છે આ કથા યથાર્થ હોય તો ઘણુ કરી ઇ સ બીજા શતકમા પાશુપત સંપ્રદાયના સ્થાપક આચાર્ય લકુલીશ ગુજરાતમાં જન્મ્યા હતા એમ નક્કી થાય.[2] અને ઇ સ. બીજાથી લગભગ ઈ સ. ચોથા શતક સુધી

---

૧ જુઓ ઝંડુ ભટ્ટજીનું જીવનચરિત્ર

૨ જુઓ મારો શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ પૃ-૧૪૯ તથા પૃ-૪૫

ગુજરાતમાં રાજ્ય કરનાર ક્ષત્રપ રાજાઓમાંના ઘણાંનાં નામો રૂદ્રાદિ છે. એને એ કાળમાં શૈવધર્મના પ્રચારનો સ્વત ત્ર પુરાવો ગણી શકાય. પછી વલભીના રાજાઓ મોટે ભાગે દાનપત્રોમા પોતાને માહેશ્વર કહે છે. એમાંના એકના ઇ. સ ૬૦૬ ના દાનપત્રમાં મહાદેવનાં પૂજા, ધૂપ, નૈવેદ્ય માટે દાન આપ્યાની વાત છે.[1] એ વખતે આ લેખોલ્લિખિત સિવાય ઘણાં શૈવ મન્દિરો બધાયાં હશે પણ અત્યારે કોઈની નિશાની નથી મળતી. પણ ઇ. સ. ૧૦ માથી ૧૪ મા શતક સુધી પાશુપત શૈવ ધર્મનો ગુજરાતમાં બહોળો પ્રચાર હતો. એ સ પ્રદાયનાં અનેક શૈવ મન્દિરો ત્યારે હશે નર્મદા કાંઠો શૈવ તીર્થોથી વ્યાપ્ત છે. પણ સૌથી પ્રખ્યાત શૈવ ધામો તો બે હતાં (૧) કાઠિયાવાડનુ સોમનાથ પાટણ અને (૨) સિદ્ધપુરનું રૂદ્ર મહાલય બેય ઉપર ગુજરાતના શિવભક્ત સોલંકી રાજાઓને અત્યંત ભક્તિ હતી.[2] એ વખતે ગુજરાતમાં પ્રચલિત પાશુપત સંપ્રદાય –પા૦૭ગથી ૧૫ મા શતક પછી લુપ્ત થઇ ગયો.–અને એથી કાલમુખ કાપાલિક જેવી ઉગ્ર શાખાઓ પણ સોલંકી સમયમાં પાશુપત સાથે કદાચ પ્રચલિત હશે તો પણ વ્યવહારપરાયણ ગુજરાતમાં એ ઉગ્ર સ પ્રદાયો જરાય જામ્યા નહિ, પણ સાદી પૌરાણિક શિવભક્તિ ચાલુ રહી. નાના ગામમાં, પણ ઘણુ કરી ગામ બહાર સારી કે ખરાબ હાલતમા ઊભેલા મ દિરમા ભોળાશ ભુની સાદી પૂજારૂપે આજ સુધી શૈવ ધર્મ જીવતો રહ્યો છે.

ગુજરાતમાં કોઈ વિષ્ણુભક્તો પ્રાચીન કાળમાં આવ્યા હશે પણ વૈષ્ણુવ ધર્મના પ્રચારની સ્પષ્ટ ઐતિહાસિક નિશાની તો ઈ. સ. પાંચમા શતકમાં પહેલી નજરે ચઢે છે. મહાભાગવત ગુપ્ત રાજાઓની

૧ ગુ ઐ લે-નં, ૫૭

૨ ગુજરાતના આ બે શૈવધામો વિષે તથા ગુજરાતમાં શૈવધર્મના પ્રચાર વિષે વિશેષ ઐતિહાસિક માહિતી મારા શૈવધર્મના ઇતિહાસમાંથી મળશે.

સત્તા સાથે ભાગવત ધર્મ પણ ગુજરાતમા આવ્યો અને ઇ સ ૪૫૬ ના ભાદરવાની છઠ્ઠે જૂનાગઢ પાસેના જૂનાં સુદર્શન સરોવરની વરસાદના જોરથી તૂટેલી પાળ સમરાવવી વખતે એ તળાવના કાંઠા ઉપર ગોવિન્દના પદારવિન્દમા જેણે જીવિત સમર્પિત કર્યું હતું એવા ચક્રપાણિને મનુષ્યરૂપે અવતરેલા વિષ્ણુ અર્થાત્ શ્રીકૃષ્ણનું મન્દિર બધાવ્યુ હોવાની અશોકના લેખવાળી શિલા ઉપર નોધ છે આ કદાચ સુરાષ્ટ્રનુ પહેલુ વૈષ્ણવ મન્દિર હશે આ રીતે પાયમા સેમમા ગુજરાતમા વૈષ્ણવ ધર્મનો જે પ્રચાર શરુ થયો તે પછી ચાલુ રહી ધીમે ધીમે પ્રબળ થતો ગયો ઇ સ છઠ્ઠા શતકમા વલભીપુરમાં મૈત્રક વશનુ રાજ્ય સ્થાપનાર સેનાપતિ ભટાર્કનો ત્રીજો પુત્ર ધ્રુવસેન પહેલો પોતાને ઈ સ ૫૨૬ ના દાનપત્રમા પરમ ભાગવત કહે છે[1] પછીના ચારસો વર્ષ માટે ત્યારની વરાહ મૂર્તિ સિવાય કોઈ વૈષ્ણવ નિશાની મળી નથી, પણ દશમા શતકથી વૈષ્ણવ ધર્મના પ્રચારની વૈષ્ણવ મન્દિરો, મૂર્તિઓ દાનપત્રોના ઉલ્લેખ વગેરે ચોખ્ખી નિશાનીઓ અને તે પણ ગુજરાતના જુદા જુદા ભાગોમાથી મળે છે[2]

આ અરસામા ઇ સ બારમા શતકના આરભથી દ્વારકા પણ વૈષ્ણવતીર્થ તરીકે પ્રસિદ્ધ થયુ છે આ રીતે ઇ સ ચોથા શતકમા શતકથી ૧૧ મા શતક સુધીમા જે પૌરાણિક વૈષ્ણવ ધર્મનો ભારતમા પ્રચાર હોવાના પુરાવા મળે છે તે વૈષ્ણવ ધર્મ પહેલાં કાઇક મદ રીતે અને ૧૦ મા અને ૧૧ મા શતકથી જોરદાર રૂપમા પ્રચલિત થયો છે અને ૧૨ મા શતકથી પ્રગટ થવા માડેલો આચાર્યોપદિષ્ટ સપ્રદાયોમાથી વલ્લભ સપ્રદાય વલ્લભાચાર્યના જીવન કાળમા જ સોળમા શતકમા ગુજરાતમા પેઠો અને એવો બદ્ધમૂળ થઈને વ્યાપક થઇ ગયો કે ગુજરાતના લોકોને મન તો વૈષ્ણવધર્મ

---

[1] ગુ-એ-લે ન ૨૧

[2] ગુજરાતમા વૈષ્ણવધર્મના પ્રચારની નિશાનીઓના વર્ણન માટે જુઓ મારો વૈ ધ ઇ આ—૭૫–૨૬

ગુજરાતમાં આ શાક્તમાર્ગ ક્યારે આવ્યો ? આદિવાસીઓની પ્રાચીન પરંપરા હોવાનો સંભવ છે. જો કે બીયોમાં દેવીપૂજા છે એ હકીકત અને દેવીઓને પશુનાં પણ બલિદાન દેવાતાં હોવાના મોઢ પુરાણ વગેરમાં ઉલ્લેખો છે એટલો જ પુરાવો છે. પછી ઐતિહાસિક કાળમાં પાશુપત શૈવો સાથે કદાચ શક્તિપૂજા આવી હોય. નાગરો અને રજપૂતોમાં શિવ અને શક્તિ બેયની ભક્તિ વિશેષ દેખાય છે. વળી અંબાજી, પાવાગઢનાં મહાકાલી, બહુચરાજી વગેરે દેવીતીર્થો છે. તેમાં જૂનામાં જૂનું પણ બારમા–અગિયારમા શતકથી પ્રાચીન નથી એ હકીકત પણ ઉપલા અનુમાનને ટેકો આપે છે. બંગાળ જેવી ઉગ્ર અને હિંસક કે વ્યાપક દેવીપૂજા, એનાં તાંત્રિક દીક્ષા, ચક્રપૂજા વગેરે સાથે ગુજરાતમાં કોઈ વખત ન હતી અને હાલમાં પણ નથી.

અને શાક્તમાર્ગના સંસ્કૃત લેખકોમાં તો એક છેક ઈ. સ ૧૭૨૪ માં થયેલા હરિરાય નામના તાંત્રિકચાર્ય જ ગુજરાતમાં થયા છે, જેણે સુરતમાં તાંત્રિક દીક્ષા લીધી હતી અને શાક્તમતના ઘણા ગ્રન્થો લખ્યા છે અને ગુજરાતી લેખકોમાં જૂનાગઢના અંબા આનન નામનો ગરબો લખનાર નાગર નાથભવાન ( ઇ. સ ૧૬૦૧ થી ૧૮૦૦ વચ્ચે ), બાલા બહુચરનો ભક્ત અને આનંદનો ગરબો, લખનાર અમદાવાદનો બ્રાહ્મણ વલ્લભ ભટ્ટ ( ૧૬૪૦ થી ૧૭૫૧ ) શાક્ત પદો લખનાર મહીસાના મીઠુ મહારાજ ( ૧૭૩૮ થી ૧૭૯૧ ) તથા તેની શિષ્યા બાઈ જની ( મૃત્યુ સં. ૨૮૬૮ ) એટલાં શાક્ત કહેવાય એવા લેખકોનાં નામ મળે છે.[1]

એટલે શાક્ત આચાર કે સાહિત્યનું ગુજરાતમાં જોર નથી. અહીં તો ચંડીપાઠ, નવરાત્રનો ઉત્સવ અને દેવીતીર્થોની યાત્રા તથા ઘણી જ્ઞાતિઓમાં કુળદેવીનું માંગલિક પ્રસંગે પૂજન એટલી દેવીપૂજા દેખાય છે.

---

૧. જુઓ શાક્તસંપ્રદાય (પૃ. ૧૧૧ થી ૧૨૭)

એ વલ્લભ સંપ્રદાયનો પર્યાય જ લાગે છે.[1] આ રીતે આ સંપ્રદાય વ્યાપક થયા છતાં પૌરાણિક મતનાં કોઈક મન્દિરો અને કોઈક અસાંપ્રદાયિક વિષ્ણુભક્તો ગુજરાતમાં મળે ખરા.

ભક્તિમાર્ગમાં શૈવ અને વૈષ્ણવ ઉપરાત શાક્ત ઔર આદિનો પણ સમાવેશ થાય છે. છેક પ્રાચીન વૈદિક દેવમંડળમાં ઇન્દ્ર, રૂદ્રાદિ દેવો સાથે તે તે દેવોની પત્નીઓનું પણ સ્મરણ મળે છે, પણ શક્તિપૂજામાં કોઇ ગૌણ દેવીની પૂજાની વાત નથી પણ જેમ વૈષ્ણવોના વિષ્ણુ અને શૈવોના શિવ પરમ આરાધ્ય દેવ છે તેમ શાક્તોની આરાધ્ય દેવતા શક્તિ છે. અવૈદિક અનાર્યોમાં કોઈક જાતની શક્તિપૂજા જૂના કાળમાં હોય—મોહેન્જો ડેરોની સિન્ધુ સંસ્કૃતિમાં શક્તિપૂજા પ્રચલિત હોવાનો તદ્વિદો તર્ક કરે છે.[2] પણ વૈદિકધર્મના ઇતિહાસમાં તો વિષ્ણુ અને શિવ પછી ઘણે કાળે છેક મહાયાન બૌદ્ધધર્મ અને પાશુપત શૈવમાર્ગ સાથે શાક્ત માર્ગનો પણ ઉદ્ભવ થયો હોય એમ લાગે છે. અને શક્તિપૂજાનું તથા શાક્તમાર્ગનું મુખ્ય ધામ બંગાળા હોય એમ લાગે છે. પુરાણોમાં માર્કંડેય પુરાણાન્તર્ગત સપ્તશતી શક્તિ મતનો પ્રાચીનતમ ગ્રન્થ છે, જેમાં કશું વામમાર્ગીય નથી. દેવી ભાગવત એ પછીનું છે, પણ શૈવ અને વૈષ્ણવ ધર્મ જેટલો પણ શાક્ત ધર્મનો પુરાણો ઉપર આધાર નથી પણ તંત્રો ઉપર છે.[3] શાક્ત માર્ગમાં ઉચ્ચ અદ્વૈત જ્ઞાનના વિચારો અને માતૃરૂપમાં પરમતત્ત્વની ભક્તિ સાથે કાપાલિકને મળતો વામમાર્ગીય આચાર અને અર્થહીન વહેમો પણ પુષ્કળ છે.

---

૧. રામાનુજાદિ સંપ્રદાયોના સિદ્ધાન્તો અને પ્રચાર માટે જુઓ મારો વૈ. ધ. ઇ. આ-૨

૨. જુઓ સિન્ધુ સંસ્કૃતિમાં શક્તિપૂજા માટે પૃ. ૧૮

૩. શાક્તધર્મ માટે જુઓ ન-દે. મહેતાનો ગ્રન્થ શાક્ત સંપ્રદાય (ફાર્બસ સભાએ પ્રકાશિત)—વૈષ્ણવ સંહિતાઓ, શૈવ આગમો અને શાક્ત તંત્રો એ રીતે ત્રણે મતના તંત્રગ્રંથો મળે છે.

ગુજરાતમા આ શાક્તમાર્ગ ક્યારે આ યો ? આદિવાસીઓની પ્રાચીન પરપરા હોવાનો સભવ છે જો કે ભીલોમા દેવીપૂજા છે એ હકીકત અને દેવીઓને પડેલા પશુ મનિ ાન દેવાતા હોવાના મોઢ પુરાણ વગેરેમા ઉ લેખો છે એ ગનો જ પુરાવો છે પછી ઐતિહાસિક કાળમા પાશુપત શૈવો સાથે કદાચ શક્તિપૂજા આવી હોય નાગરો અને રજપૂતોમા શિવ અને શક્તિ બેયની ભક્તિ વિશેષ દેખાય છે વળી અ બાજી, પાવાગઢના મહાકાળી બહુચરાજી વગેર દેવીતીર્થો છે તેમા જૂનામા જૂનુ રણ બ રમા–અગિયારમા શતકથી પ્રાચીન નથી એ હકીકત પણ ઉપના અનુમાનને ટેકો આપે છે બગાળ જેવી ઉગ્ર અને હિંમ ક ાાપન દેવીપૂજા એના તાન્ત્રિક દીક્ષા, ચક્રપૂજા વગેરે સાથે ગુજરાતમા કોઈ વખત ન હતી અને હાલમા પણ નથી

અને શાક્તમાર્ગના સરકૃત લેખકોમા તો એક છેક ઈ સ ૧૭૨૪ માં થયેલા હરિરાય નામના તાન્ત્રિક ાર્ય જ ગુજરાતમા થયા છે જેને સુરતમા તાન્ત્રિક દીક્ષા લીધી હતી અને શા તમતના ઘણા ગ્રન્થો લખ્યા છે અને ગુજરાતી લેખકોમાં જૂનાગઢના અબા આનદ નામનો ગરબો લખનાર નાગર નાથભવાન ( ઇ સ ૧૬૦૧ થી ૧૮૦૦ વચ્ચે ) બાના બહુચરનો ભક્ત અને આનદનો ગરબો લખનાર અમદાવાદનો બ્રાહ્મણ વ લભ ભટ્ટ ( ૧૬૪૦ થી ૧૭૫૧ ) શાક્ત પદો લખનાર મહીસાના મીઠુ મહારાજ ( ૧૭૩૮ થી ૧૭૮૧ ) તથા તેની શિષ્યા બાઈ જની ( મૃત્યુ સ ૧૮૬૮ ) એટલા શાક્ત કહેવાય એવા લેખકોના નામ મળે છે[1]

ટૂંકમાં શાક્ત આચાર કે સાહિત્યનુ ગુજરાતમા જોર નથી અહીં તો ચડીપાઠ નવરાત્રનો ઉત્સવ અને દેવીતીર્થોની યાત્રા તથા ઘણી જ્ઞાતિઓમા કુળદેવીનુ માગલિક પ્રસગે પૂજન એટલી દેવી પૂજા દેખાય છે

૧ જુઓ શાક્તસપ્રદાય (પૃ ૧૧૧ થી ૧૨૭)

સૂર્યપૂજા —

હાલમા તો સૂર્યપૂજા લગભગ વિલુપ્ત છે પચાયતનમાં સૂર્યનો સમાવેશ તથા કયાક એકાદ સૂર્યમન્દિર એટલુજ અત્યારે બાકી રહ્યુ છે પણ જૂના કાળમા ઈ સ પાચમા, છઠ્ઠા શતકમાં આ દેશમાં સૂર્યપૂજાનો ઘણો પ્રચાર હતો અને ગુજરાતમા મોઢેરાનું ગુજરાતની શ્રેષ્ઠ શિલ્પ અને સ્થાપત્યકલાના અવશેષો જાળવી રાખતુ ભગ્ન મન્દિર ૧૧મા શતકનુ છે અને એ જોતા મોલકી વંશની ચડતીના કાળમા ગુજરાતમા સૂર્યપૂજા થોડી ઘણી પણ પ્રચલિત હતી એમ માનવામાં વાધો નથી

આ રીતે શિવ વિષ્ણુ, દેવી વગેરેની પૂજા દ્વારા ગુજરાતની જનતાના હૃદયમા ભક્તિના સસ્કારો જૂના કાળથી પોષાયા કર્યા છે.

ભક્તિદ્વારા ગુજરાતીઓના હૃદયમા કયા કયા સસ્કારો ઉતર્યા છે તેની ટૂકામા નોધ કરી હવે દર્શનો દ્વારા બુદ્ધિમા ઉતરેલા સસ્કારો ઉપર ઉડતી નજર નાખી લઈએ દર્શનોમા સાખ્ય યોગમાથી સાખ્યનો ઝાઝો વિકાસ નવમા શતકના વાચસ્પતિ પછી થયો નથી છેક ઈ સ ૧૪૦૦ પછી લખાયેલા સાખ્યસૂત્ર અને તેની ૧૬ મા શતકમા લખાયેલ ટીકાઓ તથા સદિગ્ધ સમયનું તત્ત્વસમાસ એટલુજ પાછલા કાળનું સાંખ્ય સાહિત્ય છે પણ તેમાથી કશા ઉપર ગુજરાત દાવો કરી શકે એવુ પ્રમાણ જાણવામા નથી પણ સાખ્યાદિ દર્શનોનું પરિશીલન વલભીકાળમા થયુ હશે રૂદ્રદામાના ઈ સ ૧૫૦ના જૂનાગઢના લેખમાં ન્યાયાદિ વિદ્યાઓ, એ રીતે ન્યાયનો ઉલ્લેખ છે. તે ન્યાયસૂત્રો રચાયા પહેલાની ન્યાયવિદ્યાને ઉદ્દેશીને હશે પછી યોગનો વિકાસ સાખ્ય સાથે કેવી રીતે થયો તે પહેલાં જોયુ છે યોગ ભાષ્યના ટીકાકાર વાચસ્પતિ પછી યોગ વિશે ઝાઝુ સાહિત્ય રચાયુ નથી પણ આસન પ્રાણાયમની ચર્ચા કરનારા હઠયોગપ્રદીપિકા જેવા થોડા ગ્રન્થો પાછળથી લખાયા છે પણ તેમાથી કોઈ ગુજરાતમાં રચાયો હોય એમ હુ જાણતો નથી

અલબત્ત છે કે હેમચન્દ્રાચાર્યથી આરંભી યોગ શાસ્ત્ર ઉપર જૈન વિદ્વાનોને હાથે કેટલાક ગ્રન્થો લખાયા છે. જેમાં પાતંજલ નિર્દિષ્ટ યોગાંગોના વર્ણન સાથે કેટલાક જૈનવિચારની વિશેષતા દાખલ થઈ છે. પણ આ સર્વનું સ્થાન જૈનસાહિત્યમાં છે, અને આધુનિક કાળ પહેલાં જૈનેતર સમાજમાં એનો ભાગ્યેજ ઉપયોગ થતો. પણ આસન પ્રાણાયમની સાદી પ્રક્રિયાઓનો બ્રાહ્મણોના સંધ્યા જેવા નિત્યકર્મમાં સમાસ થયેલો હોવાથી એ સાદી પ્રક્રિયાઓ અને કોઇક જાતનું ધ્યાન એટલું ગુજરાતમાં બ્રાહ્મણધર્મના સંસ્કારો સાથેજ આવ્યું અને પછીના સૈકાઓમાં પણ ચાલુ રહ્યું છે. ધ્યાન તો બૌદ્ધ અને જૈન ધર્મમાં પણ સમાન રીતે માન્ય હોવાથી ધાર્મિક જીવનના આવશ્યક સંસ્કાર જેવું સર્વત્ર છે. હઠયોગની ખેચરી જેવી મુદ્રાઓનો અભ્યાસ કરનારા ઘણા થોડા અને તે પણ કદાચ બાવાઓ હશે, પણ પાતંજલ સૂત્ર અને તે ઉપરની ટીકાઓ વગેરે અથવા જૈન યોગગ્રન્થો વાંચીને તેમાંથી કોઈક પ્રક્રિયામાં અથવા ધ્યાનમાં થોડોઘણો રસ લેનારા અનેક માણસો ગુજરાતમાં દરેક પેઢીમાં થયાં છે. અલબત્ત યોગની સિદ્ધિઓ પોતે મેળવેલી હોવાનો સાચો ખોટો દાવો તો મોટે ભાગે સાધુઓમાં જોવામાં આવ્યો છે. પણ યોગમાં કાંઇક ચંચુપાતતો અમારી પેઢી સુધીના અનેક બ્રાહ્મણ કિશોરોમાં વારસામાં ઉતર્યો હોય એવી સહજ રીતે જોવામાં આવતો.

ન્યાય વૈશેષિકમાંથી વૈશેષિકની જે ખાસ વિશેષતા રૂપ વિશેષો તેનો વિશેષ અભ્યાસ પાછલા કાળમાં થયો નહિ. પણ ન્યાય અને વૈશેષિકનો સંયુક્ત અભ્યાસ થવા લાગ્યો. વળી ન્યાયનું તો વેદાન્ત પેઠે મૂળ ગ્રન્થોના રચનાકાળથી આરંભી ગયા સૈકા સુધી બીજાં દર્શનો કરતા ઘણું વધારે પરિશીલન આ દેશમાં થયું છે અને એક પછી એક ગ્રન્થો દરેક સૈકે રચાયા છે.

ચોથા પાંચમા શતકના વાત્સ્યાયન ઉદ્યોત કરાદિ બ્રાહ્મણ ગ્રન્થકારોએ અને દિઙ્નાગથી આરંભી બારમા શતકના મોક્ષાકર ગુપ્ત

સુધીના બૌદ્ધોએ તથા સાતમા શતકથી જૈનોએ પણ ન્યાયશાસ્ત્રને ખૂબ ખેડ્યુ હતું અને કેટલાક સૈકાઓ સુધી બૌદ્ધો, બ્રાહ્મણો અને જૈનોએ પરસ્પર ખંડન મંડન કરી ન્યાય–સાહિત્યને સારી રીતે સમૃદ્ધ કર્યું હતુ આમાથી બૌદ્ધ નૈયાયિકો દ્રવિડમા, કાશ્મીરમા અને બંગાળ બિહારમા થઈ ગયા અને પછી એ સંપ્રદાય લુપ્ત થઇ ગયો હવે પ્રાચીન બ્રાહ્મણ નૈય્યાયિકોમાથી કોઇ ઉપર ગુજરાતનો દાવો નથી અને પાછના કાળના ન્યાયના બ્રાહ્મણ ગ્રન્થકારોનો મોટો ભાગ બારમા શતકના તત્વચિન્તામણિના કર્તા ગંગેશ ઉપાધ્યાયથી આરંભી નદીઆમા થઇ ગયો છે અને ગુજરાતના બ્રાહ્મણો ન્યાયશાસ્ત્ર ભણતા હશે પણ તેઓએ ન્યાયશાસ્ત્રની સાહિત્યમેના ભાગ્યે કરી છે ન્યાયનો ઊંડો અભ્યાસ પણ ગુજરાતમા વિરલ હતો છેલ્લા સૈકામા થઇ ગયેલા ગુજરાત કાઠિયાવાડના સારા શાસ્ત્રીઓમા પણ ન્યાયના કઠિન ગ્રન્થોનું પઠનપાઠન ભાગ્યે જ જોવામા આવતુ પણ જૈન ગ્રન્થકારોમાથી કેટલાક ગુજરાતમા થયા છે તેમા બૌદ્ધ ન્યાયબિન્દુ ઉપર ધર્મોત્તર ટિપ્પનક લખનાર મલ્લવાદી જૈન દંતકથાનુસાર વલભીપુરમા થઈ ગયા તેઓ બૌદ્ધ ધર્મકીર્તિના ટીકાકાર ધર્મોત્તર પછી થયા છે, એટલે નવમા શતકના મધ્યમા થયા હશે[1] પણ વલભીપુર તો એ વખતે નષ્ટ થઇ ગયુ હતુ[2] પછી સિદ્ધરાજ જયસિંહની સભામાં દિગમ્બરાચાર્યને હરાવનાર બારમા શતકના દેવસૂરીએ પ્રમાણનયતત્વલોકાલંકાર નામનો ગ્રન્થ તથા તેની સ્વોપજ્ઞ ટીકા સ્યાદ્વાદ રત્નાકર નામની લખી છે અને હેમચન્દ્રાચાર્યે પ્રમાણમીમાંસા લખેલ છે[3] બારમા શતકમા ન્યાયગ્રન્થોના બીજા પણ અનેક જૈન લેખકો થયા છે પછી ૧૩ મા

૧ જુઓ સતીશચન્દ્ર વિદ્યાભૂષણનુ મીડીવલ સ્કુલ ઓફ ઇન્ડીઅન લૉજીક પૃ ૭૪–૭૫ જૈ સા ઇ પૃ ૧૩૬

૨ આ વિરોધ એવો છે કે કાતો દંતકથા અયથાર્થ હોય અથવા વલભીના મલ્લવાદી નૈયાયિક મલ્લવાદીથી ભિન્ન હોય

૩ જૈ સા ઇ પૃ ૩૮–૪૫

શતકના અભયતિલક ઉપાધ્યાયે ન્યાયસૂત્ર ઉપરના ટીકા સાહિત્યમાં શ્રીકંઠની ન્યાયાલંકારવૃત્તિ ઉપર વ્યાખ્યા લખીને ઉમેરો કર્યો છે. અને મલ્લીષેણ સૂરીએ સ્યાદ્વાદ મંજરી લખેલ છે. પછી ૧૪ મા ૧૫ મા શતકના રાજશેખર સૂરી જ્ઞાનચન્દ્ર, ગુણરત્ન વગેરે અને છેવટ ૧૭ મા શતકના ન્યાયાલોકનયરહસ્ય વગેરે ગ્રન્થોના લેખક યશોવિજયજી[1] વગેરે જૈન નૈય્યાયિકો ઉપર ગુજરાત મમત્વ ધરાવી શકે છે.

ષડ્દર્શનોમાં બાકી રહેલ બે મીમાંસામાંથી વેદાન્તનો વિચાર ભાગવત સાથે આગળ કરીશુ. અને પૂર્વમીમાંસા વિશે એટલુંજ કહેવાનુ કે મીમાંસાને લગતા તથા કેટલીક રીતે પૂર્વમીમાંસા ન બદ્ધ ધર્મશાસ્ત્રના શતાધિક ગ્રન્થો જૈમિનિ અને મનુ પછી લખાયા છે. જેમાં કેટલાક મિહાર બંગાળામાં, કેટલાક કાશીમાં, ઘણા દ્રવિડમાં, કેટલાક કેરલમાં, કેટલાક આંધ્રમાં અને કેટલાક મહારાષ્ટ્રમા લખાયા છે. જ્યારે ગુજરાતનો ફાળો આ વિષયમા પડોશી મહારાષ્ટ્રના બ્હોળા ફાળા સાથે સરખાવતાં નહિ જેવો છે. ફક્ત મૂળ વડનગરના પણ શાકંભરી જઈ રહેલા અને પ્રસિદ્ધ પૃથ્વીરાજ ચૌહાણના સાન્ધિવિગ્રહિક નાનક નામના એક નાગરના પૌત્ર લક્ષ્મીધરે પાટણમાં ૧૩ મા શતકમાં વિરૂદ્ધ વિધિવિધ્વંસ નામનો ગ્રન્થ લખ્યો છે[2] ૧૫ મા શતકમાં નિર્ણયદીપક જેવા ધર્મશાસ્ત્રીય નિર્ણય ગ્રન્થના લેખક વડનગરા નાગર અચલ દ્વિવેદી અને ૧૬ મા શતકમાં શાંખાયન ગૃહ્યસૂત્ર ઉપર ગૃહ્યપ્રદીપક નામની ટીકાના લેખક નાગર નારાયણ[3] જેવા અપવાદને બાદ કરવામાં આવે તો આ વિષયમાં ગુજરાત દરિદ્ર દેખાય છે. યાગાદિથી વિમુખ ગુજરાતને મીમાંસામાં રસ ન હોય એ સમજાય એવું છે. પણ ધર્મશાસ્ત્રના ગ્રન્થો રચવામાં રસ ન હોતો એનું

૧. એજન પૃ. ૪૬ થી ૫૪
૨. હીસ્ટરી ઓફ ધર્મશાસ્ત્ર ભા ૧ પૃ ૬૬૧
૩. એજન પૃ ૫૬૪

કારણ હિન્દુરાજ્યના ૧૩ મા શતકમા થયેના નાશને કે ગુજરાતી ઓની ધર્મની ઉપેક્ષાને ગણવુ ?

સાહિત્યમા સંસ્કૃત સાહિત્યનુ અંતરગણ ગુજરાતમા ઘણુ વહેલુ થયુ છે આ ના ઉત્કીર્ણ લેખોમા સંસ્કૃતમા જે પહેલો લાંબો લેખ મળ્યો છ ત જૂનાગઢની ગિરનારની અશોકવાળી શિલા ઉપર કોતરેલો રુદ્રદામાનો છે આ લખમાજ શબ્દાર્થ વિદ્યા અર્થાત્ વ્યાકરણ વિદ્યાનો નિ. ૧૩૧ રુ ામા ૯ ન બીજા શતક પહેલા ગુજરાતમા સંસ્કૃત સાહિત્યના અભ્યાસના પ્રચાર થઈ ગયો હતો સંસ્કૃતમા લાંબા સમાસ વાળા ગદ્ય લખી શકે એવા સંસ્કૃત પંડિતો હતા અને આ પરંપરા ઉચ્છિન્ન થઈ હોવાનુ કાઈ કારણ ઈતિહાસમા દેખાતુ ન હોવાથી ગુપ્ત સમયમા ખેડાયેલી અનેક સંસ્કૃત વિદ્યાઓનુ ગુજરાતમા પણ અધ્યયન અધ્યાપન થતુ હશે એમ ત ર્ક કરવામા વાંધો નથી. અશોક ના લેખવાળી ગિરનારની શિલા ઉપરજ કોતરાયેલા સ્કંદગુપ્તના

કર્યો છે. પાંચસો વર્ષ પછી હેમચન્દ્રે આવો જ ચમત્કાર દ્વયાશ્રયમાં કર્યો છે. ધરસેન નામધારી વલભી વંશમાં ચાર થઈ ગયા છે, પણ સાતમા શતકનો ત્રીજો કે ચોથો ધરસેન તે ભટ્ટીનો ધરસેન હશે એમ વિદ્વાનો ધારે છે. અને ઇ. સ. આઠમા શતકમાં ભિલ્લમાલમાં થઈ ગયેલા અને પંચ મહાકાવ્યમાં જેની ગણના થાય છે તે શિશુપાલવધ કાવ્યના કર્તા કવિ માઘ એ બે કવિઓથી ગુજરાતમાં કાવ્ય સાહિત્યની રચનાનો પ્રવાહ શરૂ થયો છે. પણ ઇ. સ. બારમા શતકમાં હેમચન્દ્રાચાર્યની તથા એમના શિષ્યોની સાહિત્ય કૃતિઓથી, અને ૧૩મા શતકમાં સોમેશ્વર દેવ, અરિસિંહ, નાનાક ભટ્ટ વગેરે વસ્તુપાલ તેજપાલના આશ્રિત કવિઓની કૃતિઓ દ્વારા ગુજરાતે સંસ્કૃત સાહિત્યમાં પોતાનો ફાળો આપ્યો છે. અલબત્ત પહેલા વર્ગનાં નહિ પણ બીજા ત્રીજા વર્ગનાં કાવ્યો અને નાટકો ગુજરાતમાં ઠીક સંખ્યામાં રચાયાં છે.[1] અને જોકે ૧૩ મા શતક પછી ગુજરાતમાંથી સંસ્કૃત વિદ્યાનું ગાઢ પરિશીલન ઘટી ગયું પણ સંસ્કૃત રચનાનો નાનો પ્રવાહ ગયા સૈકા સુધી ચાલુ રહ્યો છે ખરો; પણ છતાં ગુજરાતીઓનો સંસ્કૃત વિદ્યાનો વ્યાસંગ મહારાષ્ટ્ર, બંગાળા કે દ્રવિડના પંડિતો સાથે સરખાવતા નબળો જ કહેવો પડે એવો છે. મહારાષ્ટ્રમાં તો જે માધુકરી પ્રથાએ ગરીબ બ્રાહ્મણ બટુઓને વિદ્યાર્થી અવસ્થામાં નિર્વાહનું સાધન સૈકાઓ સુધી આપ્યું છે તે જ એ પ્રાંતનો વિદ્યાપ્રેમ દર્શાવવા પુરતી છે. પુરાણની કથા વાંચી પોતાનો પાટલો સાચવી શકે એથી વધારે સંસ્કૃત ભણનારા બ્રાહ્મણો ગુજરાતમાં કોઈકજ નીકળે અને તે પણ મહાકાવ્યોમાંથી એક બે અને થોડું વ્યાકરણ કૌમુદી કે સારસ્વત એટલાથીજ પર્યાપ્તિ માનતા. કાશી જઈને વધારે ભણનારા તો તદ્દન વિરલ. વળી કાશીમાંય શાસ્ત્રી અને શ્રેષ્ઠ અધ્યાપક

---

૧. ગુજરાતના સંસ્કૃત સાહિત્યના સવિસ્તર નિરૂપણ માટે જુઓ આ. મુનશીનું 'ગુજરાતનું સંસ્કૃત સાહિત્ય.' દિગ્દર્શન પૃ. ૧ થી આગળ અને નાટક સાહિત્ય માટે પ્રો. જ. સાંડેસરાનું ઇતિહાસની કેડી પૃ. ૫૮ થી આગળ.

તરીકે મહારાષ્ટ્રીઓ અને બંગાળીઓની ગઈ કાલ સુધી ખાસ પ્રખ્યાતિ જોવામાં આવી છે. કોઇ ગુજરાતીએ પોતાનુ નામ કાશીમાં કાઢયુ નથી એ હકીકત વિદ્યાભ્યાસગમાં ગુજરાતીઓની ન્યૂનતા સચોટ રીતે બતાવે છે. આધુનિક કાળના વિજ્ઞાન અને ઇતિહાસ જેવા બુદ્ધિ, એકાગ્રતા અને પરિશ્રમશીલતાની આવશ્યકતા વાળા વિષયોના સંશોધન કાર્યમા ગુજરાતીઓએ, બંગાળીઓ, દ્રાવિડો, મહારાષ્ટ્રીઓ વગેરે સાથે સરખાવતા અતિ અલ્પ ફાળો આપ્યો છે.

પ્રાકૃતમા તો મોટે ભાગે જૈન ધર્મનુ સાહિત્ય છે અને ગૌર્જર અપભ્રંશ, જેનો પ્રચાર ઘણુ કરી પાચમા—છઠ્ઠાથી લગભગ બારમા શતકના અન્ત સુધી હતો તેમા મુખ્યત્વે ધર્મોપદેશ પ્રધાન અને જૈનોએ ખેડેલુ મેકડો ગ્રન્થોમાં મળતુ સાહિત્ય અલ્પસત્વ અને વિવિધતા વગરનુ છે[1]

એ પછીનુ ૧૩મા ૧૪મા શતકનુ જૂની ગુજરાતીનુ સાહિત્ય પણ ચારેક જૈનેતર કવિઓને બાદ કરતા બાકીનુ જૈનોએ રચેલુ અને અપભ્રંશને મળતુ છે, પણ પછી ૧૫મા શતકના નરસિંહ, પદ્મનાભ, ભાલણ, કેશવદાસ વગેરે કવિઓની કૃતિઓથી પ્રકાશમાન કવિત્વવાળો અને ઠીક ઠીક વૈવિધ્યવાળા ગુજરાતી સાહિત્યનો પ્રવાહ શરૂ થાય છે, જે કવિ દયારામ સુધી ચાલે છે. આ કાળમા જૈન અને બ્રાહ્મણ ઉભય સાહિત્ય ઉત્પન્ન થયુ છે. પણ ભક્તિમાર્ગ અને પૌરાણિક તથા ઈતર કથા સાહિત્ય ઉપર અવલબિત હોવા છતાં નરસિંહથી શરૂ થતુ ગુજરાતી સાહિત્ય ધાર્મિક સાહિત્ય નથી પણ શુદ્ધ સાહિત્ય છે. અને ગુજરાતના તત્કાલીન સમાજના જીવનનુ સરસ પ્રતિબિંબ ઝીલનારૂ છે. પણ સાહિત્ય તરીકે એના મૂલ્યનો વિશેષ વિચાર અહીં અપ્રસ્તુત છે[2] પ્રસ્તુત તો એટલુ જ છે કે સસ્કૃત સાહિત્ય-

૧. જુઓ ગુજરાતી સાહિત્યની રૂપરેખા પ્ર-૧ થી ૫

૨. ગુજરાતી સાહિત્યના ઇતિહાસને તથા એના મૂલ્યને નિરૂપનારા અનેક ગ્રન્થો ગુજરાતીમા તથા અગ્રેજીમા લખાયા છે

ભૂમિમાંથી ગુજરાતી સાહિત્યે જીવન અને પોષણ મેળવ્યું છે અને એ જીવનમાં ભારતીય સંસ્કારોના વિવિધ અંશો તત્કાલીન સામાજિક જીવનને અનુરૂપ પ્રકારમાં ઉતરી આવ્યા છે.

ચિત્રકલાઃ—બૌદ્ધ ધર્મના ઉત્સાહ અને ઉત્તેજનથી પોષાયેલી ઉત્તર બંગાલ અને નેપાળ તીબેટની ગ્રન્થસ્થ ચિત્રકલામાં અજન્તાની બૌદ્ધકલાને મળતી વિશિષ્ટ લઢણ છે. જ્યારે ગુજરાત રાજપૂતાનામાં મુખ્યત્વે જૈન સંપ્રદાયના અને ગૌણ અંશે બ્રાહ્મણ સંપ્રદાયના આશ્રયથી પોષાયેલી ૧૧ મા શતકના અન્તથી છેક હમણાં લગી તાડપત્રો, કાગળની હાથપ્રતો તથા કપડાંનાં ઓળિયાં ઉપરની ગ્રન્થસ્થ ચિત્રકલા કોઈ જુદાજ રૂપની છે (૧૧મા શતક પહેલાં ગુજરાતમાં ચિત્રકલા પ્રવર્તમાન હોવાનો કોઈ પુરાવો જાણવામાં નથી). અને તેને ઉત્તર બંગાલ વગેરેની અને રાજપૂતાનાની ચિત્રકલા સાથે કશો સંબંધ દેખાતો નથી. પશ્ચિમ હિંદની કલા પાછળ તદ્દિદ કહે છે તેમ લહિયાનો લહેકો છે. એ સાદી, તળપદી અને વિશદતાથી કથાપ્રસંગ સમજાવવા મથતી કલા છે. પણ શુદ્ધ કલાની દૃષ્ટિએ અજન્તા કરતાં સ્પષ્ટ ઉતરતા સ્વરૂપની છે. પાછળથી એમાંથી જ ખીલીને રાજદરબારનો આશ્રય પામેલી રાજપૂત અને મુગલ કલમોમાં અમીરાત આવી અને તે સુઘડ, સોહામણી અને નમણી બની.[1] કાઠિયાવાડના શિહોર જામનગરના મહેલોમાં અને કોઈક મન્દિરોમાં ભીંતો ઉપર છેલ્લાં બસો વર્ષ દરમિયાન ચિત્રાયેલાં ચિત્રો મળે છે પણ તેની કલા તો ઉપર કહેલ ગ્રન્થસ્થ ચિત્રકલાના પ્રકારની છે.

શિલ્પ સ્થાપત્યઃ—ચિત્રકલા સાથે તુલના કરવામાં આવે તો અજન્તાનું શિલ્પ એનાં ચિત્રોની સમાન કોટીનું છે અને ગુજરાતનું તત્કાલીન નહિ તો ૧૧મા શતકનું મોઢેરા, રૂદ્રમાળ વગેરેનું

૧. ચિત્રકલા વિશે ઉપરનો અભિપ્રાય ૧૩મા ગુજરાતી સાહિત્ય સંમેલનમાં વંચાયેલા અને તેના રીપોર્ટમાં છપાયેલા શ્રી બચુભાઈ રાવતના ગુજરાતની ગ્રન્થસ્થ ચિત્રકલા નામના નિબંધમાંથી લીધો છે.

એ પ્રકારનુ અને કલાદષ્ટિએ ઉંચી કોટીનું ચિત્રકળા જેવી નિકૃષ્ટતા વગરનું છે. અવનતિની અસર ચિત્રકલા ઉપર જ ઉતરી અને શિલ્પ ઉપર ન ઉતરી એ હકીકત ખાસ નોંધવાયોગ્ય છે.

મૌર્ય સમયનું ચોક્કસ કહી શકાય એવુ શિલ્પ સ્થાપત્ય તો ગુજરાતમાંથી મળ્યુ નથી. પછી ક્ષત્રપ સમયના સ્મરણાર્થે ઊભા કરેલા ઈ સ બીજા શતકના પાળીયા જેને એના ઉપરના લેખોમાં લષ્ટિ કહેલ છે તે અન્ધાઉ (કચ્છ,માંથી મળ્યા છે. જૂનાગઢ, તળાજા, ઢાંક (ગોંડળ) વગેરે સ્થળોમા થોડી જૂની ગુફાઓ મળી છે. આ ગુફાઓમા કાર્લા, ભાજા, નાશિક, અજન્તા જેવી પશ્ચિમ હિંદની પ્રખ્યાત બૌદ્ધ ગુફાઓની કાંઈક સ્થાપત્ય શૈલી મળવા છતા એમાં કલાદષ્ટિએ કાર્લા વગેરે સાથે સરખાવાય એવુ કશુ નથી. મંદિર બધાવીને તેમા દેવની-(વિષ્ણુની) મૂર્તિની સ્થાપના કર્યાનો પહેલો ચોકકસ દાખલો સ્કંદગુપ્તના પાંચમા શતકના ગિરનારના શિલાલેખમાંથી મળે છે. હાલમાં એ મંદિરની કોઈ નિશાની મળતી નથી. ઉત્તર ભારતના બીજા ભાગોમાંથી ગુપ્તયુગના શિલ્પ સ્થાપત્યના પુષ્કળ અવશેષો મળ્યા છે, ત્યારે ગુજરાતમાંથી એકેય મળ્યો નથી. પછી સોલંકી પહેલાંના સમયના સ્થાપત્યના અવશેષો સાંકળીઆના કહેવા પ્રમાણે ગોપ, વીસાવડા, બીલેશ્વર, સૂત્રાપાડા, થાન અને કદ્વાર એટલે સ્થળે મળે છે.[1] એમાંથી પ્રાચીનતમ કદાચ ગોપનું છે. એ છઠ્ઠા શતકથી મોડુ નથી એમ બર્જેસે માન્યુ છે. સાંકળીઆ પાંચમા શતકનું ધારે છે.[2] આ જૂનાં મંદિરોની કેટલીક રચના પાછળનાં સોલંકી સમયના મંદિરોને મળતી છે. પણ કેટલીક રચના પ્રાક્સોલંકીકાળની વિશિષ્ટ છે, પણ શિલ્પ અને સ્થાપત્યકલા ઉન્નતિના શિખરને તો સોલંકી સમયમાં પ્રાપ્ત કરે છે અને એ સમયનુ ઘણું શિલ્પ અને

---

૧. ધ આર્કીઓલોજી ઓફ ગુજરાત પૃ. ૫૫

૨. એન્ટીકવીટીઝ ઓફ કાઠિયાવાડ ઍન્ડ કચ્છ. (કા. ગે. પૃ. ૪૫૫) આ. ગુ. પૃ. ૫૯

બાંધકામ જો કે નષ્ટ થયું છે પણ એની કલાની રમણીયતા અને વિશિષ્ટતા સમજી શકાય એટલા સારા નમૂના જળવાઈ રહ્યા છે. ગરીબની ઝુંપડીથી રાજાઓનાં ધવલગૃહો સુધીનાં બધાં વસવાટનાં મકાનો નષ્ટ થઈ ગયાં છે. રક્ષણાર્થે બંધાયેલા કિલ્લાઓમાંથી ૧૩મા શતકના ડભોઇના કિલ્લાના દરવાજાઓ અને ઝીંઝુવાડાનો દરવાજો હજી ઊભા છે. પણ લોકોપકાર અર્થે બંધાયેલાં અનેક તળાવો, વાવો, ધર્મશાળાઓ, પાઠશાળાઓ વગેરેમાંથી રાણીની વાવ (૧૧મું શતક) જેવી કોઈક વાવનું ખંડેર અને સહસ્રલિંગ સરોવર (બારમું શતક)ના ખોદી કઢાતા અવશેષો પણ એની પ્રાચીન મહત્તાનો ખ્યાલ આપે છે. વીરમગામનું મનસર તળાવ મીનલદેવીએ બંધાવેલું મનાય છે પણ સોલંકી સમયની જે શોભા છે તે તો એનાં સોમનાથ, રૂદ્રમાળ, મોઢેરા અને આબુ ઉપરનાં વિમળશાહ તથા વસ્તુપાળ તેજપાળનાં મન્દિરો છે. આમાંથી આબુ દેલવાડાનાં જૈન મંદિરો સિવાય બીજાના ભગ્નાવશેષો જ મળે છે. તેમાંથી પણ મોઢેરાનું સૂર્યમંદિર એના ગોખલાઓમાં ગોઠવેલી મૂર્તિઓના સૌંદર્ય માટે તથા સભામંડપના થાંભલાઓ ઉપર ખીચોખીચ ભરેલા સરસ કોતરકામ માટે જોવા જેવું છે. ત્યારે દેલવાડાનાં મંદિરો એના મંડપના અંદરના ભાગમાં આરસના ઘૂમટ તથા થાંભલાઓ ઉપર કરેલા અદ્‌ભુત બારિક કોતરકામ માટે દર્શનીય છે. ફર્ગ્યુસન, હાવેલ જેવા તદ્વિદો આ મંદિરોને સ્થાપત્ય કલાના ઉતમ નમૂનાઓમાં ગણે છે. "જૈનધર્મનું ખાસ સૌન્દર્ય સ્થાપત્ય કલામાં છે" એવું સર ચાર્લ્સ ઈલીયટનું કથન[1] યથાર્થ છે. સોલંકી સમય ગુજરાતના ઈતિહાસનો પરમ ઉજ્જવળ સમય છે અને તેની શોભા સ્થાપત્યમાં જળવાઈ રહી છે. પણ સોલંકી સમય સાથે સ્થાપત્ય કલા નષ્ટ નથી થઈ, મુસ્લીમ સમયમાં ખાસ અમદાવાદમાં જામી મસ્જીદ આદિ સુંદર કલાયુક્ત મસ્જીદો, શીદી સઈદની ૧૬મી સદીની મસ્જીદની કોતરકામવાળી જાળીઓ વગેરે

1. હીન્દુઇઝમ એન્ડ બુદ્ધિઝમ ગ્ર. ૧ પૃ. ૧૧૦

મુસ્લીમ તેમ જ જૈન અને બ્રાહ્મણ મંદિરો, ઈ. સ. ૧૫મા શતકની દાદા હરિની તથા અડાલજની વાવો તથા દેશી રાજ્યોમાં રાજમહેલો અને બીજે કલાયુક્ત ઘરો બંધાયે ગયાં છે. સગવડ અને સ્વાસ્થ્યની દષ્ટિએ ગુજરાતનાં સાદાં ઘરો દક્ષિણનાં ઘરો કરતાં વધારે સંપૂર્ણ અને સુંદર છે.[1] એક તદ્દિદ કહે છે તેમ ગુજરાતમાં જ નહિ પણ સમસ્ત દેશમાં બીજી કોઈ કલા કરતાં સ્થાપત્ય કલા પોતાનું સ્વત્વ જાળવી રાખીને વધારે જીવતી રહી છે. અને ગુજરાતમાં મુસ્લીમ સ્થાપત્યે સોલંકી સમયની સ્થાપત્ય પરંપરા સાચવી છે અને ૧૫ મી સદીથી ગઈ સદીના આરંભ સુધી સ્થાપત્યના સરસ નમુનાઓ રચાવા કર્યા છે પણ મૂર્તિવિધાનની કલા મુસ્લીમ સમયમાં ઉતરી ગઈ છે. સોલંકી સમયની દા. ત. મોઢેરાની રમણીય મૂર્તિઓ કે બારમા તેરમા શતકની બેલુર હાલેબીડની છટાયુક્ત આકૃતિઓ મુસ્લીમ સમયના ગુજરાતમાં જોવામાં નથી આવતી. એનું કારણ ઘણું કરી મુસ્લીમોની મૂર્તિવિરોધી વૃત્તિ અને પુષ્ટિમાર્ગીય-વૈષ્ણવ મંદિરોમાં બાલકૃષ્ણની પૂજા એ હશે.

**શાંકર વેદાંત અને ભાગવત**–શંકરાચાર્ય નવમા શતકમાં થઈ ગયા અને મારા મતે ભાગવત પણ નવમા શતકમાં શંકર પછી રચાયું છે. નવમા શતક પછીના ભારતના ધર્મ, જ્ઞાન અને સાહિત્યના પ્રવાહ ઉપર શાંકર વેદાંતે અને ભાગવતે બીજા કોઈપણ પ્રાચીન વાદ કે ગ્રંથ કરતાં વધારે બળવાન અસર કરી છે. તેમાં ભાગવત પ્રવાહે સ્ત્રીઓ અને વૈશ્ય શદ્રોને વધારે આકર્ષેલ છે. જ્યારે વેદાંતે શિક્ષિત બ્રાહ્મણો અને બુદ્ધિશાળી વર્ગને વધારે આકર્ષ્યો છે. કારણ કે બુદ્ધિને સંતોષ આપવાની શક્તિ વેદાંતમાં છે એ નિર્વિવાદ સત્ય છે.[2]

---

૧. જુઓ રત્નમણિરાવ ભીમરાવનું ગુજરાતનું પાટનગર પૃ. ૩૦૮-૦૯

૨. જુઓ સાહિત્ય પરામર્શમાં મારો લેખ.

ગુજરાતમા આ બેયનો પ્રકાશ કયારે આવ્યો ? જો કે ચોકકસ પુરાવો નથી પણ શંકરાચાર્યના ગ્રન્થો એમના જીવનકાળમાં અથવા પછીનાં પચાસ વર્ષોમાં આખા દેશમાં પ્રસિદ્ધ થઈ ગયા હતા એમ એના સાહિત્યના ઇતિહાસથી દેખાય છે. નવમા શતકથીજ શાંકર ભાષ્યો ઉપર ટીકાગ્રન્થો લખાવા માંડયા છે. જો કે ભાગવત એ રીતે લખાયા પછી તરત પ્રસિદ્ધ થયુ નથી. ન જ થઈ શકે પણ બારમા શતકમાં પ્રસિદ્ધ થયુ હોવાના પુરાવા છે [1] હવે જો શ્રી. ત. મ. ત્રિપાઠી કહે છે તે યથાર્થ હોય તો[2] ઈ. સ. ૧૩ મા શતકના અન્તમાં ગુજરાત-દ્વારકામાં થયેલા આનંદગિરિ પહેલા વેદાન્તી ગ્રન્થકાર થયા. તે પહેલા કોઇથયો હોવાનો પુરાવો નથી પણ વેદાન્તના અભ્યાસીઓ તો તે પ્હેલાં પણ ગુજરાતમાં થયા જ હશે. અને શંકરાચાર્યનાં બધાં ભાષ્યો ઉપર સરસ ટીકા લખનાર આનંદગિરિ ગુજરાતના હોય તો એ ગૌરવ લેવા યોગ્ય હકીકત છે. બીજી તરફથી ભાગવતનો તો બારમા શતક પ્હેલાં ગુજરાતમાં પ્રચાર ભાગ્યે જ સંભવે, પણ ૧૩ માના અન્તમાં ગીતગોવિન્દની દશાવતાર સ્તુતિના શ્લોકવાળો એક ઉત્કીર્ણ લેખ મળ્યો છે.[3] એ જોતાં તે પ્હેલાં ભાગવતનો પણ પ્રચાર થયો હતો એમ માનવામાં વાંધો નથી. અને દશમસ્કંધ લખનાર ૧૪ મા શતકના અન્તના ભીમ કવિથી તો ભાગવતને આધારે ગુજરાતી કાવ્યો રચાવા માંડયાં છે.[4]

ઈ. સ. ૧૫મી સદીથી ગુજરાતી સાહિત્યનો જે પ્રવાહ શરૂ થયો તેના ઉપર પૌરાણિક સાહિત્યની ઘણી અસર છે. ઈ. સ. ચોથાથી ૧૧મા શતક સુધીમાં રચાયેલાં પુરાણો જેમ ભારતના બીજા ભાગોમાં તેમ ગુજરાતમાં પણ સૌનંકી સમયમાં જ લગભગ

૧. જુઓ ઐતિહાસિક સંશોધન પૃ. ૧૯૨-૧૯૩.
૨. તર્ક સંગ્રહ ( આનંદગિરિ કૃત )નો ઉપોદ્ઘાત પૃ. ૮
૩. વૈ. ધ. ઈ. પૃ. ૩૫૭
૪. પંદરમા શતકનાં પ્રાચીન ગુર્જર કાવ્યની પ્રસ્તાવના પૃ. ૬

ગામેગામ પ્રસિદ્ધ થઈ ગયા હતા. એક હજાર કરતાં વધારે વર્ષથી ગુજરાતમા વસવા માડેલા બ્રાહ્મણો ઇ. સ ૧૪ મા ૧૫ મા શતક સુધીમા ગામડે ગામડે વસી ગયા હતા અને ગામડામા વસનાર બ્રાહ્મણ ગોર તરીકે ધાર્મિક કર્મ કરાવે પુરાણની કથા વાંચે, જ્યોતિષાનુસાર શુભાશુભ મુહૂર્ત કે ફળ જોઇ આપે કે થોડુ ઘણુ વૈદક કરે અને તેના બદલામા ગામ-લોકો તેના કુટુબનો નિર્વાહ કરે એ વ્યવસ્થા ગઈ સદીના અન્ત સુધી ચાલુ હતી. પુરાણોમાં પણ સૌથી વધારે શ્રીમદ્ભાગવતની કથા થતી. અને શ્રી વલ્લભાચાર્યે પોતાના સપ્રદાયના શ્રેષ્ઠ પ્રમાણ તરીકે ભાગવતને ગણીને એને ૧૬ મા શતકમા અસાધારણ પ્રતિષ્ઠા આપી. અને એમના સંપ્રદાયનો વ્યાપક પ્રચાર થવાથી ભાગવતની લોકપ્રિયતાને અધિક ઉત્તેજન મળ્યુ બીજી તરફ અમુક વર્ગમા વેદાન્તના ગ્રન્થોની કથા પણ એજ સૈકાઓ દરમીયાન ઠીક પ્રચલિત હતી. ખાસ કરીને સ્થળે સ્થળે ફરતા સન્યાસીઓ વિશેષત બ્રાહ્મણોમાં અને થોડો બીજા લોકોમાં પણ વેદાન્તનો ઉપદેશ કરતા હતા. પેઢી દર પેઢી થોડા સારા વેદાન્તીઓ બીજા પ્રાન્તોમાં તેમ ગુજરાતમાં પણ થયે ગયા છે.[૧] પણ વેદાન્તે અને ભાગવતે આ પ્રવચન દ્વારા કરતાં ગુજરાતી સાહિત્ય દ્વારા જે સન્કારોદ્બોધન કર્યું છે તે વિશેષ સ્મરણીય છે. "આ પાસા વ્યાસ વાંચે સંસ્કૃત આ પાસા મારૂ પ્રાકૃત" એ કવિ પ્રેમાનદના શબ્દોમાં પૌરાણિક કથાઓ ગુજરાતીમા ઉતારવામા કઇ વાસના પ્રેરક હતી તે દેખાય છે. મધ્યકાલીન ગુજરાતી કવિઓમાંથી કવિશિરોમણિ[૨] પદને યોગ્ય પ્રેમાનન્દ કવિએ (ઇ. સ. ૧૬૩૪ થી ૧૭૨૪ લગભગ) મોટે ભાગે મહાભારત પુરાણમાંથી વીણેલાં આખ્યાનોને સ્વપ્રતિભાથી સરસ કવિતામાં ઉતારતાં ગુજરાતી

---

૧. ગુજરાતના અર્વાચીન વેદાન્તીઓમાંથી કેટલાકની નોંધ મેં 'સાહિત્ય પરામર્શ'માં કરી છે.

૨. જુઓ ગુજરાતી સાહિત્યની રૂપરેખા પૃ. ૧૧ મું

સંસારનુ જે આબેહુબ પ્રતિબિંબ પાડ્યુ છે તે એ કવિની મહાન સિદ્ધિ છે. પણ વેદાન્ત અને ભાગવતના સસ્કારો, ગુજરાતી વાણીદ્વારા ગુજરાતી પ્રજામા જગાડનાર કવિઓમાં મુખ્ય ચાર નામ ગણાવી શકાય. (૧) નરસિંહ મહેતો (૨) મીરાંબાઈ (૩) અખો અને (૪) દયારામ. આમાંથી નરસિંહ (વૃદ્ધમાન્ય જન્મ સમય ઈ. સ. ૧૪૧૪)નાં વેદાંત અને ભક્તિ બેયનાં પદો મળે છે. વેદાંત અને ભાગવતના વિચારોના મિશ્રણવાળી એક વિચાર પ્રણાલી સંતોમાં મધ્યકાળમા પ્રચલિત હતી. તેનો પ્રતિનિધિ જ્ઞાનમય પદો ગાનાર નરસિંહ મહેતો છે. નરસિંહ મહેતાનાં ભક્તિમય કાવ્યોનો મુખ્ય વિષય છે કૃષ્ણની ગોકુલક્રીડા અને તેનો મુખ્ય આધાર છે કૃષ્ણની ભાગવતોક્ત બાલક્રીડાના પ્રસંગો અને જયદેવને અનુસરતી કલ્પનાવડે વિસ્તારથી નરસિંહે એ ગાયા છે. પણ એના પદોમાં ગુજરાતી સાહિત્યને દીપાવતુ જે ઉચ્ચ કવિત્વ છે તે નરસિંહ મહેતાનુ પોતાનુ છે પણ અહીં ખાસ નોંધવા જેવુ તો એ છે કે નરસિંહનાં થોડા જ્ઞાનભક્તિનાં પદોમા વદાતના જીવન્મુક્તની તથા ભાગવતના ઉત્તમ નિર્ગુણભક્તની વાણી સભળાય છે.

"અખિલ બ્રહ્માંડમાં એક તુ શ્રીહરિ
જુજવે રૂપે અનન્ત ભાસે
દેહમાં દેવ તુ, તેજમા, તત્ત્વ તુ,
શૂન્યમાં શબ્દ થઈ વેદ વાસે."

"જાગીને જોઉં તો જગત દીસે નહિ,
ઉંઘમા, અટપટા ભોગ ભાસે,
ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છે
બ્રહ્મ, લટકા કરે બ્રહ્મ પાસે"

તથા

"ઝળહળ જ્યોત ઉદ્યોત રવિકોટમા
હેમની કોર જ્યાં નીસરે તોલે

સચ્ચિદાનદ આનદ ક્રીડા કરે
સોનાના પારણા માહી ઝુલે "[1]

વગેરે ઔપનિષદ વચનો જેવા પદોમા આધ્યાત્મિક અનુભવનો અચગ દીવો જળહળ ઝળકે છે અને મહાત્મા ગાધીજીને અતિપ્રિય "વૈષ્ણવ જન તો તેને કહીએ જે પીડ પરાઈ જાણે રે" વગેરે વૈષ્ણવના લક્ષણો વર્ણવતા પ્રખ્યાત પદમા ગીતાપ્રોક્ત સ્થિતપ્રજ્ઞના લક્ષણો જ કાઈક સમાન વિશેષ ઉમેરીને નરસિંહે ગાયા છે

મીરાબાઈ (ઇ સ. ૧૪૯૯ થી ૧૫૪૭) જ્ઞાની નહિ પણ 'પ્રેમ આસુથી અમરવેલ ઉગાડનાર' કેવળ ભક્ત સત છે એની ભક્તિ ઉપરછ્ટી નથી પણ સસારબધનોને ફેકીને 'લોક લાજ ખોઇને, વિષનો પ્યાલો પીને મસ્ત' અને 'લાલ ગિરધર'ની સર્વા ત્મભાવથી દાસી બનેલી સત સ્ત્રીના ઉડા આત્માનુભવના ઉદ્ગારો "અમ તો મેરા રામ નામ દૂસરા ન કોઈ" જેવા કેટલાક ભજનોમા છે[2]

અખો ભગત—(ઇ સ ૧૫૯૧ થી ૧૬૫૬ લગભગ) અખો વેદાતી કવિ હતો 'શબ્દાતીત'નો વિચારક અને પોતાને ભગત કહેનાર અખો 'જ્ઞાનીને કવિમા ન ગણીશ' એમ કહે છે છતા એ ગુજરાતીનો 'એક અને અજોડ તત્ત્વજ્ઞ' કવિ છે[3] વળી શાકર વેદાત સાથે ભાગવતોક્ત નિર્ગુણ ભક્તિને એવી એકરસ કરી દીધી છે કે જ્ઞાની અખો ભગત કહેવાય એમા ઉડુ ઔચિત્ય છે એનામા જ્ઞાનીની ખુમારી સાથે ભક્તની નમ્રતા પણ છે અખાએ સ્થિતપ્રજ્ઞના લક્ષણો સાથે ભાગવતોક્ત ભક્તલક્ષણો મેળવીને ભાગ વતોત્તમનાં લક્ષણો 'ગુજરાતી ભાષામાં અજોડ એવી વાણીમા

૧. 'જાગીને જોઉ તો' પદનું આપણો ધર્મ પૃ. ૨૦૫ મા વ્યાખ્યાન છે તે જોવું

૨ જુઓ આપણો ધર્મ આ. ૩ પૃ. ૨૧૫ મા આ ભજનનું વ્યાખ્યાન.

૩. અખો એક અધ્યયન પૃ. ૨૬૪, ૨૬૭.

વર્ણવ્યાં છે"[1] અને પોતાના સાક્ષાત્કારનો અનુભવ નરસિંહ મહેતાના 'જાગીને જોઉં તો જગત દીસે નહિ' એ પદ સાથે સરખાવી શકાય એવા 'આજ આનંદ મારા અંગમાં ઉપજ્યો' એ પંક્તિથી શરૂ થતા તેના ઉત્તમોત્તમ પદમાં અખાએ ગાયો છે.[2] ટુંકામાં અહીં તો એટલું જ નોંધવાનું છે કે અખો શાંકર વેદાંત કે ભાગવતનો સામાન્ય અનુયાયી નથી પણ ઉમાશંકર જોષી અખાનો-પોતાનો શબ્દ વાપરીને કહે છે તેમ 'ઉફરો' ચાલ્યો ગયેલો તત્વદર્શી છે. એના માર્મિક, આભડછેટ આદિ રૂઢ વહેમો ઉપરના હૃદયમાં મોંસરા ઉતરી જાય તેવા કટાક્ષોથી અને અનેકવિધ-સાંસારિક ઉપમા સામગ્રીથી દેખાય છે તેમ "અવ્યક્તના એ અનુભવીને વ્યક્ત સૃષ્ટિમાં ઉંડો અને સજીવ રસ હતો. અને તેણે એ રસ અનાસક્ત દ્રષ્ટા તરીકે અનુભવ્યો હતો" અખો મધ્યકાલના કવિ માત્રમાં સૌથી અધિક બુદ્ધિ વૈભવી છે, તેની બુદ્ધિ અદ્વૈતના અનુભવ રસિકની 'આતમની સૂઝે ઓપતી છે."[3]

શંકરાચાર્ય પછી રામાનુજાદિ અનેક આચાર્યોના સંપ્રદાયો ચાલ્યા છે. ગુજરાતમાં બીજા સંપ્રદાયોના અનુયાયીઓ છૂટાછવાયા હશે પણ વૈષ્ણવ એટલેજ વલ્લભ સંપ્રદાયનો અનુયાયી એવી સામાન્ય જનની માન્યતા રહે એટલો વલ્લભ-સંપ્રદાય વ્યાપક છે. એ મતના અનુયાયીઓમાં ઘણા સંસ્કૃત ગ્રંથકારો થયા છે અને થોડા ગુજરાતી કવિઓ થયા છે.[4] પણ કવિ તરીકે જેણે મહત્વનું સ્થાન મેળવ્યું હોય એવા તો એક કવિ દયારામ (ઈ. સ. ૧૭૭૬ થી ૧૮૫૨) છે. એ ભાગવતોક્ત ભક્તિને ગાય છે પણ શુદ્ધાદ્વૈત મતને

અનુસરીને પણ દયારામનુ કવિત્વ ઝળકી ઉઠે છે, એની ગરબીઓમા અને ગુજરાતી સાહિત્યમા એનુ ચિરંજીવ સ્થાન પણ એને લીધે જ છે "ગુજરાતના ભક્તકવિઓની પરંપરાનો દયારામ છેલ્લો સમર્થ પ્રતિનિધિ છે '[1]

**ગુજરાતમા સન્ત પ્રણાલી.**—ભક્તિમાર્ગનો પ્રવાહ ભારતમાં બે ભિન્ન માર્ગે ચાલ્યો છે (૧) આચાર્ય દ્વારા અને (૨) સંતો દ્વારા સંતોનો માર્ગ ઘણો જૂનો છે રામાનુજ પહેલા પણ ભક્ત સંતો દ્રવિડમા થઈ ગયા છે[2] પણ ઉત્તરહિંદમાં ભાષા દ્વારા લોકવર્ગમા કોઈપણ જાતના ઉચ્ચાનીચાના કે જાતપાતના ભેદ વગર ઉપદેશ આપનારા રામાનન્દાદિની સંતોમા ગણના થાય છે સંતજનો પણ સ્ત્રી કે પુરુષ હોય અને ગમે તે નાતના હોય આ સંતોની સંખ્યા ઘણી મોટી છે સંતભક્ત કહેવાતા બધા એક કોટિના નથી હોતા ખીનજરૂર આધ્યાત્મિકતા વગરના સામાન્ય ભજનીયા ગાનારથી આરંભી ઉચ્ચતમ આધ્યાત્મિકતાના અનુભવીઓ સંતોમા મળે છે ૧૨મા ૧૩માથી ૧૭મા ૧૮મા શતક સુધીના ભારતીય સંતોમા કદાચ શ્રેષ્ઠ મહાત્મા કબીર છે જે પોતે ઘણુ કરી મુસલમાન વણકર હતા એના જન્મ બાબત ભલે મતભેદ હોય પણ એનામા ભારતીય સંસ્કૃતિનો શ્રેષ્ઠ આવિર્ભાવ થયો હતો એ નિ:સંદેહ છે એ અદ્વૈતવાદી નિર્ગુણભક્ત હતા અભેદનો ઉપદેશ તો ઓપનિષદ ઋષિઓએ આરંભ્યો હતો પણ કબીરે હિંદુ મુસલમાનના ધાર્મિક અભેદનો ઉપદેશ આપ્યો તે આ દેશમા એના જમાનામા અપૂર્વ હતો એટલુ જ નહિ પણ હજી આ દેશના હિંદુ મુસ્લીમોના હૃદયમા ઉતર્યો નથી એટલુ ઉગ્ર સત્ય તેમા છે અકબરે રાજકીય રીતે હિંદુઓ અને મુસ્લીમો વચ્ચે એકતા વધારવાનો રાજશક્તિથી પ્રયત્ન કર્યો ત્યારે કબીરે ધાર્મિક રીતે શબ્દ પ્રભાવથી પ્રયત્ન કર્યો નાનક સાહેબ

૧ ગુજરાતી સાહિત્યની રૂપરેખા પૃ ૧૧૫
૨. મારો વૈ ધ ઇ, આ ૩ પ્ર ૨૫

પણ કબીરની કક્ષાના હિંદુ મુસ્લીમમાં ભેદ ન જોનારા સંત હતા. અભણ કબીર સાહેબ કે નાનક સાહેબના શબ્દમાં રહેલા અગ્નિર્નુ- દર્શન થતાં ઔપનિષદ ઋષિઓનાં સંસ્કારબીજો અઢીહજાર વર્ષો સુધી અપૂર્વ ફળો ઉત્પન્ન કરવાની શક્તિ ધરાવતાં હોવાના સત્યની ખાત્રી થાય છે.

ગુજરાતમાં યે સંત પરંપરા અજ્ઞાત નથી. ખરી રીતે નરસિંહ અને મીરાં સંતકોટિનાં ભક્તો છે. વળી કબીર સંપ્રદાયનો યે ગુજરાતમાં પ્રચાર છે. પણ એથી સ્વતંત્ર રીતે જેનાં ભજનો મોટે ભાગે લોકકંઠમાં જળવાઈ રહ્યાં છે એવા ભજનિકોની યે એક પરંપરા કાઠિયાવાડમાં તો છે જ.[1] અને ગુજરાતના બીજા ભાગમાં યે હશે આ ભજનોનુંયે મૂળ તો ઉપનિષદોથી ઉતરી આવેલા સંસ્કારો છે પણ એનાં વિકાસ વિસ્તાર એનાં પોતાનાં છે.

ભારતીય સંસ્કારના લગભગ બધા પ્રવાહોએ ગુજરાતમાં વહેલું મોડું અવતરણ કર્યું છે એ આપણે જોયું અને જોકે એ અવતરણનો આરંભ ગમે ત્યારે થયો હોય પણ ગુજરાતમાં એ પ્રવાહોનું સમગ્રદર્શન તો આપણને વલભીકાળમાં થાય છે. અને તે પછીનાં લગભગ પાંચસો વર્ષો દરમિયાન ભારતીયસંસ્કાર ગુજરાતીઓના જીવનમાં પચી જઈને જે સંસ્કૃતિ ઉત્પન્ન થઈ તેનો ઝળહળતો પ્રકાશ સોલંકી સમયના વિશેષતઃ સિદ્ધરાજ કુમારપાલના સમયના ઇતિહાસને ભભકભરી રીતે અજવાળે છે. ગુજરાતની પ્રજાની જે જીવનપ્રણાલી એ વખતના સંસ્કારોથી બંધાઈ તે પછીના કાળમાં ટકી રહી છે. મારૂં વક્તવ્ય સ્પષ્ટતર કરવા માટે ઉમેરવાનું કે ભારતીય સંસ્કૃતિની પરમ ઉન્નતિના કાળે—ગુપ્ત સમયને મધ્યમાં રાખતા સાત આઠ સૈકાઓ દરમિયાન ભારતીય સંસ્કારોની જે પરમ ઉજ્જવલતા મૂર્ત સ્વરૂપે પ્રગટ થઈ હતી એ ઉજ્જ્વલતા પાછલા કાળમાં એ સંસ્કારોને

---

૧. જુઓ સાહિત્ય પગમર્થમાં ઝવેરચંદ મેઘાણીનો લેખ 'લોક-સાહિત્ય' તથા એનો જ ૧૯૪૭માં બહાર પડેલો સતવાણી ગ્રન્થ

પ્રગટ કરનારા મધ્યદેશમાંય રહી નહોતી અને કેન્દ્રથી દૂરના પ્રદેશોમાં એનું સ્વરૂપ કાંઈક પરિવર્તિત થયુ હોય એ સ્વાભાવિક છે મતલબ કે કાળ અને દેશ બેયની દૂરતાએ સંસ્કારોની જીવનશક્તિ નિર્બળ અને નિર્બળતર કરી પરિણામે પ્રજાજીવનમા નવા સસ્કારો જાગ્રત કરે એવા પ્રતિભાશાળી દ્રષ્ટાઓ તો ગુજરાતમા કોઈ થયા નથી પણ જે ભારતીય સસ્કારો ગુજરાતમા અવતર્યા તેના શ્રેષ્ઠ પ્રતિનિધિઓ પણ વિરલ દેખાય છે માનવજીવનને ઘડવામા-એના સસ્કારો અમુક ઢાળામા વાળવામા દેશકાળ અને પરિસ્થિતિ સ્વાભાવિક રીતે જ ઘણો મોટો ભાગ ભજવે છે પણ ગુજરાતમાં ભારતીય સસ્કારોને વિશિષ્ટ વલણ અર્થાત્ ગુજરાતી વ્યક્તિત્વ આપવામાં જો કોઈ સસ્કારોએ બીજા સસ્કારો કરતા વધારે પ્રાબલ્ય દર્શાવ્યુ હોય તો તે જૈન ધર્મ અને વૈષ્ણવ ધર્મ છે એ બે માર્ગોના અનુયાયીઓના જીવન વ્યવહારથી સાધારણ રીતે ગુજરાતની સમસ્ત હિંદુ વસ્તીનો જીવન વ્યવહાર ઘણે ભાગે રગાયેલો છે તે દેખીતુ સત્ય છે એ બે માર્ગોએ કલાઓને જૈન ધર્મે ખાસ કરીને સ્થાપત્યને જો કે કેટલેક અંશે ચિત્રકલાને પણ અને વૈષ્ણવ ધર્મે ખાસ ચિત્રકલા અને સગીતને જીવતી રાખવામા ફાળો આપ્યો છે વળી અહિંસા, દુરાગ્રહનો અભાવ, બાંધછોડની સમાધાનવૃત્તિ, અને દાનવૃત્તિ જેવા સસ્કારો વધારે ભાગે આ બે સપ્રદાયોથી અને વેપારીવૃત્તિથી પોષાઈને ગુજરાતી સ્વભાવના સ્થાયી લક્ષણભૂત બન્યા છે

## વ્યાખ્યાન પાંચમું

### કુસંસ્કારોનું આક્રમણ

કુસંસ્કારો—જીવનને ઉજ્જવલ કરનાર ભારતીય સંસ્કારોનો ઉદ્ભવ, વિકાસ, સંસ્કૃતિ વિધાયકતા અને ગુજરાતમાં અવતરણનો ઇતિહાસ એ બધું સંક્ષેપમાં જોયું. હવે વ્યક્તિ કે સમષ્ટિના જીવનને મલિન કરનાર અને નીચે લઈ જનાર હીન સંસ્કારોનું ટુંકામાં અવલોકન કરવાની આવશ્યકતા તો એટલા માટે છે કે જેમ પ્રજાજીવનના આરોગ્યનું કારણ ઉચ્ચ સંસ્કારો છે તેમ એના રોગનું કારણ હીન સંસ્કારો છે. ભવ્ય ભારતીય સંસ્કૃતિના પાયામાં રહેલા જે ઉચ્ચ સંસ્કારોનું પહેલાં ત્રણ વ્યાખ્યાનોમાં આપણે અવલોકન કર્યું, એ સંસ્કારોને પરિણામે પ્રજાકીય જીવનમાં સુખ, શાંતિ અને સ્વાસ્થ્યનું સામ્રાજ્ય હોવું જોઈએપણ વસ્તુતઃ એ સ્થિતિ અત્યારે નથી દેખાતી એટલું જ નહિ પણભૂતકાળમાં યે દૃષ્ટિ નાખતાં એનું સંપૂર્ણ દર્શન દુર્લભ છે.

પરદેશી આક્રમણો અને રાજકીય પરાધીનતા પ્રજાની સર્વ અવનતિનું એક માત્ર કારણ હોવાનું કેટલીકવાર કહેવામાં આવે છે. પણ એ નિદાન આપણા ઇતિહાસના કેટલાક યુગોને લાગુ જ નથી પડતું અને બીજા યુગોને અપૂર્ણ રીતે સ્પર્શે છે. વળી રાજકીય પરાધીનતાનાં અનેક કારણોમાં કુસંસ્કારોનું પણ સ્થાન છે એ ઐતિહાસિક હકીકત અહીં સ્મરણીય છે. અને રાજકીય પરાધીનતાની દશામાં પણ એ પરાધીનતા કેટલાંક દુ:ખો માટે જવાબદાર ભલે હોય પણ પ્રજા-ચિત્તના દીર્ઘ રોગનું મૂળ કારણ આગન્તુક નહિ પણ આન્તર હોય છે અને તેમાં હીન સંસ્કારોનું સ્થાન મહત્વનું છે અને અહીં એ જ પ્રસ્તુત છે. સંસ્કાર શબ્દના ઓપ અર્થને ધ્યાનમાં રાખીને આગલાં ચાર વ્યાખ્યાનોમાં ભારતીય સંસ્કારોના વિકાસનું અવલોકન

આપણે કર્યું હવે સમાજની શોભા વધારનાર નહિ પણ ઘટાડનાર કુસંસ્કારો કે હીન સંસ્કારોનું ઐતિહાસિક દષ્ટિએ ઝડપથી અવલોકન કરી લઈએ આ હીન કે અશુભ સંસ્કારો પશુસહજ રાગ, દ્વેષ, ભય અને અજ્ઞાન કે મોહથી ઉત્પન્ન થાય છે વિવિધ પ્રાકૃતિક બનાવો તથા રોગો, અકસ્માતો, દુકાળ, અતિવૃષ્ટિ વગેરે સામાન્ય આપત્તિઓના સાચા કારણોનું જ્ઞાન ન હોવાથી ભયજન્ય વહેમોરૂપ હીન સંસ્કારો માનવસમાજમાં જામી જાય છે લોકોના આવા વહેમોને પોષીને કેટલાક ધૂર્ત લોકો એનો લાભ પણ ઉઠાવે છે

હવે જેમ ઋગ્વેદના ઋષિઓએ પોતામાંથી અયોગ્ય આચરણ કે પાપને દૂર કરવા માટે વરુણદેવને કરેલી પ્રાર્થનાથી આર્યજનોમાં શુભસંસ્કારના ઉદયનો આરંભ ગણી શકીએ તેમ અથર્વવેદના ભૂત પિશાચોથી અને તેની સામે જાદુગર આથર્વણોના જાદુઈ મંત્રોથી અશુભ કે હીન સંસ્કારનો પ્રવાહ ચાલ્યો છે, એમ કહી શકીએ. લગભગ એક જ કાળે અમુક માણસો–કેટલાક બ્રાહ્મણો અને ક્ષત્રિયો, ઋગ્વેદોક્ત ધર્મને અનુસરતા હતા ત્યારે એ જ સમાજના બીજા લોકો–બીજા બ્રાહ્મણો અથર્વવેદોક્ત અભિચાર માર્ગને અનુસરતા હતા આથર્વણ પ્રકારના જાદુસૂચક સૂક્તો ઋગ્વેદમાં પણ મળે છે એ હકીકત ઉપર કહેલી સ્થિતિની સૂચક છે આ આથર્વણ વિદ્યા તરફ વેદત્રયીના અનુયાયીઓ હીન દષ્ટિથી જોતા હતા, છતા એની અસરથી અસ્પૃષ્ટ નહોતા

અથર્વવેદના આ આભિચારિક મંત્રો અને તેની સાથેની ક્રિયાઓ એ જગત આખામાં તદ્દન ભિન્ન ભિન્ન લોકોમાં પ્રસરેલા જાદુઈ વહેમોની સમાનકક્ષાના છે[1] ઉત્તર અમેરિકાના ઈન્ડીઅનો, આફ્રીકાની નીગ્રો જાતિઓ, મલાયાના લોકો, મોગોલલોકો પ્રાચીન ગ્રીક અને રોમનલોકો અને હાલના યૂરોપના પણ ભોળા ખેડુતોમાં જાદુવિષયક આ આથર્વણ માન્યતાઓને મળતી માન્યતાઓ જોવામાં

[1] જુઓ વીન્ટરનીસ ભ ૧ પૃ ૧૨૮

આવે છે માનવવંશવિદ્યા (એન્થ્રોપોલોજી) માટે અથર્વવેદનુ આભિચારિક સાહિત્ય ઘણુ કીમતી છે

અથર્વવેદમાંથી મળતા વહેમોમા એક તો રોગોને પોતાને ભૂત પિશાચ કે રાક્ષસ ગણવાનો અથવા એનાથી રોગોને ઉત્પન્ન થતા ગણવાનો છે[1] એ સાથેજ બીજો વહેમ મંત્રથી એ રોગોને પોતાથી દૂર પર્વતોમા કે દૂરના પ્રદેશોમા અને અણગમતા લોકોમા મોકલી શકાય એ છે રોગોમા મનુષ્યારોપણ કરીને સાથે સાથે થતાં દરદોને અથર્વવેદમાં સગા તરીકે વર્ણવ્યાં છે બલાસ (ક્ષય ?) ને તાવનો ભાઈ અને કાસ (ઉધરસ) ને તાવની બેન કહી છે[2] વળી મંત્રોથી પિશાચો અને રાક્ષસોનો નાશ કરવાનો દાવો કરનારો આથર્વણ માન્ત્રિકોનો એક વર્ગ હતો, એ પણ એમાંથી દેખાય છે એ માન્ત્રિક તો એવો દાવો કરે છે કે 'હું જે ગામમા પેસુ તે ગામમાથી પિશાચો નાશ પામે છે'[3] આ પિશાચો અને રાક્ષસો સાથે ગંધર્વ અને અપ્સરાઓનો ઉલેખ અથર્વસંહિતામા મળે છે આ અપ્સરાઓ અને ગંધર્વોને પાછળથી પુરાણોમા સ્વર્ગમા નૃત્ય અને ગાન કરનારા અર્ધદૈવી સત્વો ગણ્યા છે પણ અથર્વસંહિતામાં[4] નદીઓ અને વૃક્ષો સાથે અપ્સરાઓનો સબંધ માન્યો છે અલબત્ત નૃત્ય કરનારા તો તેઓને માન્યા છેજ વળી અપ્સરાઓને ગંધર્વોની સ્ત્રીઓ ગણેલ છે અને કૂતરા જેવા કે વાનરા જેવા આ ગંધર્વો સુંદર દેખાવ ધારણ કરી સ્ત્રીઓને વળગતા હોવાની માન્યતા અથર્વવેદમા છે અને આ વળગાડને કાઢનાર માન્ત્રિકોનો નિર્દેશ પણ એની સાથે જ છે[5] આ ગંધર્વોના સ્ત્રીઓને થતા વળગાડના વહેમનો ઉલ્લેખ ઉપનિષદોમાં પણ મળે છે[6] પ્રાયશ્ચિત્તનુ શાસ્ત્ર જે પાછળથી ધર્મશાસ્ત્રમા ખૂબ વિકાસ પામ્યુ છે, એનુંયે મૂળ અથર્વવેદમા છે

---

૧ અ વે ૪-૩૬ અને ૩૭ ૨ અ વે ૫ ૨૨-૧૨

૩ એજન ૪ ૩૬-૭ ૪ એજન

૫ અ વે-૪-૩૭-૧૧ ૬ બૃ-૩ ૩-૭-૧

આ ભૂલો કે તેના પરિણામોને સુધારવાને લગતા મંત્રો સાથેજ માનસિક અથવા શારીરિક અશક્તિઓ અપશુકનો, દુષ્ટ સ્વપ્નાઓ વગેરેને દૂર કરવાના મંત્રો મળે છે આ અપશુકનો વગેરે વહેમો પાછળ પણ બધા દુઃખો પછી એ રોગજન્ય હોય કે વિપત્તિજન્ય હોય પણ તેનું ખરૂં કારણ તો ભૂત પિશાચ છે એવી માન્યતા રહેલી છે જે પિશાચો કે રાક્ષસો રોગો ઉત્પન્ન કરે છે, તેજ ખોટા સ્વપ્ના, અપશુકનો કે વિપત્તિઓ આપે છે આ કારણથી અથર્વવેદના એક સૂક્તમા મણિરૂપ માદળીયું બાંધવાથી દરેક જાતના દુઃખ સામે રક્ષણ મળે છે એમ કહેલું છે[1]

કૌટુમ્બિક વિખવાદનું કારણ દુષ્ટ સત્ત્વો કે મેલીવિદ્યા હોવાથી એ દૂર કરવા માટેના પણ મંત્રો અથર્વવેદમા છે સ્ત્રી કે પુરૂષનો પોતા તરફ પ્રેમ ખેંચવા માટેના મંત્રો[2] તથા જેનો પ્રેમ ખેંચવો હોય તેનું માટીનું પુતળું બનાવી તેમા કામદેવનું બાણ ખોસી મંત્રો ભણવાનો વિધિ આપ્યો છે વળી પોતાની પ્રતિસ્પર્ધી સ્ત્રીઓને દૂર કરવાના દ્વેષપૂર્ણ મંત્રો, સ્ત્રીને વાઝણી રાખવા માટેના તથા પુરૂષોને પુંસ્ત્વહીન કરવા માટેના એવાજ ઉગ્રમંત્રો, પછી રાક્ષસો, શત્રુઓ અને જાદુગરોના વિનાશ માટેના શાપરૂપ મંત્રો, અને કૃત્યાઓ આભિચારિક–બીજાને નુકશાન કરવા માટે યોજાયેલા મંત્ર અને કર્મના વર્ગમાં આવે છે[3] આ શાપસૂક્તોમા યાતુધાનો કે પિશાચો અને મેલી વિદ્યા (કૃત્યા) નો ઉપયોગ કરનાર માન્ત્રિકો વચ્ચે કશો ભેદ પાડવામા નથી આવતો[4] લોકમાનસમા આ માન્ત્રિકો–જાદુગરોનું સ્થાન મોટું હતું રોગ અને વિપત્તિનું કારણ મેલી વિદ્યા હોઈ શકે એવી જગતના બીજા પ્રાચીન લોકો પેઠે અથર્વકાલીન લોકમાં માન્યતા હતી એના માન્ત્રિક માદળીયા વગેરે વાળણોમા લોકોને

---

૧ અ વે ૧૦–૩ ૨ જુઓ અ વે. ૩–૨૫ તથા ૬–૧૩૦

૩ અ–વે–૧–૧૪, ૭–૩૫ ૭–૯૦

૪ અ વે–૨–૧૮, બલુમફીલ્ડ પૃ ૬૫

વિશ્વાસ હતો.[1] વળી શપથ=શાપ માનવરૂપ લઈ રથમાં બેસી શાપ આપનારનેજ બાળો એવી સ્તુતિ છે.[2] છેવટ એક સૂક્તમાં સર્વશક્તિમાન અને સર્વજ્ઞ વરુણને પ્રાર્થના કરવામાં આવી છે કે તારા પાશોથી ખોટું બોલનારાઓને તું બાંધજે.[3]

છેલ્લા સૂક્તમાં શાપ જેવુ હોવા છતાં એ પુણ્યપ્રકોપ જન્ય છે. એટલે એને બાદ કરતાં અથર્વવેદમાંથી ભૂત, ભુવા વગેરેના જે પ્રકારોની ઉપર નોંધ કરી તેમાંના ઘણા ખરા પ્રકારો અથર્વકાળથી હાલ સુધી આ દેશમાં ગામડાંઓના લોક વર્ગમાં વિશેષ પ્રમાણમાં ચાલુ રહેલા જોવામાં આવે છે. અદ્ભુત બ્રાહ્મણ અને સામવિધાન બ્રાહ્મણમાં શકુનો અને વહેમોની વાતો છે, એટલુ જ નહિ પણ ઉપનિષદોમાં પણ ગધર્વના વળગાડની વાત છે એ ઉપર નોંધ્યુ છે. પછી પ્રાચીન બૌદ્ધ ગ્રન્થોમાં રોગ, દુખ અને ભય આપનારા દાનવો, રાક્ષસો, વિદ્યાધરો, યક્ષો અને અદ્ભુત જાદુ જાણનારા માન્ત્રિકોના ઉલ્લેખો મળે છે.[4] અસુર, નાગ, પિશાચ વગેરે આ દેશમાં જૂના કાળમાં વસ્તી આર્યેતર જાતિઓનામૂળ નામો છે એવો વિદ્વાનોનો મત છે. વૈદિક સાહિત્યાન્તર્ગત કેટલાંક વચનો એ મતને પુષ્ટિ આપે છે[5] પૈશાચીનામની ભાષા હોવાની હકીકત પણ પિશાચોની માનુષતા સૂચવે છે. પણ તેઓની સાથે કોઈક રીતે વહેમી કલ્પનાએ ઊભાં કરેલાં અદશ્ય સત્વો જોડાઇ ગયાં છે. વાયુમાં, પાણીમાં અને વૃક્ષોમાં પણ દેવતાઓ વસતા હોવાના તેમજ ભૂતપ્રેતનો વાસ હોવાના ઉલ્લેખો મળે છે. ભૂતાદિના વળગાડ અને તેને ઉતારવાના દોરાધાગા, માદળિયાં, મત્રો વગેરે

---

૧. જુઓ એજન ૫-૧૪

૨ જુઓ એજન ૬-૩૭ ૩. જુઓ એજન ૪-૧૬

૪. બ્રોધુદ્ધિસ્ટ ઇન્ડીઆ પૃ. ૩૨૪ થી ૩૨૭

૫ જુઓ આનદ શંકર ધ્રુવનુ હિન્દદર્શન પૃ ૮૮ જેમા અસુરો અને એસીરીયનોની એક્તા છાં. ઉ. ના એક વાક્યના આધારે આ. ધ્રુવે સિદ્ધ માની છે.

ભૂતવિદ્યા અને તેને જાણનારા તેમ શકુન અપશુકન તથા તેને જોનારા વગેરેના અને ભૂતપ્રેતને ઉતારનાર મંત્રોના ટૂંકામાં અનેક પ્રકારના વહેમોના પુષ્કળ ઉલ્લેખો બૌદ્ધ સાહિત્યમાં મળે છે. જૈન કથા ગ્રન્થોમાં પણ અનેક પ્રકારના વહેમો ધાર્મિક કથાઓ સાથે ગુંથાયેલા જોવામાં આવે છે

ઇસ્વી સનના આરંભ પહેલા તથા જીસસ ખ્રીસ્તના જીવનકાળમાં પેલેસ્ટાઇનના લોકોમા પણ ભૂતપ્રેતના વળગાડના વહેમો વ્યાપક હતા. જીસસે અનેક વાર ભૂતોના વળગાડને કાઢયાની વાતો બાઇબલમાં મળે છે.[1] એટલી તુલનાની નોંધ અહીં અસ્થાને નહિ ગણાય

આગળ ચાલતાં મહાભારત પુરાણોમાં શકુન અને અપશુકનની વાતો તો સામાન્ય રીતે મળે જ છે. વળી મંત્રથી દેવોને વશ કરી શકાય, દેવો મનુષ્ય રૂપે આવીને સ્ત્રી સાથે સબંધ કરી શકે અને તેમાંથી પ્રજા થાય,અપ્સરાઓ દેવોએ મોકલવાથી તપસ્વીઓને તપમાંથી ચલિત કરવા આવે અને તેમાંથી પ્રજા થાય વગેરે માન્યતાઓથી મહાભારત પુરાણો ભર્યા છે. યક્ષો, ગંધર્વો, ભૂતો, પિશાચો, નાગો, રાક્ષસો વગેરે માણસો જેટલાં મહાભારત પુરાણોની કથાઓમાં સામાન્ય છે ધર્મશાસ્ત્રોમાં પણ ખાસ શકુન જાણનારાઓનો ઉલ્લેખ છે[2] વળી ધર્મશાસ્ત્ર અભિચાર કર્મ માટે કરેલા માંત્રિક પ્રયોગોને તથા શાપને અપવિત્ર ગણે છે.[3] અને અભિચારના તથા કૃત્યાઓના પ્રયોગો કરનારનો દંડ કરવાનું મનુ કહે છે.[4] જ્યારે બીજી તરફથી મનુએ પોતેજ રાજાના પુરોહિતે અભિચાર કર્મ તથા શાપથી શત્રુનો નાશ કરવો એમ કહ્યુ છે.[5] કૌટિલ્ય અર્થશાસ્ત્રમાં વળી મારણ, વશીકરણ, અન્ધીકરણ, અન્તર્ધાન થવુ, આકાશમાં ઊડવુ

૧. જુઓ રેનાનું લાઈફ ઓફ જીસસ પ્ર-૧૬
૨. ગૌ. ધ સૂ. ૨-૨-૧૫ મા ઉત્પાત ચિન્તકોનો ઉલ્લેખ છે.
૩. આ. ધ. સૂ. ૧-૧૧-૨૫-૧૬
૪. મનુ ૯-૨૯૦ ૫ એજન ૧૧-૩૨, ૩૩

વગેરે ઘણી વાતો છે.[૧] અને અભિચારણ તથા વળગાડની વાતોને અશિષ્ટ ગણીને મહાભારતપુરાણના કવિઓએ દૂર રાખી છે, પણ જેના ઉલ્લેખો ઉપનિષદોમાંય મળે છે તે બ્રાહ્મણોના શાપોની વાતોથી તો મહાભારત પુરાણો ભર્યાં છે અને કાલિદાસ ભવભૂતિ જેવા કવિઓ પણ શુકન અપશુકનની અને તપસ્વીઓ, યોગીઓની આકાશગમનની શક્તિનો ઉલ્લેખ કરે છે કાલિદાસે શાપનો શાકુંતલના વસ્તુવિકાસમાં ઉપયોગ કર્યો છે. કાદંબરીની કથામાં પણ શાપનો ઉપયોગ કર્યો છે. એ ઉપરથી એ માન્યતાની સામાન્યતા દેખાય છે વળી સિદ્ધોના ભવિષ્યકથન ઉપરના વિશ્વાસને લીધે રાજ્યોમા મોટી ઉથલપાથલો થયાનું સ્વપ્નવાસવદત્તમાં તથા મૃચ્છકટિકમા વર્ણન છે અને માલતીમાધવમા શ્મશાનવાસી પિશાચોની વાતો છે કાદંબરીમાં દ્રવિડ ધાર્મિકની વાતમા તથા અનેક સ્થળે પ્રસંગોપાત્ત પિશાચના વળગાડનો ઉલ્લેખ છે અન્યત્ર એ જ ગ્રંથમા ભવિષ્યકથન કરનારા, નિમિત્ત જાણનારા તથા શકુન વર્તનારાઓનો ઉલ્લેખ છે.

જો કે રોગમાત્ર ભૂતબાધાથી થવાની સામાન્ય માન્યતા આયુર્વેદશાસ્ત્રના વિકાસથી પ્રાપ્ત થયેલા રોગ કારણોના સાચા જ્ઞાને દૂર કરી પણ ભૂતવિદ્યા[૨] જે અથર્વવેદથી ચાલી આવતી હતી અને લોકમા જેની માન્યતા સજ્જડ હતી તેને તદ્દન કાઢી ન શકયા ત્યારે આયુર્વેદાચાર્યોએ આયુર્વેદના એક અગ તરીકે રાખીને મર્યાદિત કરી અને તેનું મહત્ત્વ ઘટાડી નાખ્યુ વાઈ અને ઘેલછા જેવા ભૂતના વળગાડના જ મનાતા રોગોને આયુર્વેદે ઔષધસાધ્ય કરી નાખ્યા છતાં ભૂતબાધાનો પ્રકાર સ્વીકાર્યો અને તત્કાલીન માન્યતાનુ

૧. અર્થશાસ્ત્ર ૧૪-૩-૧૭૮

૨. ભૂતવિદ્યા ઉપર અહીં જે કટાક્ષ છે તે એના વહેમરૂપ ઉપર છે. બાકી વિદ્યા તરીકે ભૂત પ્રેત વિષે વૈજ્ઞાનિક રીતે સંશોધન કરવામાં આવે એ તો સર્વદા ઈષ્ટ જ છે. આ ભૂત સંશોધન વિષયમા હેરી પ્રાઇસના લેટર રજીસ્ટર ઓવર ઇંગ્લૅંડ વગેરે તથા બીજા એ જાતના પુસ્તકો જોવા જેવા છે.

વર્ગીકરણ કરી નોંધ્યુ છે કે "મનુષ્યેતર–દેવો, દૈત્યો, ગંધર્વો, યક્ષો, પિતૃઓ, નાગો, પિશાચો અને રાક્ષસો એ આઠ પ્રકારના નિશાચરો માણસોને હેરાન કરે છે. અને યથાયોગ્ય બલિદાન યોગ્ય સ્થળે આપવુ, મંત્રપ્રયોગો કરવા અને ઔષધોનાં અંજનો વગેરે કરવાં એવી ચિકિત્સાથી દૂર થાય છે,"[1] પાછળથી વૈદ્યોએ વળગાડની ચિકિત્સાનો માર્ગ છોડી દીધો તે ગામડાના અજ્ઞાન ભૂવાઓએ ઉપાડી લીધો આ ઉપરાંત બાળકોના રોગોને બાલગ્રહજન્ય આયુર્વેદે માન્યા છે.[2] તેમાં વૈદ્યક જ્ઞાન કરતાં વહેમનુ જોર વધારે છે. હાલમાં બાલરોગોમાંથી ખાસ શીતલામાં આ માન્યતા પૂરેપૂરી જળવાઈ રહી છે. શીતલાનું વ્રત થાય છે, શીતલા માતાની પૂજા થાય છે અને તેની કથા પણ પ્રચલિત છે.

શકુન અને અપશકુનની સંખ્યા જૂના કાળમા જ બેહદ વધી ગઈ હતી અને તેનુ વર્ગીકરણ કરી ફળ કહેનારો એક વર્ગ નીકળ્યો હતો. વરાહમિહિરે આ વિષય ઉપર અનેક અધ્યાયો લખ્યા છે. એ જોતાં એ ફલજ્યોતિષનો પેટાવિભાગ ગણાતો હશે. અને શંકરાચાર્યે સ્વપ્નાધ્યાય જાણનારાઓનો ઉલ્લેખ કર્યો છે.[3] આ ઉપરથી આ વહેમોના જ્ઞાને પણ શાસ્ત્રજ્ઞાનની પ્રતિષ્ઠા મેળવી હતી એમ દેખાય છે. અને કથાસરિત્સાગરમાં ભૂત, વેતાલ વગેરેને મંત્રસાધનાથી વશ કરવાની વાતો છે. એ ઉપરથી એની લોકપ્રિયતા સમજાય છે.

હવે આ ભારતીય વહેમોનો ગુજરાતી અવતાર જોઈએ. સિદ્ધરાજ કુમારપાલના સમકાલીન હેમચન્દ્રાચાર્યના દ્વયાશ્રય કાવ્યમાંથી તથા એ પછી લગભગ દોઢસો વર્ષે લખાયેલા પ્રબન્ધચિંતામણિ

૧. સુશ્રુત ઉ. અ–૬૦
૨. એજન અ. ૨૭થી ૩૭ ૩. બ્ર. સૂ ૩–૨
૪. જુઓ મધ્યકાલીન ગુજરાતી સામાજિક સ્થિતિ પ્ર–૫

ગ્રંથમાથી મધ્યકાલીન ગુજરાતમા પ્રચલિત વહેમો સબધે ઠીક માહિતી મળે છે ઉપર આયુર્વેદમાથી કરેલા ઉતારામા આઠ પ્રકારના રોગકર નિશાચરો કહ્યા છે, ત્યારે દ્વયાશ્રયમા અઢાર પ્રકારના કહ્યા છે, જેમા ઉપરના આઠ ઉપરાંત કેટલાક નવા છે જેમ કે રાક્ષસના બ્રહ્મરાક્ષસ, ક્ષત્રરાક્ષસ, વૈશ્યરાક્ષસ અને શૂદ્રરાક્ષસ એવા ભેદ પાડયા છે વળી ભૂતના પ્રકાર તરીકે અત્યજને ગણેલ છે હાલમ ગામડાઓમા અમુક રોગોના ફેલાવા માટે અત્યજોને જવાબદાર ગણવામા આવે છે ૧૯૪૬ના માર્ચમા ગામલોકોએ વહેમથી કરેલી કનડગતથી કાઠિયાવાડના એક ગામડાના હરિજન કુટુબને ગામ છોડવુ પડયાનો દાખલો બન્યો છે (જુઓ ૧૭-૩-૪૬નુ હરિજનબન્ધુ) ભસ્મક અને અપસ્માર જેવા રોગોને પણ ભૂત કહેલ છે યુદ્ધમાં પણ પિશાચણીઓ, રાક્ષસીઓ અને વ ત્રીઓ આવે છે એવા વર્ણનો છે પછી શકુન અપશકુનની ઘણી વાતો મળે છે દિવસે તારા દેખાવા, દીવાની છાયા, બકરા ગધેડા વગેરેની રજ વગેરે આપત્તિકારક મનાતા[1] નજર લાગવાનો ઘણો વહેમ હતો નજર લાગવાથી ભીમનો પુત્ર મરી ગયો અને રામચદ્રસૂરિની એક આખ ફુટી ગઈ એવુ વર્ણન પ્રબધોમા મળે છે[2]

વળી પાછલા કાળના ઈ સ ૧૬મા ૧૭મા શતકના તાત્રિક ગ્રથોમા વશીકરણ, ઉચ્ચાટન, મારણ, ચિત્રકરણ, મનુષ્યાન્તર્ધાન અગ્નિસ્થભન, ગત્યાદિસ્થભન, ઉન્માદકરણ વગેરે અસભવિત ચમત્કારજનક ઔષધપ્રયોગો લખેલા છે[3] લોકોને આ વહેમોમા કેટલો વિશ્વાસ હતો તે આથી દેખાય છે

આ વહેમો ચાલુ રહ્યા છે એમ સાબિત કરવા માટે પાછળના સાહિત્યમાથી વધારે ઉતારા કરવાની જરૂર નથી પણ એમ કહેવુ

---

૧ દ્વયાશ્રય ૩-૫૯ થી ૬૧. ૩-૮૮ થી ૯૧ તથા ૧-૯૦
૨. પ્ર ચિં (ગુ ભા) પૃ-૧૧૧ તથા પૃ-૧૩૩
૩ જુઓ આયુર્વેદનો ઇતિહાસ પૃ-૧૯૪

જોઈએ કે ગુજરાતમાં ખાસ મ ત્રત ત્રના સાહિત્યનો પ્રચાર જોકે ઘણો મર્યાદિત હતો, પણ ભૂતપ્રેતના વહેમોનો લોકમાં પ્રચાર ઘણો હતો અમુક ઝાડમા કે અમુક ઘરમા ભૂત રહે છે, સ્મશાનમા અમુક દિવસે ઘણુ કરી કાળી ચૌદશે ભૂતના ભડકા દેખાય છે અમુક સ્ત્રીને એની મરેલી શોક્યનો કે અમુક મરેલી સ્ત્રીનો વળગાડ છે, અમુકને નજર લાગવાથી મ દવાડ આ યો છે અમુકે અમુક મેના મ ત્રની સાધના કરી છે અમુક તો ડાકણ છે વગેરે વહેમોની વાત ન ચાલતી હોય એવુ કોઈક જ ગામ હશે[1] સુરતની ઈ સ ૧૮૩૭ ની આગ પછી વહેમીલા લોકોમાં હજાર તરેહની ભૂત, પ્રેત, શખિણી યક્ષિણીઓ દેખાવાની જે વાતો ચાનવા લાગેલી તેનુ સરસ વર્ણન વિનાયક મહેતાએ કર્યું છે[2] એ વખતે સુરતમા મૂઠ મારનારા તરીકે કેટનાંક લોકો જાણીતા હતા અડદના પુતળાં કરી તેને કાપી નાખી ધારેલા માણસનું મૃત્યુ અણાય એવા ખ્યાલો ચાનતા હતા આવા વહેમો ગુજરાતમાં જ નહિ પણ ભારતભરમા હતા અને જો કે ગામડાંમા અને અજ્ઞાન લોકોમા વધારે પ્રમાણમા હતા પણ ઊંચા ગણાતા બ્રાહ્મણ વાણિયામા વહેમો નહોતા એમ નહિ કહેવાય. વળી આ વહેમોને પરિણામે રોગો અને વિપત્તિઓના નિવારણ માટે જે સાચા ઉપાયો કરવા જોઈએ તેમાં ઘણીવાર બેદરકારી રાખવામા આવે છે અને એથી પણ વધારે ખરાબ તો એ છે કે ખરેખર રોગથી પીડાતા દરદીનો વળગાડ મરચાની ધુમાડી, માર વગેરેથી ઉતારવાનો ડોળ કરતા અજ્ઞાન ભુવાઓને હાથે ઘણીવાર દરદીઓ અતિશય પીડાવાના તથા કોઈવાર મરણ પામવાના દાખના બન્યા છે અને બને છે

---

૧ જુઓ ઊર્મિ અને નવરચના ૧૯૪૭ ઓ પમા કાઠિયાવાડના એક ગામડાના સમાજનું શ્રી સુમ ત મહેતાએ કરેલુ વર્ણન

૨ નદશ કરનું જીવનચરિત્ર પૃ ૨૭ થી ૨૯

વહેમરૂપ કુસંસ્કારનું આ સમાજમાં ઘણું જોર હમેશાં હોય છે. તેના વિવિધ પ્રકારનો ઇતિહાસ અને પ્રચાર જોયો. હવે શુભ સંસ્કારને કોઈક રીતે વળગેલા કુસંસ્કારોનું ટુંકામાં અવલોકન કરી લઈએ. વેદોક્ત યજ્ઞવિધિ એના સાદા ઘી, સમિધ, સોમ આદિના હોમરૂપ, મૂળરૂપમાં શુભસંસ્કાર છે. પણ એ સાથે માંસભક્ષણનો રિવાજ હોવાને લીધે કદાચ પહેલેથી કે કાંઇક પાછળથી વળગેલ પશુહોમ, એ હિંસાત્મક કુસંસ્કાર છે. બૌદ્ધોએ એ કારણથી એની નિન્દા કરી છે. સાંખ્યકારિકા (૨) એ જ કારણથી યજ્ઞોને અવિશુદ્ધિ-યુક્ત કહે છે અને જૈનોએ તો "યજ્ઞનો થાંભલો નાખીને, પશુઓને હણીને તથા લોહીનો ગારો કરીને જો સ્વર્ગમાં જવાતું હોય તો નરકમાં કેવા કામથી જવાય"[1] એ પ્રકારના ઘણા સચોટ શબ્દોમાં યાજ્ઞિક હિંસાની નિન્દા કરી છે, વળી યજ્ઞવિધિના વિસ્તારમાં અને એની ક્રિયાઓની જટિલતામાં બ્રાહ્મણ ઋત્વિજોનો સ્વાર્થ હોવાથી એ કુસંસ્કારે બેવડું નુકસાન કર્યું.

પછી બ્રાહ્મણગ્રન્થોના કાળમાં અને બૌદ્ધકાળમાં તપનો મહિમા બહુ વધ્યો હતો. પણ ગીતામાં કહ્યું છે તેમ જો તપ રાજસ કે તામસ હોય—જેનાથી માત્ર શરીરને કષ્ટ થાય તથા ઘણી સહનશક્તિવાળા તપસ્વી તરીકે ખ્યાતિ થાય તેવું નિરર્થક અને બુદ્ધિહીન હોય તો કુસંસ્કાર જ છે. પણ આ દેશમાં વર્તમાનમાં આ કુસંસ્કાર ખાસ કરીને બાવા-સાધુઓમાં જ ખાસ જોવામાં આવે છે. બાકી પોતામાં સંયમ વધારવા, કે પોતાનાં સંતાનો કે અનુયાયીઓના દોષોને સુધારવા માટે અથવા હિન્દુ મુસ્લીમ એકતા જેવા લોકહિતના મહાન ઉદ્દેશથી મહાત્મા ગાંધીજીના ઉપવાસાદિ તપ જેવું તપ કલ્યાણકારી સંસ્કાર છે. બાકી હાલમાં જે નજીવા કારણથી ઉપવાસ ઉપર ઉતરવાની વાતો છાપાંઓમાં આવે છે તે ઉપવાસ તો એક શસ્ત્ર છે અને મોટે ભાગે એનો ખોટો ઉપયોગ થાય છે.

---

૧. પ્ર. ચિં. (ગુ. ભા.) પૃ. ૮૪

**વૃક્ષપૂજા અને નાગપૂજા** –વેદોમાં કે ઉપનિષદોમા જો કે વૃક્ષપૂજા કે નાગપૂજાની ખાસ વાત નથી પણ વૈદિક કાળના અનાર્ય લોકોમા વૃક્ષપૂજા અને નાગપૂજા હોવાનો સભવ છે હિંદી યુરોપીય જાતોમા વૃક્ષ દેવતાની પૂજા હતી એમ પણ વિદ્વાનો કહે છે[૧] ગધર્વો અને અપ્સરાઓના નિવાસસ્થાન તરીકે વૃક્ષો અને નદીઓની પૂજા શરૂ થઈ હોય કે અનાર્યો પાસેથી આવી હોય, એ ગમે તેમ હો પણ બૌદ્ધકાળમા તો વૃક્ષપૂજા અને નાગપૂજાનો ઘણો પ્રચાર હતો એ ચોક્કસ વૃક્ષોને બલિદાનો આપવામા આવતા, મનુષ્યબલિ પણ અપાતા તેઓ સતતિ, કીર્તિ અને પૈસો આપે છે એમ મનાતુ એક જાતક કથામા બકરા, કુક્કર, વગેરેના લોહીમાંસનું બલિ આપવાની તથા બીજામા માણસોના આતરડાની માળા વૃક્ષોને બલિ તરીકે આપવાની ભયકર વાત છે[૨] આવા ભયકર બલિદાનો અનાર્યોને હાથે જ અપાતા હશે અને તે પણ વિરલ હશે બૌદ્ધ અહિંસાને બહલાવવા કથાઓમા અતિશયોક્તિ પણ થઈ હોય બરહતસ્તૂપના પ્રાચીન શિલ્પમા સાકેતિકરૂપમા દેખાતી વૃક્ષપૂજાના અ શરૂપે તુલસીની, પીપળાની તથા વડની અમુક દિવસે અથવા અમુક વ્રતના અગ તરીકે સાદી પૂજા કરવાનો રિવાજ આજ સુધી આ દેશમા ચાલુ છે, જેમા કશુ અશુભ નથી

નાગ કથાઓ પણ બૌદ્ધજાતકોમા છે નાગો પાણીમા કે પાતાળમા રહેતા હોવાનુ વર્ણન મળે છે પુરાણોમાં પણ પાતાળના નાગો અને નાગકન્યાઓની વાતો છે પ્રાચીન શિલ્પમા નાગોની પૂજાના ચિત્રો છે, એ ઉપરથી ઈ સ પૂર્વે બીજા પહેલા શતકમા એનો પ્રચાર સમજી શકાય છે સર્પપૂજાની પ્રેરકવૃત્તિ તો એનાથી ઉપજતુ ભય જ, પણ પછી રહીસ ડેવીડસ કહે છે તેમ સર્પપૂજા અને

૧ જુઓ પ્રોગ્રુસ્સિવ ઈન્ડીઆ પૃ ૩૨૬ ટીપ ૧

૨ જુઓ એજન પૃ ૩૨૬

નાગજાતિ[૧] સંબંધી વાતોનું મિશ્રણ થઈને નાગકથાઓ પ્રચલિત થઈ હશે. પ્રાચીન શિલ્પમાં અર્ધો ઉપરનો ભાગ મનુષ્યાકાર અને નીચેનો સર્પાકાર એવી આકૃતિઓ કોતરેલી છે એ સૂચક છે.[૨] હાલમાં શ્રાવણ માસમાં નાગપાંચમને દિવસે ક્યાંક સાક્ષાત્ નાગની તો મોટે ભાગે નાગનાં ચિત્રની પૂજા થાય છે, તેનું વ્રત કરાય છે તથા કથા કહેવાય છે.

**યોગ અને સિદ્ધિ:**—મનોનિગ્રહરૂપ યોગમાં ચિત્તને સરકારવાની અદ્ભુત શક્તિ છે. વળી વિક્ષિપ્ત ચિત્ત કરતાં એકાગ્રચિત્તમાં વધારે કાર્યસાધક શક્તિ આવે છે, એ પણ દેખીતું છે. ચિત્તની શક્તિની મર્યાદા આંકવાની મારી ઈચ્છા નથી પણ હઠયોગથી જે શક્તિ પ્રાપ્ત થાય છે તે મોટેભાગે શરીરની ઇન્દ્રિયો ઉપર કાબુ આપે છે. આ કાબુથીયે આરોગ્યનો કેટલોક લાભ ભલે થતો હોય પણ એથી ચિત્તશુદ્ધિ ભાગ્યે જ થાય છે. અને હઠયોગીઓ પોતાની શક્તિઓનું પ્રદર્શન કરવાના મોહમા પડે છે, એ ભયસ્થાન છે. પાતંજલ યોગશાસ્ત્રમાં અનેક અસંભવિત ચમત્કારવાળી સિદ્ધિઓના વર્ણન પછી સ્પષ્ટ કહ્યું છે કે ઉચામા ઉચી સિદ્ધિમાં પણ વૈરાગ્યથી દોષબીજનો ક્ષય થઈને કૈવલ્ય થાય છે.[૩] મતલબ કે યોગશાસ્ત્રનું તાત્પર્ય સિદ્ધિ મેળવવામાં નથી પણ વૈરાગ્ય અને વિવેકના અભ્યાસમાં છે. છતાં સિદ્ધિઓના મોહે શ્રેયોમાર્ગના પ્રવાસીઓની પણ ઘણી અધોગતિ કરી છે. ઉપનિષદોમાં થોડી સિદ્ધિસૂચક વાતો છે, જેમાંનો મોટો ભાગ મરણ પછીની સિદ્ધિ દર્શાવે છે પણ પ્રાચીન બૌદ્ધગ્રન્થોમાં બુદ્ધના પોતાના જીવનમાં સિદ્ધિઓની કેટલીક વાતો ગુંથવામાં આવી છે[૪] અને ખાસ કરીને

૧. હાલમાં નાગલોકોની આ દેશમા ખાસ કરીને ઓરીસામાં વસ્તી છે. બૌદ્ધકાળમા બીજે પણ નાગલોકો વસતા હશે.

૨. જુઓ બુદ્ધિસ્ટ ઇન્ડીઆ પૃ ૨૩–૪૧ અને ૪૨

૩. યો. સૂ ૩–૫૦

૪. જુઓ બુદ્ધલીલા સાર સંગ્રહ પૃ. ૧૭૮થી ૧૮૬

જાતકોમાં તથા થેરા ગાથા અને થેરી ગાથામા એક સાધુએ પોતાના હજાર રૂપ કર્યાની, બીજાએ પોતાના હાથથી સૂર્ય અને ચન્દ્રનો સ્પર્શ આકાશમા કર્યાની, ઉડવાની એવી ઘણી સિદ્ધિઓની વાતો છે[1] જૈન ગ્રન્થોમા પણ આવી જ સિદ્ધિઓની વાતો છે

સિદ્ધિઓનો આ મોહ બૌદ્ધ કાળથી ગઇકાલ સુધી વ્યાપક રહ્યો છે મહાભારત પુરાણોમા આકાશગમન, દૂરદર્શન, દૂરશ્રવણ, ભવિષ્યદર્શન, અદૃશ્ય થવાની શક્તિ વગેરે ઘણી સિદ્ધિઓની વાતો છે પછી નાગાર્જુન આદિ બૌદ્ધ તાન્ત્રિકોની અને ભવભૂતિ આદિ સંસ્કૃત લેખકોએ વર્ણવેલા કાપાલિક યોગીજનોની સિદ્ધિઓની વાતો લખેલી મળે છે ત્યારે મધ્યકાળના મત્સ્યેન્દ્રનાથ, ગોરખનાથ, એકનાથ વગેરે યોગીઓની સિદ્ધિઓની અસંભવિત વાતો લોકમા દંતકથાથી પ્રચલિત છે આ વાતોનુ લોકમા આકર્ષણ સિદ્ધિઓના મોહનુ સૂચક છે[2] પછી હેમચન્દ્ર જેવા ઐતિહાસિક વિદ્વાન વિશે 'તેઓ આકાશ માર્ગે ઊડીને એક નિમેષમા પાટણથી ભરૂચ ગયા " એવુ પ્રબંધોમાં લખ્યુ છે[3] જેમા સિદ્ધિની વાત ન હોય એવી યોગીની કોઈ વાત જ નહિ હોય, એટલો બધો સિદ્ધિનો મોહ લોકમા વ્યાપક છે

**ભક્તિમાં પેઠેલા કુસંસ્કારો**—ઈશ્વર પ્રતિ નિઃસ્વાર્થ પ્રેમ એ શુભ સંસ્કાર છે પણ એક કરતા વધારે કુસંસ્કારો એના વિકાસક્રમમા ભક્તિને વળગી ગયા છે દેવના સ્વરૂપને સાકાર-માનવાકાર માનીને એટલુ જ નહિ પણ એમા કામ, ક્રોધાદિ માનવી ભાવોને આરોપીને કરવામાં આવેલી ભક્તિ સાચુ કલ્યાણ ન કરી શકે પણ ભક્તમા પણ કામ, ક્રોધાદિ દોષોને નિભાવી લેવાનું નિમિત્ત થાય દેવના સ્વરૂપ વિશે આવી ખોટી કલ્પનાથી ખ્રિસ્તી ધર્મમાં પણ

---

૧ વીન્ટરનીત્ઝ પૃ. ૧૦૮ તથા પૃ ૨૪૫

૨ ૧૭મા અઢારમા શતક સુધી કીમીઆનો તથા યોગસિદ્ધિઓનો દાવો કરનારા માણસો યુરોપમા હતા

૩ પ્ર ચિ (ગુ ભા) પૃ ૧૮૬

ગઈ છે.[1] અને એ સાથે જ વળગેલો બીજો કુસંસ્કાર છે ભક્તના જીવનમાં ચમત્કારની માન્યતા. જેમ યોગીમાં સિદ્ધિ હોવી જોઇએ તેમ ભક્તના જીવનમાં પરચો દેખાવો જોઇએ, એમ લોકોમાં માન્યતા બંધાઈ ગઈ છે. ગીતામાં 'ભક્તનો યોગક્ષેમ હું ચલાવું છું.' 'મારે શરણે તું આવ. તને હું બધા પાપોમાંથી મુક્ત કરીશ' એવાં વચનો ભગવાને કહ્યાં છે. પણ આથી વધારે આ સંસારના દુઃખોમાંથી ભક્તનું રક્ષણ કરવાનું ગીતામાં નથી કહ્યું. પણ વિષ્ણુપુરાણમાં અને તેને અનુસરીને ભાગવતમાં ભક્ત પ્રલ્હાદના ચરિત્રમાં ભક્તના રક્ષણ માટે વિષ્ણુએ ખાસ અવતાર લેવાની વાત છે. પછી તો પ્રલ્હાદની કથા ભક્તની આદર્શ કથા ગણીને ઘણાખરા ભક્તોની કથાઓ રચાઈ હોય એમ લાગે છે. વળી વૈષ્ણવ ભક્તિમાર્ગમાં જ આ પરચાની વાત છે એવું નથી. ઉપમન્યુ આદિ શૈવ ભક્તોની કથાઓમાં પણ આ ચમત્કારનું તત્ત્વ છે જ. ભાગવત અને શિવપુરાણ પછી આ દેશની દરેક પેઢીમાં જેમ અનેક ભક્તો થયા તેમ એ ભક્તોના ઇષ્ટદેવે તે તે ભક્તના અમુક મનોરથો પૂરેલા એવી ચમત્કારપૂર્ણ કથાઓ રચાઈ અને પ્રચારમાં આવી. ભક્તમાળ આવી ભક્ત કથાઓનો સંગ્રહ છે. નરસિંહ મહેતાનાં ચરિત્રમાં આવા ચમત્કારો સિવાય બીજુ છે જ શું? પાણી અતિશય ગરમ હોય તો એમાં ઉમેરવાના ટાઢા પાણી માટે ઈશ્વરને બોલાવવામાં આવે અને ઇશ્વર વૃષ્ટિ કરીને ટાઢું પાણી આપે એ કેવી હાસ્યાસ્પદ કલ્પના છે. પણ આ દેશના લોકોમાં યોગી માટે અને ભક્ત માટે ગમે તેવા અસંભવિત પરચા–ચમત્કારો માનવાની વૃત્તિ એવી પ્રબળ છે કે વીસમી સદીમાંયે ચમત્કારભરેલાં ભક્તચરિત્રોનાં ચિત્રપટો ખૂબ લોકપ્રિય નીવડે છે અને પ્રાચીન કવિઓ, ભક્તો, પંડિતો વગેરેનાં ઐતિહાસિક ચરિત્રોને બદલે કલ્પિત પણ ચમત્કારપૂર્ણ દંતકથાઓ સામયિકોમાં છપાય છે, અને ખૂબ રસથી વંચાય છે

૧. જુઓ એન્ડ્ઝ એન્ડ મીન્સ, આલ્ડસ હક્સલીનું પ્ર ૧૩

ગુરૂભક્તિ —યોગ, જ્ઞાન અને ભક્તિ ત્રણેય માર્ગોમાં ગુરૂનો ઘણો મહિમા ગવાયો છે છા ઉ (૬-૧૪)માં કહ્યુ છે કે "ગન્ધારથી આંખે પાટા બાંધીને કોઈને લઈ આવી છોડી મૂકવામાં આવે તો કઈ દિશામાં જવું તેની એને ખબર ન પડે પણ જો આંખે બાંધેલો પાટો છોડી તેને કહેવામાં આવે કે આ દિશામાં ગન્ધાર દેશ છે, તે દિશામાં તુ જા તો બુદ્ધિશાળી પંડિત માણસ એક ગામથી બીજે ગામ પૂછતો પૂછતો બરાબર ગન્ધારમાંજ પહોંચી જાય તેમ આચાર્ય(ગુરૂ વાળો પુરૂષ જ્ઞાન પામે છે ' આ ઉપનિષદ્વચનોમાં જિજ્ઞાસુ કે સાધકના જીવનમાં ગુરૂનું સ્વાભાવિક સ્થાન સ્પષ્ટ દર્શાવ્યુ છે સામાન્ય માનવજીવનમાં જે શિક્ષકનુ સ્થાન છે તે સાધકના જીવનમાં ગુરૂનુ છે પણ એથી વધારે મહત્ત્વ ગુરૂપદને જ આપવામાં આવે તો એથી ગુરૂ અને શિષ્ય બંનેની અધોગતિ થાય છે આ દેશમાં યોગ્ય કે અયોગ્ય, જાતે મેળવેલા કે વારસામાં મળેલા ગુરૂપદધારી ગુરૂને અસ્વાભાવિક મહત્ત્વ મળી ગયુ છે શ્વ-ઉ (૬-૨૩) ના "જેવી દેવમાં પરમ ભક્તિ અને જેવી દેવમાં તેવી ગુરૂમાં" એ શબ્દોની અસર નીચે ગુરૂભક્તિનો મહિમા અતિ વધી ગયો છે આ ગુરૂભક્તિની અતિશયતા એ કુસંસ્કાર છે અને તેથી વૈષ્ણવમાર્ગમાં ઘણી અધોગતિ થઈ છે આચાર્ય જ પરમ દેવ એવી માન્યતા રૂઢ થતાં ધર્માચરણને સ્થાને ભોગવિલાસ અને દુરાચાર—ખાસ વ્યભિચારને ઘણુ ઉત્તેજન મળ્યુ હોવાના ઐતિહાસિક દાખલા છે[૧] ગુજરાતમાં અંધ ગુરૂભક્તિનો ગયા સૈકાના ત્રીજા પાદ સુધી ઘણો પ્રચાર હતો અમુક જ માણસમાં ઈશ્વરબુદ્ધિ એ પણ અંધ ગુરૂભક્તિ જેવો કુસંસ્કાર છે જ્યારે સર્વમાં ઈશ્વર બુદ્ધિ એ શુભ સંસ્કાર છે

૧ જુઓ વૈ ધ ઈ આ-૨ પૃ. ૨૬૪ તથા પૃ ૪૦૧ થી ૪૦૫ તથા મહારાજ લાયબલ કેસમાં રજુ થયેલા પુરાવાઓ

[1] **મૂર્તિપૂજા** – વેદમા મૂર્તિપૂજા નથી એ પ્રસિદ્ધ છે પ્રાચીન બૌદ્ધ ધર્મમા પણ મૂર્તિપૂજા નહોતી પછી મહાયાન બૌદ્ધ માર્ગમા અને ભક્તિમાર્ગમા મૂર્તિપૂજા દાખલ થઈ છે ચિત્તને એકાગ્ર કરવા માટે પ્રત્યક્ષ પ્રતીકની આવશ્યકતા જણાવાથી અને ભક્તિ ભાજન ઉત્તમ પુરુષોના ચરિત્રો અને પૂર્વજન્મ ચરિત્રો રચવાની વાસના સાથેજ મૂર્તિકલાની વાસના ઉત્પન્ન થઈ હશે એ ગમે તેમ હો પણ ઈ સ પૂર્વે બીજા પહેલા શતકથી તો આ દેશમા દેવ મૂર્તિઓ અને મૂર્તિવળા મંદિરો મળે છે એમ માનવામા વાંધો નથી [1] મૂર્તિપૂજાને ભક્તિનો ઉત્તમ પ્રકાર તો પ્રાચીન વિચારકોએ નથી જ ગણ્યો ગીતામા વિભૂતિઓમા પોતાનુ ચિન્તન કરવાનુ શ્રીકૃષ્ણે કહ્યુ છે અને એકજ શ્લોકમા 'પત્ર પુષ્પ, ફળ, પાણી આપે તે" એમ કહ્યુ છે તેમા કદાચ મૂર્તિપૂજા વિવક્ષિત હોય અને સૌન્દર્યયુક્ત મૂર્તિનુ ધ્યાન સૌન્દર્યનો સંસ્કાર ચિત્તમા રોપે તો

રૂપ છે એટલુ જ. વળી આ જમાનામાં રાષ્ટ્રની મૂર્તિપૂજાનો જોરદાર પવન ચાલ્યો છે એ પ્રકારની મૂર્તિપૂજાનું પરિણામ વિનાશકારક લડાઈઓમા આવે છે એ જેવા મહાયુદ્ધથી પ્રત્યક્ષ થયુ છે

**બૌદ્ધ સંઘની અધોગતિઃ**—બૌદ્ધ ધર્મની ઉચ્ચ સંસ્કારિતા પહેલા કહી છે પણ એની–ખાસ કરીને બૌદ્ધસંઘની અધોગતિ અહીં નોધવાની છે. બૌદ્ધસંઘમા સડો થેરા ગાથા અને થેરી ગાથા રચાયાં ત્યારે જ પેસી ચુકયો હતો[1] ઈ. સ બીજા શતકમા આ નીચી ગતિ શરૂ થઈ હશે થેરા ગાથામાં જ પહેલાંના જમાનાના સાગ્ર અને પવિત્ર બૌદ્ધ સાધુઓથી વિરૂદ્ધ જાતનાં પોતાના જમાનાના સાધુઓના વર્તનને સરખાવીને કહ્યુ છે કે 'જેઓ પહેલા સ્ત્રી, ધન અને છોકરાંને તજી દેતા તે હવે મુઠી ચોખા માટે ખોટાં કામ કરે છે અને ગમે તે ખાય છે. લૌકિક વાતોમાં વખત ગાળે છે અને લોકોને પોતે જે અર્થહીન વાતો આપે છે તેના બદલામા કીમતી ભિક્ષા પોતાને મળે એમ ઇચ્છે છે તેઓ વૈદો જેવું ઓસડિયાં એકઠા કરે છે અને વેશ્યા પેઠે પોતાને શણગારે છે તેઓ લુચ્ચા અને દભી છે." અન્યત્ર કહ્યું છે કે "તેઓ ક્રોધ, દ્વેષ, અદેખાઈ અને હઠીલાઇથી ભરેલા અને સત્યની જિજ્ઞાસા વગરના હોય છે. સોનુ અને રૂપુ ગ્રહણ કરે છે અને નીતિમાન અને સાચા સાધુઓને ધિક્કારે છે" અન્યત્ર થેરી ગાથામા કહ્યુ છે કે "કાંઈક વિપત્તિ પડે તો જ છોકરી સાધ્વી થાય છે. વળી માણસ એકવાર બૌદ્ધ થઈ જાય છે, પછી સાધુનો અંચળો ફેંકી દઇ લગ્ન કરે છે અને પાછો પખવાડીયા પછી મઠમાં આવીને સાધુ બની જાય છે " ટૂંકામા જે મઠસંસ્થા સાચા ત્યાગીઓને જીવનનિર્વાહની મુશ્કેલી ન પડે અને તેઓનાં પ્રવજ્યા અને ઉપદેશથી લોકકલ્યાણ થાય માટે

1. જુઓ. વીન્ટરનીઝ ગ્ર. ૨ પૃ–૧૧૦, ૧૧૧

ઉપજાવેલી તે સંસ્થા આળસુઓના આશ્રયસ્થાન અને નામના સાધુ સાધ્વીઓના દુરાચારના અખાડારૂપ પાછળથી થઈ પડી પણ આવી અધોગતિ બૌદ્ધ ધર્મમા જ થઈ છે એમ નથી બધા માર્ગોમા પાછળથી થઈ છે પ્રાચીન બૌદ્ધની અધોગતિનો દાખલો જોયો હવે એકદમ અર્વાચીન દાખલો જોઈએ તો સ્વામીનારાયણ સંપ્રદાયમા સહજાનંદ સ્વામીના અંતર્ધાન થવા પછી તરતમા જ તેઓએ પ્રવર્તાવેલા જ્ઞાન, વૈરાગ્ય, બ્રહ્મચર્ય, ત્યાગ, તિતિક્ષા વગેરેમા જે શિથિલતા આવેલી તેનું આબેહુબ વર્ણન નિષ્કુળાનંદ સ્વામીએ કર્યું છે[1]

**ત્યાગની અધોગતિ** —છેક ઉપનિષત્કાળથી ત્યાગને અમૃતત્વનું સાધન માનવામા આવ્યુ છે પણ પાછળથી સાચા અંતરના ત્યાગ વગરના ત્યાગીઓ દેશમા વધી પડયા બૌદ્ધ સાધુઓની વાત ઉપર કરી બીજા માર્ગના સાધુઓમા પણ ત્યાગવૃત્તિ વિરલ થઈ પડી છે વેદાન્તમા વૈરાગ્ય પછી ત્યાગ કરવાનું વિધાન છે અને કોઈ કોઈ વિરક્ત તથા વિદ્વાન સંન્યાસીઓ દરેક પેઢીમા જરૂર થયા છે પણ વૈરાગ્ય વગરના અથવા કાચા વૈરાગ્યવાળા વેદાન્તાનુયાયી ત્યાગીઓ ઘણા જોવામા આવે છે વેદાન્ત પેઠે જ બીજા સંપ્રદાયોને અનુસરનારા સાધુઓ પણ આ દેશમા અસંખ્ય છે એમાથી સાચો ત્યાગી હજારે એકાદ નીકળે, બાકી તો ભીખથી નિર્વાહ કરનારા ભારતમાતાને ભારરૂપ ચમત્કારી બાવાઓ દેખાય છે[2] ત્યાગ વિષે જે કહ્યુ તે મોટે ભાગે દાનને પણ લાગુ પડે છે ગીતાએ કહેલ રાજસ અને તામસ દાન એ કુસંસ્કાર જ છે છતા જેમાથી લોકકલ્યાણ ન થાય એવા દાન તરફ લોકોની વધારે પ્રવૃત્તિ જોવામા આવે છે

---

૧ જુઓ વૈ ધ.-ઘ આ ૩ પૃ ૪૩૦

૨ ભારતમાતાને ભારરૂપ ખોટા ઢોંગીને સરમાવનારા બાવાસાધુઓના સચોટ વર્ણન માટે જુઓ 'સોઝે સગત કરે ભવસાગરમા બાવે માથાંઓ ળી રે,' એ ભોજાભગત (૧૭૮૧થી ૧૮૫૦,નો ચાબખો.

**શૈવ અને શાક્ત પૂજા** — લિંગપૂજા મૂળ અનાર્ય હોવાનો વિદ્વાનોનો મત છે. કાળક્રમે આ દેશની અનેક મૂળ વતની જાતોને હિંદુ સમાજમાં જ્યારે સમાવી દીધી ત્યારે આર્યોએ વૈદિક રુદ્રપૂજા અને લિંગપૂજાની એકતા સાધી લિંગપૂજાને સંસ્કારી લીધી અને શૈવધર્મનો સૌમ્ય શિવભક્તિપ્રવાહ ચાલ્યો.[1] છતાં મૂળ અનાર્યોના એ દેવની ભક્તિ કરનારા લોકોમાં કેટલાક અનાર્ય સંસ્કારો રહી ગયા. જે કાપાલિક જેવા વામમાર્ગી શૈવસંપ્રદાયમાં જોઈ શકાય છે. સંસ્કૃત સાહિત્યમાંથી મળતા ઉલ્લેખોથી જોઈ શકાય છે કે ખોપરીમાં ખાવું, ખોપરીઓ ધારણ કરવી, ચિતાની ભસ્મ શરીરે ચોળવી, ત્રિશૂળ ધારણ કરવું, દારૂની માટલી રાખવી, ખોપરીમાંથી દારૂ પીવો, દારૂ પીનારી સ્ત્રી સાથે ફરવું અને સ્મશાનવાસી દેવની ભક્તિ કરવી એ કાપાલિકોના સામાન્ય લક્ષણો હતાં.[2] ઈ. સ. સાતમાથી ૧૩મા ૧૪મા શતક સુધી આ સંપ્રદાયનો ઠીક પ્રચાર હતો. પણ આ કાપાલિકોના દુરાચારો અને તેઓની બીભત્સ ક્રિયાઓથી લોકો કંટાળી ગયા હશે એટલે એ ધીમે ધીમે ક્ષીણ થઈને આ દેશમાંથી લુપ્ત થઈ ગયો.

શાક્ત વામમાર્ગનો પણ ઘણું કરીને શૈવવામમાર્ગ અને અને બૌદ્ધ વજ્રયાન શાખાના તંત્રમાર્ગ સાથે પ્રચાર થયો હોવાનો સંભવ છે. નાગાર્જુન પોતે ટીબેટમાં લખાયેલ ચરિતગ્રન્થોમાં મોટા તાંત્રિક ગણાય છે. તાંત્રિક ગ્રન્થોની રચના સાતમા શતકથી શરૂ થઈ જણાય છે.[3] સંખ્યાબંધ બૌદ્ધ અને શાક્ત તંત્રો મળે છે. આ બૌદ્ધ તંત્રોમાં અને શાક્ત તંત્રોમાં, મંત્રો અને તંત્રોની સાથે ચક્રપૂજાને તથા મદ્ય, માંસ અને મૈથુનને પણ સાધન ગણવામાં આવેલ છે.

૧ જુઓ મારો શૈવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ ભા. ૨ પૃ. ૩૫થી ૩૮

૨ એજન પૃ.-૮૯થી ૯૧

૩ વીન્ટરનીઝ ગ્રં. ૨ પૃ. ૬૮૩

ભવભૂતિએ માલતીમાધવમાં કરેલ નાડીચક્રો વગેરેના વર્ણનો વીન્ટરનીઝના ઉપલા અભિપ્રાયને ટેકો આપે છે.

પશુઓનાં દેવી આગળ બલિદાનો–માલતીમાધવમાં તો મનુષ્ય બલિદાનની વાત છે, સ્વચ્છંદ વ્યભિચાર, મદ્યપાન વગેરે દુરાચારોએ શાક્ત વામમાર્ગને સારા લોકોને જુગુપ્સા થાય એટલો કલંકિત કરી દીધો છે. ગુજરાતમાં દેવીભક્તિનો પ્રચાર છે પણ શાક્ત વામમાર્ગનું જોર ક્યારેય ન હોતું. અલબત્ત ગુપ્ત રીતે વામમાર્ગને અનુસરનાર કોઈક કોઈક હોય એ સંભવ છે.

વેદાંતાનુયાયીઓના કુસંસ્કારમાં દંભ તરફ તરત આંગળી ચીંધી શકાય. પોતામાં વૈરાગ્ય કે શમાદિ સંપત્તિ ન હોય છતાં વેદાંતના ગ્રન્થો વાંચીને પોતાને બ્રહ્મજ્ઞાની કહેવરાવનારાઓને લોકો દંભી ગણે તો નવાઈ નહિ. આવા વેદાન્તીઓને નીચેના પ્રચલિત શ્લોકમાં સચોટ ગાળ દીધી છે.

अन्तः शाक्ता बहि शैवा सभामध्ये च वैष्णवा:

कर्मे वेदान्तिनो भान्ति फल्गुने बालका यथा ॥

**સાંપ્રદાયિક વાડાઓ**—મહિમ્ન સ્તોત્રમાં યથાર્થ રીતે કહ્યું છે તેમ રુચિવૈચિત્ર્યને પરિણામે એક જ દેવ અનેક નામરૂપથી પૂજાય તેમાં કાંઈ ખોટું નથી પણ સાંપ્રદાયિક આચાર્યોએ પોતાનો જ મત સાચો અને બીજાનો ખોટો એવો આગ્રહ ધરવાથી અનેક સંપ્રદાયો ઊભા થયા અને તાત્ત્વિક એકતા ભુલાઈ જઈને મતભેદની વાડો બંધાઈ ગઈ. પોતાના વાડાની સ્તુતિ અને પરનાની નિંદા એ વાડાનું લક્ષણ થઈ પડ્યું. કેટલીકવાર તો આ સંપ્રદાય-મમતાએ ઉગ્ર થઈને પર સંપ્રદાયના અનુયાયીઓની કનડગત કર્યાના દાખલા પણ બન્યા છે. અલબત્ત સહિષ્ણુતાના પ્રબળ સંસ્કારે સાંપ્રદાયિક કનડગતને વ્યાપક થવા નથી દીધી બાકી વાડા માનસ એવું વ્યાપક થઈ ગયું છે કે કબીર જેવા વાડામાત્રના ઉગ્રવિરોધીનો યે એના અનુયાયીઓએ એક કબીરપંથ નામથી નવો વાડો બનાવ્યો છે.

**અહિંસાની વિડંબના:**—શીલ તો એવો સ્વયંસુરક્ષિત સંસ્કાર છે કે એમાં હીન સંસ્કારના પ્રવેશની સંભાવના કેવી ? છતાં

અહિંસાના પ્રચાર માટે અહિંસાની જ વિડંબના થવાના દાખલા ઇતિહાસમાં મળે છે. અશોક મહારાજે બૌદ્ધ ધર્મનો સ્વીકાર કર્યા પછી પોતાના રાજ્યમાંથી શિકારની તથા પશુહિંસાની બંધી કરી પણ અમુક ગુનાઓ માટે થતો માણસોનો વધ ન હોતો અટકાવ્યો[1] એટલું તો ઇતિહાસસિદ્ધ છે પણ એક ઇતિહાસકાર તો ત્યાં સુધી તર્ક કરે છે કે પશુહિંસા કરનારને અશોકના શાસનમાં વધની શિક્ષા થતી હશે[2] એ ગમે તેમ હો પણ ગુજરાતમાં જેણે જૈન ધર્મનો ઉપદેશ સાંભળીને અમારિ-ઘોષણા કરેલી તે કુમારપાલ વિશે એક પ્રબંધમાં લખ્યું છે કે 'સપાદલક્ષ દેશના એક અવિવેકી શેઠીઆએ માથું ઓળતાં વખતે પોતાને પીડા કરનાર જૂને હાથમાં ચોળીને મારી નાખી એ વખતે પાસે રહેલા અમારિનો અમલ કરાવનાર પંચોળીએ તે ગૃહસ્થને પાટણ લઈ આવી રાજા પાસે ઊભો કર્યો. પછી આચાર્યની આજ્ઞાથી તેના દંડ તરીકે તેનું સર્વસ્વ લઈને યૂકાવિહાર કરાવ્યો"[3] જૂ મારવા માટે સર્વસ્વ લઈ લેવામાં આવે એને અમારિની હાસ્યાસ્પદ અતિશયતા જ કહેવી પડે બીજી એક વાત એવી છે કે નકુલની કોઈ સ્ત્રીએ ક્ષેત્રપાલને માંસનું નૈવેદ્ય ધરાવ્યું, એ સાંભળીને ત્યાંના શ્રીમંત કુમારપાલનો ક્રોધ શાંત કરવા તે સ્ત્રીના ધણીને મારી નાખ્યો[4] આ અહિંસા કહેવાય કે હિંસા ?

મારા ધારવા પ્રમાણે તો કુમારપાલે આવો જુલમ નહિ કર્યો હોય પણ આવા બુદ્ધિહીન લખાણોથી ધાર્મિક પ્રચાર થાય છે એવું માનનાર જૈન લેખકોએ તો અહિંસાની વિડંબના જ કરી છે પણ હજી સુધી આવી અહિંસાવિડંબના જૈનોમાં તથા બ્રાહ્મણ ધર્મીઓમાં

1. સ્તંભ લેખ ૪થો આ વિષયમાં પ્રમાણ છે
2. વિન્સેન્ટ સ્મિથ અ. હી ઇં આ ૩ પૃ ૧૯૭
3. પ્ર ચિં. (ગુ ભા) પૃ ૧૯૨
4. ગુ. મ રા ઇ ભા ૨ પૃ ૩૦૭ ટી ૨

ચાલે છે. કીડી વગેરે નાનાં જંતુઓ, મોટાં પશુઓ તથા પક્ષિઓને જીવાડવા માટે ભારે પ્રયત્નો કરનારા વેપારીઓ પોતાની આર્થિક પકડમાં આવેલાં માણસો ઉપર બીલકુલ દયા રાખતા નથી એ જાણીતી હકીકત છે. બ્રાહ્મણ ધર્મીઓને હાથે થતી અહિંસાની વિડંબનામાંથી એક જ દાખલો આપુ છુ. ભાગવત જેવા અહિંસાવાદી ગ્રન્થમાં પણ લખ્યુ છે કે मोदेत साधुरपि वृश्चिकसर्पहत्या[1] 'વીંછી અને સર્પની હત્યાથી સાધુ પણ ખુશી થાય.' આ વચનનું રહસ્ય સ્પષ્ટ છે. છતા ગુજરાતમા વીંછી અને સર્પનેય મારવામાં પાપ મનાય છે. અલબત્ત ધર્મશાસ્ત્રોમાં દેડકો, નોળીઓ, ઉંદર, કાગડો વગેરે પક્ષીઓની તેમજ સર્પની હિંસા માટે પણ અલ્પ પ્રાયશ્ચિત બતાવ્યુ છે[2] અર્થાત્ આ પ્રાચીન ધર્મશાસ્ત્રોત્થ કુસંસ્કાર છે. અને વીંછીને તો ઘરની બહાર અને સર્પને ગામ નાનું હોય અથવા સર્પને પકડનાર આળસુ ન હોય તો ગામ બહાર નાખી આવે છે. પરિણામે સર્પવીંછીના વંશવેલા વધ્યા જ કરે છે. અને વીંછી કરડવાના તથા સર્પથી મૃત્યુ થયાના મેંકડો દાખલાઓ બને છે. આખા હિંદુસ્તાનમાં વીસથી પચીસ હજાર મરણો સર્પદંશથી થાય છે. સર્પને માર્યા વગર નાખી દેવાથી અંધારામાં કોઇ માણસને એ કરડશે અને માણસ મરશે એ વિચાર જ ન આવે એ તે અહિંસા કે અહિંસાની વિડંબના?

તીર્થયાત્રા —તીર્થયાત્રાના મહિમાનો બૌદ્ધ ધર્મે પહેલો પ્રચાર કર્યો છે એવુ મારૂ અનુમાન છે. તીર્થયાત્રાનો પહેલો ઐતિહાસિક ઉલ્લેખ અશોકે કરેલી બુદ્ધના જન્મસ્થાનની યાત્રાનો મળે છે. પછી તો બૌદ્ધ, જૈન અને બ્રાહ્મણ ત્રણેય ધર્મનાં તીર્થસ્થાનો દિવસે દિવસે વધતાં ગયાં. સ્થળે સ્થળે મંદિરો બંધાતાં ગયાં. નવાં નવાં તીર્થસ્થળોનાં માહાત્મ્યો લખાતાં ગયાં અને બ્રાહ્મણ તીર્થોનાં માહા-

---

1 ભાગવત ૭-૪-૧૪
૨. બૌ. ધ. સૂ ૩-૪; મનુ ૧૧. શ્લો ૧૩૧થી ૧૩૭.

ત્મ્યો જૂના પુરાણોમાં થઇ શક્યા એટલા તો દાખલ થઈ ગયા બાકી છૂટાં પ્રચલિત થયા આ માહાત્મ્યોની કથાઓનું ધોરણ જ એવું કે તીર્થ ભલે મધ્યકાળનું કે આધુનિક હોય પણ એને માહાત્મ્યોમાં પ્રાચીન ઋષિઓની કથાઓ જ હોય બીજું તીર્થયાત્રા પહેલાં તો સંસ્કારપ્રચારનું પરમ સાધન હતું ભિન્ન ભિન્ન તીર્થસ્થાનો જુદે જુદે કાળે વિદ્યાનાં ધામો હતાં સુંદર સ્થળોનાં દર્શનથી, પવિત્ર સાધુઓના સત્સંગથી અને વિદ્વાનોના સહવાસથી હૃદય અને બુદ્ધિ બંને સંસ્કારી થતાં અને સંસ્કારની ગરજ ન હો-ય તેમના પણ દેશાટનથી ચાતુર્ય મેળવી શકતા વપારીઓને વેપાર વધારવાની તક મળતી સામાન્ય માણસો પણ જુદા જુદા દેશના વિવિધ પ્રકૃતિના માણસોને મળીને કાઇક જરૂર શીખતા હશે. પણ કાળક્રમે તીર્થસંસ્થા ગોરોને તથા બીજાઓને પણ સ્વાર્થ સાધવાનું સાધન થઈ પડવાથી તીર્થોમાં ભ્રષ્ટાચાર વધી ગયો અને કાશી જેવા અપવાદ સિવાય તીર્થોમાંથી વિદ્યા ક્ષીણ થઇ ગઇ ગોર બ્રાહ્મણોએ સ્થળે સ્થળે યાત્રાળુ પાસેથી પૈસા મુકાવવા માટે પથરાના દેવો બેસાડી દીધા અને પ્રાકૃતિક સૌન્દર્ય શોધ્યું ન જડે એવી તીર્થસ્થાનોની સ્થિતિ કરી મૂકી એક કાળે વિદ્યા અને ધર્મના ધામ હતાં તે કાળક્રમે અવિદ્યા, અસ્વચ્છતા અને અધર્મના કેન્દ્રસ્થાન થઈ પડયાં

**વર્ણાશ્રમ** —વર્ણાશ્રમ વ્યવસ્થા તે આર્યસંસ્કારોની પરંપરાને જાળવી રાખવાનું સાધન શાસ્ત્રકારોએ બનાવી હતી પણ એ વ્યવસ્થા યે કાળક્રમે બગડીને તૂટી ગઈ કલિયુગમાં વર્ણ તથા આશ્રમના આચાર નષ્ટપ્રાય થશે એ મતલબના કથનો પુરાણોમાં મળે છે[1] અને સ્પષ્ટ પુરાવો જોઇએ તો શંકરાચાર્યનું કથન છે કે "અત્યારે વર્ણાશ્રમવ્યવસ્થા અવ્યવસ્થિતપ્રાય છે" અર્થાત્ નવમા શતક પહેલાં બે ત્રણ સૈકાથી તો વર્ણાશ્રમ વ્યવસ્થા લગભગ વીખાઇ ગઇ હતી ચાર આશ્રમોમાંથી ત્યાગ વિશે ઉપર કહ્યું છે એટલે સંન્યાસ વિશે

૧ વિ. પુ ૬-૧-૫

જુદું કહેવાનું રહેતું નથી વાનપ્રસ્થ આશ્રમ તો દેશમાંથી ઘણો ઘણો જતા અશોકના કાળ પહેલાંજ વ્યવહારમાંથી નીકળી ગયો છે ઉપનયન સંસ્કાર કેટલીક જ્ઞાતિઓના અપવાદ સિવાય ક્ષત્રિયો અને વૈશ્યોમાંથી મધ્યકાળમાં સામાન્યરીતે નીકળી જતાં એ સંસ્કાર અને બ્રહ્મચર્ય આશ્રમ બ્રાહ્મણધર્મમાં જ રહ્યા અને બ્રાહ્મણોમાં પણ ગુરૂકુલવાસ બ્રહ્મચર્યાશ્રમના નિયમો વગેરે લગભગ નીકળી જઇને તથા સામાન્ય રીતે બ્રહ્મચર્યકાળ અતિશય સંકુચિત થઇ જતાં બ્રહ્મચર્યાશ્રમ નામમાત્રજ રહ્યો અલબત્ત ગઇ સદીના અન્ત સુધી કોઇ કોઇ બ્રાહ્મણ બટુઓને બ્રહ્મચર્ય ઠીક લાંબા સમય સુધી પળાવવામાં આવતું એ જોયું છે પણ એ અપવાદ ગણાય. વળી પ્રાચીન નૈષ્ઠિક બ્રહ્મચારીના વારસ જેવા બ્રહ્મચારી સાધુઓ પણ જોવામાં આવે છે જો કે એ વર્ગમાં સંસ્કારી કોઇક જ દેખાય છે બાકી ગૃહસ્થાશ્રમ સૂત્રોક્ત આદર્શથી ઘણો દૂર નીકળી ગયેલો પણ આજ સુધી જીવતો રહ્યો છે

પણ વધારે છિન્નભિન્નતા તો વર્ણવ્યવસ્થામાં થઇ છે પ્રાચીન અથવા ગીતામાં કહ્યું છે તેવું ગુણ કર્મવિભાગશ: ચાતુર્વર્ણ્ય અત્યારે આપણામાં નથી પણ આરંભથી જ જન્મવિચાર વર્ણવ્યવસ્થામાં ગુંથાયેલો છે અને પાછળથી વિદ્યા અને વૃત્ત વગરના પણ જન્મથી બ્રાહ્મણ વર્ણને તથા એના માન અને લાભને પામેલાની સંખ્યા વધતી ગઇ પરિણામે વર્ણવ્યવસ્થાનું મૂળ સડી ગયું પછી અનુલોમ લગ્ન વ્યવહાર ઘણે અંશે અને પ્રતિલોમ વ્યવહાર અલ્પ અંશે લોકમાં ચાલુ રહ્યો હતો અને આવા લગ્નોની સંતતિને સ્મૃતિકારોએ[1] પારશવ અમ્બષ્ટાદિ જુદાં નામો આપ્યાં આ રીતે ચાતુર્વર્ણ્યની અંદર નાતો ઉત્પન્ન થવાની શરૂઆત તો જૂના કાળમાં થઇ હતી પણ નવમા શતક સુધી લગ્ન અને ભોજનનો વિશેષ પ્રતિબંધ ન હોતો પણ પછી નાતોના વાડા બંધાવા માંડયા અને

1 જુઓ બ્ર સૂ 1-3 33 ।

પહેલાં લગ્નનો અને પછી ભોજનનો પ્રતિબંધ વધતો ગયો. ઐતિહાસિક લેખોમાં નાગરજ્ઞાતિનો તથા કાયસ્થનો પહેલો સ્પષ્ટ ઉલ્લેખ ગુજરાતના દશમા શતકના (સ ૧૦૦૫ના) એક દાનપત્રમાં મળે છે.[1] અને પછીના બે ત્રણ સૈકાઓમાં ઔદિચ્ય, રાયકવાળ, પોરવાડ, શ્રીમાળી, મોઢ વગેરે અનેક જ્ઞાતિ નામો ગુજરાતમાં પ્રચારમાં આવ્યા હોવાના ઐતિહાસિક પુરાવા છે.[2] ગુજરાતમાં (૧) ધંધા ઉપરથી દરજી, સુતાર, કડીઆ, વાંઝા વગેરે અને (૨) સ્થળના કેટલીક વાર તો ગામના નામ ઉપરથી દા. ત. ઓદીચ્ય, મોરડીયા, મોઢ, શ્રીમાળી, વડનગરા, વીશનગરા, સાઠોદરા વગેરે નાતોનાં નામો પડ્યાં છે. વળી મોઢ બ્રાહ્મણ અને મોઢ વાણીઆ એ રીતે બ્રાહ્મણ અને વાણીઆ બે ય એકજ નામની નાતો મળે છે. આ દાખલાઓ ઉપરથી નાતોના નાના વાડાઓ બંધાવામાં ભૌગોલિક કારણ મહત્વનું દેખાય છે. છતાં બ્રાહ્મણોમાં કોઇવાર પોતાના આચારની શુદ્ધતાના મિથ્યાભિમાનથી પણ કોઈ કોઇ નાતો બંધાઇ હોવાનો સંભવ છે. દેશભેદ પ્રમાણે આચારભેદ હોવાની હકીકત સૂત્રોમાં[3] નોંધાયેલ છે. પણ એ ભેદને જ્ઞાતિનું કારણ નથી માન્યો. પણ પાછળથી જ્ઞાતિભેદનું કારણ આચારભેદ થયો છે. આ ભૌગોલિકાદિ બળો વડે ચાતુર્વર્ણ્યવ્યવસ્થા તૂટીને જ્ઞાતિના વાડાઓ તો સમગ્ર દેશમાં થયા પણ તેનું જોર ગુજરાત જેટલું કોઈ ભાગમાં નથી. પડોશી મહારાષ્ટ્રમાં બ્રાહ્મણોના ફક્ત ત્રણ મોટા વાડાઓ છે. જ્યારે ગુજરાતમાં બ્રાહ્મણોની ચોરાશી નાતો કહેવાય છે જો કે હશે કદાચ ઓછી વધારે. અને કુલ તો ત્રણસો ઉપર નાતો હશે. આવા અતિસંકુચિત સામાજીક વાડાઓ એ ચાતુર્વર્ણ્યનું ભ્રષ્ટરૂપ છે.

**અસ્પૃશ્યતાઃ**—વર્ણવિચાર સાથેજ અસ્પૃશ્યતાનો વિચાર સંકળાયેલો છે. ઋગ્વેદ કાળમાં વ્યાખ્યાન પહેલામાં જોયું છે તેમ

---

૧. મારો ગુ. મ. રા. ઇ. ભા. ૧ પૃ. ૧૪૫

૨. એજન પૃ. ૨૧૮

૩. જુઓ બૌધાયન ધર્મસૂત્ર ૧-૧-૧થી ૬

આર્ય અને અનાર્ય કે દસ્યુનો ભેદ હતો તેમજ ગુલામી પ્રથા હતી, પણ અસ્પૃશ્યતા ન હોતી પછી બ્રાહ્મણગ્રંથોમાં અને છેક બ્રીટીશ અમલના આરંભ સુધી ગુલામી પ્રથા તો ચાલુ રહી પણ અસ્પૃશ્યતા મંત્રકાળમાં ન હોતી તે નવી ઉત્પન્ન થઈ બ્રાહ્મણગ્રંથોમાં ચાંડાલ અને પૌલ્કસ જે પાછળથી અન્ત્યજ ગણ્યા છે તેનો નિર્દેશ છે[1] અને સૂત્રભાગમાં તો અસ્પૃશ્યતાનું સ્પષ્ટ સૂચન છે બૌ. સૂ. માં શ્વાન અને પતિતના સ્પર્શથી તેમજ ચાંડાલના સ્પર્શથી દૂષિત થતાં આચમન પખાળી વગેરેની વાયુથી શુદ્ધિ થાય છે એમ કહ્યું છે[2] હવે જેને ધર્મશાસ્ત્રોમાં અન્ત્યજ ગણ્યા છે તે શ્વપાક ચાંડાલ પૌલ્કસ વગેરે નામોનો અર્થ વિચારીએ શ્વપચ એટલે 'કૂતરા રાંધીને ખાનાર' અને 'જેનામાં અપવિત્રતા અસત્ય નાસ્તિકતા શુષ્ક કલહ ચોરી ક્રોધ વગેરે હોય જે સ્મશાનમાં રહેતા હોય લોકોને શૂળીએ ચડાવવાનું વગેરે ઉગ્ર કર્મો કરતા હોય તે ચાંડાલ અને પૌલ્કસ તો કોઈ અનાર્યજાતિનું નામ લાગે છે બીજા બુરૂડ વગેરે પણ એવા જ અનાર્ય જાતિઓના નામ છે ટૂંકમાં મૂળ ઉગ્રકર્મવાળી કેટલીક અનાર્ય જાતિઓ પહેલાં અસ્પૃશ્ય ગણાઈ હોય એમ ઐતિહાસિક સ્થિતિ દેખાય છે[3] આ લોકોને ગામને છેડે કે ગામની બહાર રહેવું પડતું ગામમાં પેસે ત્યારે લાકડાનો ડંકો પછાડવો પડતો ગુપ્ત કાળમાં અસ્પૃશ્યોની આવી સ્થિતિ હતી[4] કદાચ એ કાળમાં કે તે પહેલાં સોએક વર્ષથી અમુક લોકોને આ રીતે દૂર અસ્પૃશ્ય રાખવાની રૂઢિ ચાલુ થઈ હશે પાછળથી ઢેડ ચમાર ભંગી અસ્પૃશ્ય ગણાવા લાગ્યા જો કે તેઓ નથી એવા ઉગ્ર–ઉગ્ર દીનહીન છે અને તેઓ અનાર્ય હોવાની ખાત્રી નથી વળી કાળક્રમે આભડછેટના કુસંસ્કાર અખો કહે છે

---

૧ બૃ. ઉ. ૪ ૩-૨૨

૨ બૌ. ધ. સૂ. ૧ ૫ ૯ ૭

૩. જુઓ આપણો ધર્મમાં શાસ્ત્રદૃષ્ટિએ હરિજનોનો પ્રશ્ન પૃ ૪૫૦

૪ ન્યૂહીસ્ટરી ઓફ ધી ઇન્ડીયન પીપલ ગ્રં ૬ પૃ ૩૪૬

તેમ બ્રાહ્મણો અને વૈષ્ણવોમા ઘર કર્યું અને અસ્પૃશ્યતા તિરસ્કાર પ્રધાન અને ઉગ્ર થઈ ગઈ આ અસ્પૃશ્યતા સિવાય પણ કેટલીક આભડછેટ બ્રાહ્મણો અને વૈષ્ણવોમા પળાય છે નવમા શતક જેટલી જૂની સ્મૃતિમા લખ્યુ છે કે "બૌદ્ધો, પાશુપાતો, લોકાયતિકો, કાપિલો, જૈનો અને નિષિદ્ધ કર્મ કરનાર દ્વિજોને સ્પર્શ કરીને કપડા સાથે સ્નાન કરવુ"[૧] આભડછેટ કેટલા જૂના કાળથી કેટલી ઊંડી પેઠી છે તે આ વચનોથી દેખાય છે આરોગ્ય સ્વચ્છતા કે શુદ્ધિના કારણથી આવશ્યક ન હોય એવી આભડછેટ કુસસ્કાર જ ગણાય.

**સ્ત્રીઓની સ્થિતિ**—ઋગ્વેદ કાળમા આ દેશના ઇતિહાસના પાછળના કોઈપણ કાળ કરતા સ્ત્રીઓની સ્થિતિ પહેલા વ્યાખ્યાનમા કહ્યુ છે તેમ વધારે સ્વતત્ર હશે પછી બ્રાહ્મણગ્રથોના કાળમા સ્ત્રીઓની સ્થિતિ કાંઈક બગડી છે દીકરીને એ બ્રા મા કૃપણતા ઉત્પન્ન કરનારી કહી છે[૨] છતા એ કાળે સ્ત્રીઓને બ્રહ્મચર્યાશ્રમ અને સન્યાસાશ્રમની છૂટ હતી જે પાછળથી નીકળી ગઈ સ્ત્રીઓને વારસાનો અધિકાર ન હોવાનુ કારણ યાસ્ક (૩-૪-૫) કહે છે કે "સ્ત્રીઓ ઉત્પન્ન થાય કે એને ફેકી દે છે પણ પુરુષને નથી ફેકી દેતા સ્ત્રીઓનાજ દાન, વેચાણ અને ત્યાગ થાય છે, પુરુષના નહિ" અર્થાત્ સ્ત્રી સૂત્ર અને ઘણુ કરી બ્રાહ્મણગ્રથોના કાળમાજ મિલ્કત ગણાવા લાગી હતી.[૩] મનુ (૯-૨-૩) સ્ત્રીને સર્વથા અસ્વતત્ર ગણે છે પછી સ્મૃતિઓએ સ્ત્રીની લગ્નની ઉમર ધીમે ધીમે ઘટાડી દીધી, મનુમા સ્ત્રીની બાર વર્ષની ઉમ્મરને-અને જરૂર પડતા આઠની ઉમ્મરને પણ લગ્નયોગ્ય

૧ જુઓ હીસ્ટરી ઓફ ધર્મશાસ્ત્ર પૃ. ૨૩૯ના ફુટ નોટ ૪૭૬મા ઉતારેલુ ષત્રિશન્મતનુ વચન

૨ कृपणं ह दुहिता ऐ ब्रा ७-૩ શુનશેપ આખ્યાન

૩. પૂર્વમીમાસા સૂ ૬-૧-૬થી ૬-૧-૧૫ સુધીમા યજ્ઞના સ્ત્રીઓને અધિકાર છે કે નહિ એ ચર્ચાના પણ સ્ત્રી મિલ્કત પેઠે ખરીદાતી હેવાના પૂર્વપક્ષના જે ઉલ્લેખો છે તે પણ સ્ત્રીની સ્થિતિના સ્પષ્ટ સૂચક છે

ગણી છે. અને ઋતુમતી થતાં સુધી કન્યાને ન પરણાવનાર પિતાને દોષ લાગે એમ કહ્યું છે. છતાં મોટી ઉમ્મર સુધી કદાચ આમરણ કન્યા અપરિણીત રહે એ સ્થિતિને પ્રાચીન શાસ્ત્રકારોએ માન્ય કરી છે.[1] અને મહાભારતનાં સુલભાજનકસંવાદ જેવાં ઉપાખ્યાનો તથા બૌદ્ધ ભિક્ષુણીઓની કથાઓ જોતાં અનેક સ્ત્રીઓ બ્રહ્મચારિણી રહીને કે પાછળથી સંન્યાસિની થઈને તે કાળે વિદ્યાધ્યયન કરતી હશે એમ દેખાય છે. વળી બાળલગ્નની રૂઢિ બ્રાહ્મણોમાં વ્યાપક થયા પછી પણ ક્ષત્રિયોમાં અને ખેડુઓ વગેરે વૈશ્યોમાં ભૂતકાળમાં લગ્નની ઉમ્મર નાની રાખવાને આગ્રહ જરાય હોય એવું નાટકાદિ સાહિત્યના ઉલ્લેખો ઉપરથી કે ઈતિહાસના સાધનોમાંથી દેખાતુ નથી. પણ પાછળની સ્મૃતિઓમા બાળલગ્નનો આગ્રહ વધી ગયો અને ખાસ કરીને બ્રાહ્મણોમાં આઠ–નવ વર્ષની બાળકીઓના લગ્નની રૂઢિ ચાલુ થઈ પછી વિધવા વિવાહની છૂટ ઋગવેદકાળમા હશે એમ લાગે છે. ધર્મસૂત્રોમાં અને મનુમાં પણ નિયોગની છૂટ આપી છે પણ પછી મનુમાં જ એની નિન્દા કરી છે.[2] અને વિધવાવિવાહની છૂટ નથી આપી.[3] જો કે વસિષ્ઠ અને નારદે બાલવિધવાને પુનર્લગ્નની છૂટ આપી છે.[4] પણ પાછળથી ઉપલા વર્ણોમાંથી નિયોગ અને વિધવા-વિવાહ તદ્દન નીકળી ગયાં. જો કે ખેડુઓ અને શૂદ્રોમા વિધવા વિવાહની છૂટ ચાલુ રહી છે. અને સતીનો રિવાજ ઋગ્વેદ કાળમાં અને પછી પણ ઘણા કાળ સુધી ચાલુ ન હતો તે મહાભારત કાળમા ઈ. સ. ના આરંભની આસપાસમાં ચાલુ થયો.[5] અને બ્રાહ્મણ ક્ષત્રિયોમા ઘણો ચાલતો હતો. પછી અનેકપત્નીઓની છૂટ વેદકાળથી હતી

---

૧. ગૌ. ધ. સૂ. ૨–૯–૨૨, મનુ ૯–૪ તથા મનુ–૯, ૮૯–૯૦

૨. મનુ અ. ૯ શ્લો ૫૯, ૬૦ તથા ૬૫ ૬૬.

૩. એજન અ. ૫. શ્લો ૧૬૧–૧૬૨

૪. વસિષ્ઠ ૧૭–૭૪ અને નારદ માટે હીસ્ટરી ઓફ ધર્મશાસ્ત્ર પૃ. ૨૦૨.

૫. જુઓ વ્યાખ્યાન પહેલું અને ઐતિહાસિક સંશોધન પૃ. ૪૩૭.

તે પાછલા કાળમા વધી મહાભારત પુરાણમાં અને સંસ્કૃત સાહિત્યમા ક્ષત્રિયોના–ખાસ કરીને રાજાઓના અનેકપત્નીગ્રહણની કોઈ હદ નથી દેખાતી રાજાઓમા સંખ્યાબંધ પત્નીઓના દાખલા ગઈકાલ સુધી મળે છે અને જો કે કોઇ કોઈ બ્રાહ્મણ જ્ઞાતિએ દા. ત. વડનગરા, પ્રશ્નોરા વગેરે નાગર જ્ઞાતિઓએ એકપત્નીવ્રતનો જ્ઞાતિ નિયમ છેલ્લા ચાર પાંચ સૈકાઓ દરમિયાન કર્યો હોય અને પાળ્યો હોય તો એ કુસંસ્કારત્યાગ પ્રશસ્ય છે. પણ સાધારણ રીતે તો બ્રાહ્મણોમાંય અનેક પત્નીઓનો બાધ નથી ગણાતો, જો કે એની શક્યતા ઓછી સ્મૃતિ પુરાણાદિ પાછલા કાળના ધર્મગ્રંથોમા સ્ત્રીની પવિત્રતાને ઘણુ મહત્ત્વ આપવામાં આવ્યુ છે અને પોતાના એકલા કે સમૂહમા બલિદાનથી સતીત્વને દીપાવનાર હજારો સતીઓના દાખલા મધ્યકાળના ઇતિહાસમા મળે છે એટલુ નહિ પણ સીતા કે ચારૂદત્તની પત્ની ધૂતાથી આરંભી કવિ નર્મદના પત્ની ડાહીગૌરી સુધીની સ્ત્રીઓએ પતિના સુખ માટે અસાધારણ ત્યાગપૂર્વક દુઃખો સહન કર્યાં છે પણ પવિત્રતાનુ સ્ત્રી પુરૂષ બેયમા સમાન મહત્વ છે એ ભૂલી જવાયુ હતુ અને સ્ત્રી તરફ–ખાસ કરીને વિધવા સ્ત્રી તરફ અને એની ભૂલો તરફ ક્ષમાવૃત્તિ અને ઉદાર દૃષ્ટિ હોવી જોઇએ તેને બદલે સમાજની દૃષ્ટિ અત્યંત અસહિષ્ણુ થઈ ગઈ હતી સ્ત્રીપુરૂષની સમાનતાનો વિચાર ભૂતકાળમાં ભાગ્યે જ દેખાય છે

કર્મવાદ–છેક ઔપનિષદકાળથી કર્મ અને પુનર્જન્મવાદની માન્યતા આ દેશમા બ્રાહ્મણ, બૌદ્ધ અને જૈન ત્રણેય ધર્મોમા વ્યાપક છે એની દાર્શનિક ઉપપત્તિનો વિચાર અહીં અપ્રસ્તુત છે પણ નૈતિક પીઠિકા ઉપર ઊભેલો કર્મવાદ નિરૂપાય અને દુખદ પરિસ્થિતિમાં આશ્વાસક તથા નીતિમા માણસને અચળ રહેવાની પ્રેરણા કરનાર તરીકે શુભ સંસ્કાર ભલે હોય પણ કાળક્રમે જે સ્થિતિમા માણસે જ્ઞાનપૂર્વક પુરૂષાર્થ કરવો જોઇએ તે સ્થિતિમાં પણ પુરૂષાર્થ હીન અને પ્રમાદી થવાની વૃત્તિને પ્રારબ્ધવાદે કેટલો બળવાન

ટેકો આપ્યો છે અને આપણા લોકો આળસુ અને પ્રમાદી થઈને દુઃખ ભોગવ્યા કરે છે. એમાં કર્મવાદ કેટલે મોટે અંશે કારણ છે એ વિચાર કરતાં પ્રારબ્ધવાદને એ અંશમાં કુસંસ્કારજ કહેવો પડશે.

હવે ધર્મશાસ્ત્રોએ ઉત્પન્ન કરેલા બે કુસંસ્કારો જોઈ લઈએ. (૧) સૂતક અને (૨) પ્રાયશ્ચિત એ બેને આ પ્રકારના ખાસ નમૂના ગણીને એ બેનો જ અહીં વિચાર કર્યો છે. શબસ્પર્શ પછી સ્વચ્છતાની દૃષ્ટિથી સ્નાનને આવશ્યક ગણવામાં આવે એ સારૂં છે તેમજ અતિનિકટના સંબંધીના મરણ પછી અમુક પ્રકારનો સંયમ પળાય એ પણ ઇષ્ટ છે. પણ ગમે તેટલે દૂર દેશમાં મરણ થયું હોય

વિગતવાર ગણાવની હોય તો બીજી ઘણી ગણાવી શકાય. જેવા કૂટવા જેવી કેટલીક રૂઢિઓ સ્ત્રીઓએજ ચાલુ કરી છે તથા ચાલુ રાખી છે એમ જણાય છે મરણજન્ય શોક સ્વાભાવિક છે પણ આ રૂઢિઓ અર્થરહિત અને હાસ્યાસ્પદ કુસંસ્કાર છે

આ ઉપરાંત અસ્વચ્છતા સ્ત્રીઓની કેટલીક રૂઢિઓમાં પેસી ગઈ છે અને એ આરોગ્યવિઘાતક છે અહીં બે સૂચક દાખલા જ પૂરતા ગણ્યા છે (૧) રજસ્વલા સ્થિતિમાં અમુક આભડછેટ પળાય છે આનું મૂળ તો ધર્મશાસ્ત્રમાં છે રજસ્વલા સ્ત્રીનો પ્રમત્ત માણસે પણ સંગ ન કરવો એવું મનુ (૪-૪૦) એ કહ્યું છે આ નિયમ સંયમલક્ષી હોઈને સારો છે એમાંથી રજસ્વલાને અસ્પૃશ્ય ગણવાનું શરૂ થયું પણ ઋતુકાળે સ્ત્રીએ અસ્વચ્છ પડી રહેવાની રૂઢિ તો આરોગ્યને હાનિકારક કુસંસ્કાર જ છે એવીજ બીજી રૂઢિ સુવાવડ વખતે અસ્વચ્છ કપડામાં અસ્પૃશ્ય ગણાતી સુવાવડીએ પડી રહેવાનો રિવાજ છે આયુર્વેદને સ્વચ્છતાનો આગ્રહ છે અને આભડછેટની તો ખબર નથી પણ દરિદ્રતાના કારણથી કે આભડછેટના કારણથી સુવાવડીની આસપાસ અસ્વચ્છતા અને અંધારૂં અને સારવારમાં અજ્ઞાન દાયણ એ સ્થિતિએ ઘણી સુવાવડી સ્ત્રીઓનો ભોગ લીધો છે

સ્વચ્છતાની સમજણનો અભાવ અને વધારે તો જાહેર સ્વચ્છતાની બાબતમાં લોકની બેદરકારી એ આપણા સમાજમાં વ્યાપેલો ભારે કુસંસ્કાર છે ધર્મશાસ્ત્રકારોએ અને આયુર્વેદે નદી કાંઠે મળત્યાગ ન કરવો, રસ્તામાં પેશાબ ન કરવો વગેરે જે ઉપદેશ કર્યો છે[1] તે બીલકુલ પળાતો નથી રસ્તામાં બળખા કાઢવામાં કોઈને સૂગ જ થતી નથી અને એથી ક્ષય જેવા રોગના ફેલાવાને ભારે ઉત્તેજન મળે છે

કન્યાવિક્રય અને વરવિક્રય બેઉ ખોટી રૂઢિઓ હિંદુ સમાજમાં ખૂબ ચાલે છે કન્યાને ખરીદીને કરેલા વિવાહને ધર્મશાસ્ત્રે આસુર

૧ મનુ અ ૪ ૪૫, ૪૭

અને પાંચ સાત પેઢી જેટલો દૂર મરનારનો સંબંધ હોય છત સૂતક લાગે એ તો બુદ્ધિમાં ઉતરે એવું નથી. છતાં સ્મૃતિઓમ સૂતકના ઝીણા નિયમો વિસ્તારથી આપ્યા છે અને આજસુધી ઘણ કુટુંબોમાં પળાય છે.

પાપકર્મ માણસથી પહેલાં થઈ જાય અને પછી પોતે ખોટું ક એમ સમજાતાં પશ્ચાત્તાપ થાય એ સ્વાભાવિક મન સ્થિતિ છે. અ પશ્ચાત્તાપ પછી માણસ પોતાની જાતને શિક્ષા કરવા માટે ઉપવા કરે કે બીજુ કાંઈક કષ્ટ વેઠે અથવા મનને પાછું પવિત્ર કરવા ઈશ્વ સ્મરણ કરે તો એટલું પ્રાયશ્ચિત યોગ્ય છે. પણ સ્મૃતિઓ બ્રાહ્મણને દાન મળે એવા જે અનેક આડંબરી પ્રાયશ્ચિતવિધિ બતાવ્યા છે તેમાંથી તો કાંઈ તત્ત્વની શોધ કરવી મિથ્યા છે. આ રીતે જોતાં ધર્મસૂત્રોક્ત—એટલે લગભગ અઢી હજાર વર્ષ જુન છતાં સૂતક અને પ્રાયશ્ચિત બેયને મૂળ રૂપમાં નહિ તો ફાલેલા રૂપ કુસંસ્કાર ગણવા પડશે.

સમુદ્રસંયાન કે સમુદ્ર રસ્તે પરદેશગમનને પહેલ વહેલું બૌધાય ધર્મસૂત્રે પાતક ગણેલ છે. (૨-૧-૪૧) પણ પાછળથી તો પ્રાયશ્ચિ કર્યા પછી પણ જ્ઞાતિમાં ન આવે એવો પાતકી સમુદ્રમાર્ગે મુસાફ કરનાર ગણાવા લાગ્યો હતો.[૧] અલબત્ત આ શાસ્ત્રાજ્ઞા બ્રાહ્મણો વધારે નડતી હતી.

હવે શાસ્ત્રગ્રન્થોક્ત - નહિ પણ રૂઢિપ્રાપ્ત થોડા કુસંસ્કા જોઈએ.

આ ખોટી રૂઢિઓમાં મરણ પાછળ રોવા કૂટવાની રીત મરણ પાછળનાં જમણો, વિધવાના કેશવપનની તથા ચૂડીકર્મ રીત, છોકરીઓને દૂધપીતી કરવાની રીત, લગ્નપ્રસંગના વરઘો અને જમણવારો, પડદાનો અને લાજ કાઢવાનો રિવાજ વગેરે ક નર્મદ આદિ આપણા પહેલા સુધારકોએ ગણાવેલી છે. જો

૧. શોધિતસ્યાપ્યસંગ્રહઃ

અને ક્ષત્રિયો તથા વૈશ્યોને યોગ્ય કહેલ છે.[1] એ જોતાં કન્યા વિક્રયનો કુસંસ્કાર જૂનો છે અને વરવિક્રય પાછળથી ચાલ્યો જણાય છે.

વળી સામાજિક આરોગ્યને હાનિ કરે એવો કુસંસ્કાર બીજા તરફ અને જાહેર પ્રજા તરફ બેદરકારીનો છે. ગામડાંમાં અને શહેરોમાં પણ લોકો પોતાના ઘરનો કચરો, એંઠવાડ, ખાળનું પાણી, મળ વગેરે પડોસીને કે રસ્તે ચાલનારને નડે એ રીતે રસ્તા ઉપર નાખે છે. એ જાહેરહિતમાં બેદરકારીનો અતિ ઉગ્ર દાખલો છે. કચરોજ નહિ પણ વીંછી, સર્પ જેવાંને આ રીતે રસ્તા ઉપર નાખવામાં આવે ત્યારે એ બેદરકારી ભયંકર ગુન્હા જેવી ગણાય છતાં એવું બને છે. સ્વાર્થ સાથે આ બેદરકારી જોડાય ત્યારે એમાંથી કયું પાપકર્મ ન નીપજે?

કુસંસ્કારો માત્રની ચોક્કસ ગણત્રી કરવી મુશ્કેલ છે. અને કુસસ્કારના કારણરૂપ રાગ, દ્વેષ, ભય, મોહ જેવા સહજ દોષોનો અને તેના કાર્યરૂપ હિંસા, ચોરી, વ્યભિચાર જેવાં પાપકર્મોનો વિચાર તો અપ્રસ્તુત છે. એટલે નમુનારૂપ મુખ્ય કુસંસ્કારો ગણાવીને સંતોષ માન્યો છે. ભારતીય સંસ્કારોનો ઉજ્જવળ પ્રકાશ આ કુસંસ્કારોથી કેટલો બધો ઝાંખો પડી ગયો છે એ આપણા અનુભવની વાત છે. કોઈપણ કુસંસ્કારને દૂર કરવાનાં મુખ્ય સાધન બે, એક શુભ સંસ્કારની સ્થાપના અને બીજું વિદ્યાનો પ્રદીપ. તેમાંથી ઉચ્ચતમ કોટિના શુભ સંસ્કારોનો ઉપનિષદ મહર્ષિઓ અને ભગવાન શ્રી કૃષ્ણ તથા ભગવાન બુદ્ધ જેવા મહાપુરૂષો દ્વારા પ્રચાર થયો હોવા છતાં આ દેશના સમાજમાં ઉત્પન્ન થયેલા કુસંસ્કારો ચાલુ રહ્યા છે એ શોચનીય સ્થિતિના ઐતિહાસિક કારણોનો સમગ્ર વિચાર અહીં વિષયાન્તર જેવો ગણાય અને લંબાણ ભયે છોડી દેવો યોગ્ય છે. શુભ સંસ્કારો પોતે કાળક્રમે સમાજમાં ટેવરૂપ થઈ જતાં એમાંથી

1. મનુ અ ૩ શ્લો ૩૧ અને ૨૪

ચેતનશક્તિ ક્ષીણ થઈને એક જાતની રૂઢિની જડતા આવી ગઈ બીજી તરફથી શુભ સંસ્કારોનો જ્યારે વધારેમા વધારે પ્રચાર થયો ત્યારે પણ સમગ્ર સમાજમા–સમાજના સર્વ થરોમાં એ વ્યાપક થયો નહિ અને બીજુ મસ્કારો સંસ્કારી કહેવાતા જનોના પણ સર્વવ્યવહારને પ્રકાશિત કરી શકયા હોય એવુ વિરલ દાખલાઓમા જ બન્યુ છે છે ના વિધાનના ટેકામા એક જ દાખલાથી સંતોષ માનવો પડશે જ્ઞાનમાર્ગ અને ભક્તિમાર્ગ બેયને અસ્પૃશ્યતા માન્ય નથી[૧] ઉપનિષદોમાં જ નહિ પણ શંકરાચાર્યના મનાતા મનીષાપચક સ્તોત્રમા 'આ બ્રાહ્મણ અને આ ચાડાલ એવો મહાન ભ્રમ ચૈતન્ય સમુદ્રમા કયાથી આવ્યો?'[૨] એવા શબ્દો છે, અને અખા કવિના 'આભડછેટ અન્ત્યજની જણી' વગેરે શબ્દોમા આ વેદાત સસ્કાર સજીવ રહ્યાનો પુરાવો છે, છતા એ સસ્કાર વ્યાપક નથી થયો વેદાન્તીઓમાથી કોઈક અખા જેવાના અને ભક્તોમાથી એમ્નાથ કે નરસિંહ મ્હેતા જેવાના જીવનમાં જ જોવામાં આવે છે

આ રીતે શુભસસ્કારોની અવ્યાપકતા એ કુસસ્કારો ચાલુ રહેવાનુ એક કારણ છે, તો બીજુ એ છે કે વિદ્યાપ્રદીપ કાળક્રમે એટલો હીનતેજ થઈ ગયો કે એના ઝાખા પ્રકાશથી કુસસ્કારોનો અધકાર દૂર ન થઈ શકયો અને અહીં વિદ્યાપ્રદીપની તેજહીનતાના

જ્ઞાનમાર્ગની પ્રક્રિયા પ્હેલાના કાળ કરતા વધારે ચોક્કસ થઈ શંકરાચાર્યમા ભારતે એક શીલસુફના દર્શન કર્યા. અને ભાગવતમા પ્રેમલક્ષણા ભક્તિએ વિકાસનુ શિખર પ્રાપ્ત કર્યુ પણ એ એક પક્ષી વિશેષ ગતિને પરિણામે જ્ઞાન, ભક્તિ અને યોગનો જે સમન્વય ગીતાએ બોધ્યો છે તે ન જળવાયો સ્વેષ્ટ માર્ગ ઉપર એકાન્તિક જોર દેવાનો માનસિક સમતુલાનો ઉચ્છેદક યુગ શરૂ થયો બીજુ સમાજમા એક તરફ ધર્મ અને મોક્ષ અને બીજી તરફ અર્થ અને કામ એ બે તુલાઓનુ સમત્વ તુટી ગયુ ધર્મમોક્ષપરાયણો અર્થકામની અને અર્થકામપરાયણો ધર્મ અને મોક્ષની ઉપેક્ષા કરી ને છ યા કરે એવી અધોગતિપ્રેરક પ્રણાલિકા શરૂ થઈ પરિણામે ધર્મ અને અધ્યાત્મજ્ઞાનમા કાઈક તેજ જળવાઈ રહ્યુ પણ બાકીની વિદ્યાઓમાથી કોઈની ઈ સ નવમા શતક પ્હેના અને કોઈની તે પછીના બે ત્રણ સૈકાઓમા અવનતિ શરૂ થઈ ગઈ ઉદાહરણ તરીકે જેને આપણે પ્રધાન વિજ્ઞાનશાખા ગણેન છે તે આયુર્વેદમા ઇ સ નીજા શતક પછી કશી પ્રગતિ નથી થઈ જ્યારે છઠ્ઠા શતકના બ્રહ્મગુપ્ત પછી જ્યોતિષની પદ્ધતિમા નવી શોધ ભાગ્યેજ થઈ છે એમ તદ્દિદ દીક્ષિત કહે છે[1] જો કે ભાસ્કરાચાર્ય જેવા જ્યોતિષના મહાન ગ્રંથકાર બારમા શતકમા થયા છે ખરા પણ મારૂ વક્તવ્ય આયુર્વેદના ઇતિહાસની વિગતોથી સ્પષ્ટ થશે આયુર્વેદના ચરક સુશ્રુત ગ્રન્થોમા જે પ્રત્યક્ષ શોધખોળ અને પ્રતિભાથી પ્રાપ્ત થયેલું વૈદ્યકનુ વિશાળ મૌલિક જ્ઞાન સભર ભર્યુ છે તેવુ નવુ તો કશુ પછીના કાળના આયુર્વેદિક સાહિત્યમા નથી દેખાતુ પણ એ પ્રાચીન ગ્રન્થોના રચનાકાળે આયુર્વેદાચાર્યોને જે જ્ઞાન હતુ તેમાથી કેટલુંક તો જૂના કાળમા જ લુપ્ત થઈ ગયુ અને કેટલુક ગ્રથોમા જળવાયુ છતા પાછળના વૈદ્યોને શરીરના અદરના અવયવો વગેરેનો પ્રત્યક્ષ પરિચય છૂટી જવાથી સમજાતુ બધ થયુ જૂના ગ્રન્થો ઉપર ટીકા

1 ભારતીય જ્યોતિઃ શાસ્ત્ર પૃ ૨૨૬

એ રચીને તથા જૂના ગ્રન્થોનો સાર ખેંચીને નવા પણ ફરી નવીનતા વગરના ગ્રન્થો રચીને પાછળના વૈદ્યોએ સંતોષ માન્યો છે. ઈ. સ. પાંચમાથી ૧૯ માના આરંભ સુધી એ સ્થિતિ ચાલી છે. આયુર્વેદ અને જ્યોતિષ પેઠે બીજી ઘણી વિદ્યાની પણ પ્રગતિ અટકી ગઈ અને અધોગતિની દિશામાં ગતિ થઈ. સંસ્કૃત કાવ્ય નાટકાત્મક સાહિત્યના ઉપાસકો સાતમા શતકથી જ પાંડિત્ય પ્રદર્શન

જ્ઞાનમાર્ગની પ્રક્રિયા પ્હેલાંના કાળ કરતાં વધારે ચોક્કસ થઈ. શંકરાચાર્યમાં ભારતે શ્રેષ્ઠ ફીલસુફનાં દર્શન કર્યાં. અને ભાગવતમાં પ્રેમલક્ષણા ભક્તિએ વિકાસનું શિખર પ્રાપ્ત કર્યું. પણ એ એક-પક્ષી વિશેષ ગતિને પરિણામે જ્ઞાન, ભક્તિ અને યોગનો જે સમન્વય ગીતાએ બોધ્યો છે તે ન જળવાયો. સ્વેષ્ટ માર્ગ ઉપર એકાન્તિક જોર દેવાનો માનસિક સમતુલાનો ઉચ્છેદક યુગ શરૂ થયો. બીજું સમાજમાં એક તરફ ધર્મ અને મોક્ષ અને બીજી તરફ અર્થ અને કામ એ બે તુલાઓનું સમત્વ તુટી ગયું. ધર્મમોક્ષપરાયણો અર્થકામની અને અર્થકામપરાયણો ધર્મ અને મોક્ષની ઉપેક્ષા કરી ને જીવ્યા કરે એવી અધોગતિપ્રેરક પ્રણાલિકા શરૂ થઈ. પરિણામે ધર્મ અને અધ્યાત્મજ્ઞાનમાં કાંઈક તેજ જળવાઈ રહ્યું પણ બાકીની વિદ્યાઓમાંથી કોઈની ઈ. સ. નવમા શતક પ્હેલાં અને કોઈની તે પછીના બે ત્રણ સૈકાઓમાં અવનતિ શરૂ થઈ ગઈ. ઉદાહરણ તરીકે, જેને આપણે પ્રધાન વિજ્ઞાનશાખા ગણેલ છે તે આયુર્વેદમાં ઇ. સ. ત્રીજા શતક પછી કશી પ્રગતિ નથી થઈ. જ્યારે છઠ્ઠા શતકના બ્રહ્મગુપ્ત પછી જ્યોતિષની પદ્ધતિમાં નવી શોધ ભાગ્યેજ થઈ છે એમ તદ્વિદ દીક્ષિત કહે છે.[૧] જો કે ભાસ્કરાચાર્ય જેવા જ્યોતિષના મહાન ગ્રંથકાર બારમા શતકમાં થયા છે ખરા. પણ મારૂં વક્તવ્ય આયુર્વેદના ઇતિહાસની વિગતોથી સ્પષ્ટ થશે આયુર્વેદના

જતા.[1] છેક અઢારમા શતક સુધી સંસ્કૃત વિદ્યાનું શ્રેષ્ઠ કેન્દ્ર ગણાતું કાશી બૌદ્ધ કાળમાં તક્ષશિલા જેટલું વિદ્યાકેન્દ્ર તરીકે પ્રસિદ્ધ ન હોતું. કાશી જોકે તીર્થ સ્થાન પ્રાચીન કાળથી હતું અને ત્યાંના નિવાસી પંડિત બ્રાહ્મણો પાસે વિદ્યાર્થીઓ હમેશાં ભણતા હશે જ પણ ઈ. સ ૫૦૦ થી ૧૨૦૦ વચ્ચેના સમયમાં પણ ત્યાંની કોઈ પાઠશાળાને દાન મળ્યાનો ઉત્કીર્ણ લેખ મળતો નથી જ્યારે ત્યાંના બ્રાહ્મણોને પુષ્કળ દાનો મળ્યાં છે.[2] તક્ષશિલા પછી એવું જ જગપ્રસિદ્ધ વિદ્યાકેન્દ્ર નાલન્દામાં ઉભું થયું. પ્હેલેથી ઘણાખરા બૌદ્ધમઠો કેળવણીનાં સ્થાનો તો હતાં જ[3] પણ તેમાંથી નાલન્દા જેવો કોઈ જ જગત્પ્રસિદ્ધ થઈ ગયો. પટણા થી ૪૦ મેલ નૈઋત્યમાં પાંચમી સદીની મધ્યમાં નાલન્દાનો ઉદય દેખાય છે. ભાગવત ધર્મી ગુપ્તોએ બૌદ્ધ નાલન્દાને પુષ્કળ દાનો આપ્યાં છે. ચીનાઈ યાત્રાળુ યુવાન ચુઆંગ નાલન્દામાં રહ્યા ત્યારે એ વિદ્યાકેન્દ્રની ખૂબ ઉન્નત સ્થિતિ હતી. ત્યાંના અનેક માળવાળા ગગનચુમ્બી વિહારો અને મન્દિરોનાં શિખરોનાં વર્ણનો મળે છે. અનેક તળાવો એ સ્થાનમાં હતાં. અને ફરતો કોટ હતો. ઈ સ. ૬૭૫માં ઈત્સિંગ ત્યાં રહેતો હતો ત્યારે નાલન્દામાં ત્રણ હજાર ભિક્ષુઓ હતા. તે પ્હેલાં કદાચ વધારેયે હોય. ત્યાં એક હજાર જેટલા પંડિતો હતા. પરદેશીઓ આ વિદ્યાધામની વિદ્યાથી આકર્ષાઈને નવું ભણવા અને શંકાઓના ખુલાસા પૂછવા આવતા. એ ધામમાં આઠ મોટા ઓરડા અને ત્રણસો નાના ઓરડા હતા. ખૂબ મોટું પુસ્તકાલય હતું. ત્યાં બૌદ્ધ ધર્મના ગ્રન્થો ઉપરાંત હેતુ વિદ્યા (ન્યાય), શબ્દ વિદ્યા (વ્યાકરણ), ચિકિત્સા વિદ્યા, વેદો, સાંખ્ય વગેરે વિદ્યાઓ પણ ભણાવવામાં

૧. જુઓ ડો. એ. એસ. અલ્તેકરનું એજ્યુકેશન ઇન એન્શીઅન્ટ ઇન્ડીઆ પૃ. ૮

૨. એજન પૃ. ૨૫૯

૩. એજન પૃ. ૨૮૦, ૨૮૧

આવતી. નાલન્દા વિદ્યાલયના નિભાવ માટે એકસો ગામોનાં દાનો મળ્યાં હતાં. આ પ્રખ્યાત વિદ્યા કેન્દ્રનો ૧૩મા શતકમાં મુસ્લીમોને હાથે છેવટે નાશ થયો.[1]

નાલન્દા પછી બિહારમાં ગંગા કંઠે વિક્રમશિલા મઠની આઠમા શતકમાં રાજા ધર્મપાલે સ્થાપના કરી. અને વિક્રમશિલાનું વિદ્યાકેન્દ્ર પણ ચારસો વર્ષ સુધી ભારતની બ્હાર પણ પ્રખ્યાત થયેલું સ્થાન હતું. ત્યાં ૧૦૮ મન્દિરો બંધાયાં હતાં. ત્યાંના વિદ્વાનોમાં ૧૧મા શતકના દીપંકર શ્રીજ્ઞાન સૌથી સમર્થ ગણાય છે. તેઓએ તીબેટ જઇને ત્યાં ફેલાયેલા બૌદ્ધ ધર્મને શુદ્ધ કર્યો હતો. બારમા શતકમાં વિક્રમશિલામાં પણ ત્રણ હજાર ભિક્ષુ પંડિતો હતા. અને ત્યાં વિશાળ પુસ્તકાલય હતું.[2] પણ આ બૌદ્ધ મઠો સિવાય બીજાં વિદ્યાધામો આ દેશમાં ન હતાં એમ માનવાનું નથી. ગુપ્ત કાળમાં બ્રાહ્મણોને દાનમાં મળેલાં અગ્રહાર ગામો પણ નાનાં મોટાં વિદ્યાધામો થઈ ગયાં હતાં.[3] ગુપ્તકાળ પછી ૯મા ૧૦મા શતકથી આરંભી ૧૭મા અઢારમા શતક સુધીના હિંદુ રાજાઓએ તીર્થ સ્થાનોમાં વસતા પંડિત બ્રાહ્મણોને દાનો આપ્યાં છે અને તેથી નિર્વાહ માટે નિશ્ચિન્ત થયેલા પંડિતો પોતાની પાસે આવનાર વિદ્યાર્થીઓને ભણાવવાનું બ્રાહ્મણ કર્તવ્ય કરતા હતા. આવાં વિદ્યા માટે પ્રસિદ્ધ તીર્થ સ્થાનોમાં કાશી સૌથી પ્રખ્યાત હતું. અલ્બીરૂની કહે છે કે એના વખતમાં કાશી અને કાશ્મીર વિદ્યાધામ તરીકે પ્રખ્યાત હતાં.[4] ૧૭મા શતકનો બર્નીઅર પણ કહે છે કે કાશીમાં ગલીએ ગલીએ રહેતા પંડિતોનાં ઘરોમાં ચાર છ વિદ્યાર્થીઓ ભણતા હોય છે[5] સરકારી

૧. એજન પૃ. ૨૬૦ થી ૨૬૯     ૨. એજન પૃ. ૨૭૫, ૨૮૮

૩. ન્યુ હીસ્ટરી ઓફ ઇન્ડીઆ ગ્રન્થ ૬ પૃ. ૩૯૭

૪. એજ્યુકેશન ઇન એન્શીઅન્ટ ઇન્ડીઆ પૃ-૨૫૯

૫. એજન પૃ. ૨૬૦

સંસ્કૃત કૉલેજ થયા પછી ૧૯મી સદીમાંયે કાશીમાં એજ સ્થિતિ હતી. કાશીજેટલાં નહિ પણ નાશિક અને પછી નદીઆ પણ વિદ્યાસ્થાન તરીકે પ્રખ્યાત હતાં આ તીર્થ સ્થાનો ઉપરાંત રાજધાનીના નગરો જેવા કે પાટલીપુત્ર, કનોજ, મિથિલા, ઉજ્જયની, પૈડણ, કલ્યાણી અને ગુજરાતમાં પહેલા વલભી અને પછી સોલંકી સમયમા અણહિલપુર પાટણ પણ વિદ્યાસ્થાનો હતાં ચીનાઈ પ્રવાસી ઇત્સીંગતો નાલન્દા સાથેજ વલભીને પણ ગણાવે છે. સ્થિરમતિ અને ગુણમતિ નામના બૌદ્ધ વિદ્વાનો વલભીના બૌદ્ધ વિહારમાં રહેતા હતા [1] કથા સરિત્સાગરમા અન્તર્વેદીનો બ્રાહ્મણ વલભીમાં ભણવા ગયો હોવાની કથા તેની ખ્યાતિ સૂચવે છે.[2]

વળી બૌદ્ધ મઠો પેઠે બ્રાહ્મણ મન્દિરો અને જૈન ઉપાશ્રયો તથા મન્દિરો પણ વિદ્યાનાં સ્થાનો જૂના કાળથી જ હશે. પણ બ્રાહ્મણમન્દિરો વિશે ઐતિહાસિક ઉલ્લેખો તો દશમા શતકથી મળે છે અને તે પણ મુખ્યત્વે દક્ષિણનાં મન્દિરોમાંથી. રાષ્ટ્રકૂટ રાજા ત્રીજાના મંત્રી નારાયણે બીજાપુર જીલ્લાના સાલોત્ગીમાં બંધાવેલ ત્રયીપુરુષના મન્દિર સાથેની વિશાળશાળામાં ૧૦મી શતાબ્દિમાં એક પાઠશાળા ચાલતી હોવાનો ઉત્કીર્ણ લેખ મળ્યો છે[3] આ પાઠશાળાના નિભાવ માટે પુષ્કળ જમીન આપવામા આવી હતી. અને ત્યા ભણવા અનેક જનપદોના વિદ્યાર્થીઓ આવતા એમ એ લેખમા કહ્યું છે પછી દક્ષિણ આર્કોટ જીલ્લામાં એન્નાયીરમમાં ૧૧મા શતકના આરંભમા એક પ્રખ્યાત પાઠશાળા હતી જેને સ્થાનિક જનતાએ લગભગ ૩૦૦ એકર જમીન ૩૪૦ વિદ્યાર્થીઓને મફત રહેવા અને ખાવાનુ મળે માટે આપી હતી એ પાઠશાળામાં સૌથી વધારે સગવડ ચારેય વેદોના અભ્યાસીઓ માટે હતી. વિદ્યાર્થીઓને

---

૧ એજન પૃ. ૨૭૨ થી ૨૭૪

૨. જુઓ એજન પૃ. ૨૭૪ મા ક સ. સા. સ. ૩૪માથી ઉતારેલા શ્લોકો

૩. એજન પૃ. ૨૮૩, એ ઈ. ઇ. ૪. પૃ. ૬૦

તથા અધ્યાપકોને દરરોજ શું આપવું એ વિશે સૂચક વિગતો એ પાઠશાળાનો ઉલ્લેખ કરતા ઉત્કીર્ણ લેખમાં છે. એ પાઠશાળામાં ૧૩ અધ્યાપકો હતા એમ પણ કહ્યું છે.[૧]

ઈ. સ. ૧૦૬૮ના એક ઉત્કીર્ણ લેખમાંથી ચીંગલપુટ જીલ્લાના તિરૂમુક્કુદલમાં આવેલા વેંકટેશપેરૂમલ મંદિર સાથે એક પાઠશાળા, વિદ્યાર્થીગૃહ અને એક આરોગ્યશાળા હતી એમ જાણવા મળે છે. આ પાઠશાળામાં ૬૦ વિદ્યાર્થીઓ માટે મફત રહેવા ખાવાની ગોઠવણ હતી[૨] પછી ૧૩ મા શતકના અન્તમાં ચીંગલપુટ જીલ્લામાં એક વ્યાકરણ શાળા હોવાનો ઉત્કીર્ણ લેખ મળે છે.[૩] ગુન્તુર જીલ્લાના મલ્કાપુરમ્‌માંથી મળેલા ઈ. સ. ૧૨૬૮ ના એક ઉત્કીર્ણ લેખમાં એક મન્દિરમાં જ પાઠશાળા, વિદ્યાર્થીગૃહ અને આરોગ્યશાળા હતી એમ જણાવ્યું છે.[૪] દક્ષિણમાં મન્દિરો સાથે ઉપર ગણાવી છે તે ઉપરાંત પણ ઇ. સ. ૯૦૦ થી ૧૪૦૦ વચ્ચે અનેક પાઠશાળાઓ હોવાના ઉત્કીર્ણ લેખોમાંથી ઉલ્લેખો મળે છે.[૫] પણ એ વખતેજ શા માટે અઢારમી સદિ સુધી દક્ષિણનાં મોટાં મંદિરો સાથે પાઠશાળાઓ હતી.[૬] વળી દક્ષિણના પ્રમાણમાં ઓછાં પણ ગુજરાતમાં સરસ્વતી મંદિરો સોલંકી યુગમાં સ્થપાયાં હોવાના કે ચાલુ હોવાના પુરાવા છે.[૭] આ ઉપરાંત પ્રાચીનકાળથી ચાલુ થયેલી ગુરુગૃહમાં અધ્યયનની પદ્ધતિ હંમેશાં આ દેશમાં વ્યાપક રહી છે.

---

૧. એજન પૃ. ૨૮૫ સા. ઇ. એ. રે. ૧૯૧૮ પૃ. ૧૪૫ લેખ નં. ૩૩૩ ૧૯૧૭ નો  ૨. એ. ઇ. ગ્ર. ૨૧ નં. ૧૮૧ એજન પૃ. ૨૮૮
૩. એજન પૃ. ૨૮૯  ૪. એજન પૃ. ૨૯૦  ૫. એજન પૃ. ૨૯૧

૬. એજન પૃ. ૨૯૩

૭. નાદોદના ચૌલુક્યવંશી રાજ વાસગજે શુક્લતીર્થમાં એક પાઠશાળા સ્થાપી હતી જેને તેના પૌત્ર ત્રિલોચનપાલે ઇ. સ. ૧૦૯૭ મા ગામનું દાન આપ્યું હતું. (જુઓ ગુ. સં. મં. ત્રૈ. ગ્ર. ૮ નં. ૨-૩ પૃ. ૧૫૨) તેમજ ૧૩ મા શતકના નાગર કવિ નાનાકે સોમેશ્વર પાટણમાં સરસ્વતીગૃહ બંધાવ્યું હતું. (જુઓ ગુ. મ. રા. ઇ. ભા. ૨ પૃ. ૪૦૮)

આ કેળવણીનો લાભ કોણ લેતુ હતું? ધર્મસૂત્રકારોએ ત્રણેય વર્ણોના કર્મોમાં અધ્યયનને પહેલુ ગણ્યુ છે.[1] એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય ત્રણેયના બાળકોમાંથી બ્રહ્મચર્યાવસ્થામાં તદ્દન ભણ્યા વગર, પ્રાચીનકાળમાં તો, કોઇક જ રહેતું હશે.[2]

પછી કોઈ વધારે ભણે ને કોઈ ઓછુ એ જુદી વાત અને વિદ્વાન બ્રાહ્મણોની સેવામાં રહેલા કોઇક શૂદ્રો પણ વેદેતર વિદ્યાકલાનું અધ્યયન કરતા હશે વળી બ્રાહ્મણ કાલમાં તથા ભારત કાલમાં સ્ત્રીઓને વેદાદિના શિક્ષણની પણ છૂટ હતી. અને સ્ત્રીઓ શિક્ષણ લેતી પણ ખરી.[3] આ સ્થિતિ સૂત્રગ્રંથોના આરંભકાળ સુધી પ્રવર્તતી હશે એમ તર્ક કરવામાં વાંધો નથી. પછી બૌદ્ધો અને જૈનોએ સ્ત્રીઓ તથા શૂદ્રોને છૂટથી કેળવણી આપવાની પ્રથા સ્વીકારી. પાછળથી વૈષ્ણવોએ પણ સ્ત્રીઓને અને શૂદ્રોને ધાર્મિક કેળવણી આપવામાં બાધ નથી માન્યો. ટૂંકામાં ગુપ્તકાળ સુધી આ દેશમાં સામાન્ય કેળવણી ઠીક વ્યાપક હતી. પછી ઘણું કરી ગુપ્તકાળના અંત વખતથી આ સ્થિતિ બદલાવા લાગી પહેલુ તો જન્મથી જે બ્રાહ્મણ હોય તે વિદ્યાવિહીન હોય તો પણ એને દાન મળે અને તેના નિર્વાહમાં વાંધો ન આવે એ પરિસ્થિતિ ઉત્પન્ન થવાથી બ્રાહ્મણોમાં પણ વિદ્યાવિરહિતોની સંખ્યા કાળક્રમે વધવા લાગી. બીજી તરફથી ઉત્તર ભારતમાં બહારથી આવેલા અનાર્ય જાતિના પરદેશીઓ જેઓને પ્રાચીન શાસ્ત્રકારોએ હિંદુ બનાવી દીધા હતા, તેઓમાંથી ગુજરાત સુધી ઉતરી આવેલા રૂદ્રદામન જેવા ક્ષત્રપોએ સંસ્કૃત ભાષા અને સાહિત્યને અપનાવી લીધાં હતાં પણ ઉત્તરમાં જ રહેલાં યવન, શક વગેરેનાં મોટાં ટોળાંઓ માટે સંસ્કૃત ભાષામાં

1. જુઓ ઉપર પૃ. ૧૧૫

2. "અધ્યુત્રેંહ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોએ ભણવો" એમ ચરક સંહિતા અ. ૩૦-૨૯ મા કહ્યુ છે એ જોતા ધર્મશાસ્ત્રનો નિયમ વ્યવહારમા પળાતો હોય એમ દેખાય છે. 3. જુઓ ઉપર પૃ. ૧૨૩

કેળવણી લગભગ અશક્ય કે મુશ્કેલ હતી. વળી બૌદ્ધધર્મે અને જૈન ધર્મે જૂના કાળથી પ્રાકૃત ભાષામાં ધાર્મિક ઉપદેશ આપવા માંડયો હતો. પરિણામે એ બે ધર્મો તરફ વધારે આકર્ષાયેલા ક્ષત્રિયો અને વૈશ્યોને સંસ્કૃતનુ આકર્ષણ ઘટી ગયુ જ્યારે ઘણીખરી વિદ્યાઓના ગ્રંથો સંસ્કૃતમાં હતા. વળી ધીમે ધીમે પ્રાકૃત અને પછી એમાંથી અપભ્રંશ અને છેવટ વર્તમાન ભાષાઓ ઉત્પન્ન થઇ અને ખીલી, એ સાથે સંસ્કૃત ભાષા મોટે ભાગે પંડિતોની, ભણ્યાથી વાપરી શકાય એવી કૃત્રિમ ભાષા થવા લાગી. પછી તો બૌદ્ધ અને જૈન પંડિતોએ પણ સંસ્કૃત ભાષામાં ગ્રંથ રચના કરવા માંડી. અને પ્રાકૃત અપભ્રંશમાં લોકકથા કે ધાર્મિક વિષયો સિવાય બીજા કોઈ વિષયો ખેડાતા નહોતા. ઇ. સ. સાતમાથી દશમા શતક સુધીમાં તો આ સ્થિતિ ઠીક ઠીક વ્યાપક થઇ ગઈ હતી.

ઉપરના ફેરફાર સાથેજ જન્માનુસાર વર્ણ વ્યવસ્થા દૃઢ થવાને લીધે તથા બીજાં ઐતિહાસિક બળોને પરિણામે વિદ્યાસેવન થોડા અંશે બ્રાહ્મણોમાં જ રહ્યું. જોકે વિદ્યાહીન બ્રાહ્મણોની સંખ્યા કાળક્રમે વધતી જતી હતી. અને ક્ષત્રિયો તથા વૈશ્યોમાંથી સંસ્કૃતમાં સચવાયેલી વિદ્યાનું સેવન ઉપનયન સાથેજ લગભગ નીકળી ગયું. તેમજ બાળલગ્નની રૂઢિ જેમ જેમ વ્યાપક થતી ગઇ તેમ તેમ સ્ત્રીઓને કેળવણી લેવા માટે ઉમ્મરજ ન રહી. પરિણામે બ્રાહ્મણ સ્ત્રીઓનો મોટો ભાગ અક્ષરશૂન્ય થઈ ગયો. જે લોકોમાં બાળલગ્નનો આગ્રહ ન હતો તે વર્ગમાં કેળવણીનો પ્રસાર ન હતો. આ રીતે કેળવણીનું ક્ષેત્ર ઘણુ સંકુચિત થઈ ગયુ. એટલે ક્ષત્રિયોનું યુદ્ધ વગેરે ક્ષાત્રકર્મ ઉપર અને વૈશ્યોનુ ખેડ અને વેપાર ઉપર અને કડિયા, સુતાર, લુહાર વગેરે કારીગર વર્ગનું પોતપોતાના ધંધાઓ ઉપર ધ્યાન કેન્દ્રિત થઇ ગયું. ખેડુ, કડિયા, સુતાર, સોની, લુહાર વગેરે પોતપોતાના ધંધાની રીત પોતાના વડીલો પાસેથી જ શીખી લે અને ક્ષત્રિયો–રજપૂતો યુદ્ધકળાને પોતાના વડીલો પાસેથી શીખી લે, એમ ચાલ્યું. મહાભારતમાં

ક્ષત્રિયો યુદ્ધકળાને પણ બ્રાહ્મણો પાસેથી શીખતા હતા અને તક્ષશિલા વિદ્યાપીઠમાં અનેક ધંધાઓનું શિક્ષણ અપાતું એમ જાતકકથાઓ કહે છે[1] એ સ્થિતિ જ બદલાઈ ગઈ. પરિણામે બ્રાહ્મણો પાસે જૂની સચવાયેલી વિદ્યાઓનું જ અધ્યયન રહ્યું, એટલુંજ નહિ પણ જે વિદ્યાઓ ગ્રન્થોમાં સચવાયેલી હતી તેમાંથી પણ અલ્પ ભાગનું પઠનપાઠન ચાલુ રહ્યું હતું. અને બ્રાહ્મણ સિવાયના માટે અધ્યયન-કેળવણીની જરૂર જ ન રહી. અલબત્ત વેપારીઓને થોડું અક્ષરજ્ઞાન, થોડું ગણિતનામું એની જરૂર રહી. અને એટલું તેઓ ગામઠી નિશાળમાં મોટે ભાગે અસંસ્કારી મેતાજી પાસેથી શીખી લેતા. ઉપર ટુંકામાં વર્ણવી છે તે ઐતિહાસિક પરિસ્થિતિને લીધે વિદ્યા અને ધંધાનો સબંધ છૂટી ગયો અથવા કહો કે વિદ્યાને પ્રત્યક્ષનો પરિચય છૂટી ગયો. પ્રત્યક્ષ સાથે પરિચયનો અભાવ કેવળ વૈજ્ઞાનિક વિષયોમાં જ નહિ પણ કાવ્ય સાહિત્યમાં પણ આઠમા શતકથી સ્પષ્ટ જોઈ શકાય છે. કવિ કાલિદાસ જે પ્રદેશનું વર્ણન કરતા હોય તે પ્રદેશનાં જ પશુઓનો તથા વૃક્ષોનો ઉલ્લેખ કરે છે પણ પાછળના માઘ જેવા મહાકવિ પણ તે તે પ્રદેશનું વર્ણન કરતાં પ્રત્યક્ષ અવલોકનને આધારે નહિ પણ જૂના કાવ્યોમાં આવેલાં વર્ણનો જોઈને કરે છે. પરિણામે સુરાષ્ટ્રમાં ન ઉગતી વનસ્પતિનો ઉલ્લેખ સુરાષ્ટ્રના વર્ણનમાં કરે છે. પરિણામ સાંખ્યપ્રસિદ્ધ અંધપંગુ ન્યાય જેવું આવ્યું. બ્રાહ્મણોમાં જળવાઈ રહેલી વિદ્યાઓએ ભલે ઠીક ઉન્નતિ પ્રાપ્ત કરેલી હોવા છતાં પ્રત્યક્ષ સાથે પરિચય છૂટી જવાથી તથા ભાષા ઉપરના પ્રભુત્વ ઉપર અઘટિત ભાર દેવાવાથી એ વિદ્યા પ્રગતિ રહિત અને સ્થિર ખાબોચીઆં જેવી પંગુ થઈ ગઇ અને અશિક્ષિત લોકો પોતપોતાના ધંધામાં હુશિયાર અને બુદ્ધિશાળી હોવા છતાં વિદ્યાચક્ષુ વગર અંધ જેવા થઈ ગયા. અને આ બે વર્ગો એક બીજાને આગળ વધારવાને બદલે પોતપોતાની રીતે એક બીજાને છેતરવામાં

---

[1] જુઓ ડૉ. એ. એસ. અલ્તેકરનું એજ્યુકેશન ઇન એન્શીઅન્ટ ઇન્ડીઆ પૃ. ૫૬

હુશિયારી માનવા લાગ્યા. આ રીતે સમાજનો એક ભાગ પાંગળો અને બીજો આંધળો થઇ જવાથી પ્રજા સમસ્તનું જીવન અતિશય સંકુચિત થઇ ગયું. પરદેશ જવાનું જ નહિ, ગામડાની વસ્તીનો મોટો ભાગ પોતાના ગામડાની બ્હાર ભાગ્યેજ પગ મૂકે. લગ્નાદિ સામાજીક પ્રસગે, વેપાર અર્થે કે તીર્થયાત્રા અર્થે જેઓ પોતાના ગામની બ્હાર નીકળે તેઓમાંથી પણ કોઇક જ વિશાળ દષ્ટિ પ્રાપ્ત કરી શકે. આવી સ્થિતિ થઇ ગઇ. પાછલા કાળનું સંસ્કૃત, અપભ્રંશ અને દેશીભાષાનું સાહિત્ય કવિત્વ ગુણયુક્ત છે, ત્યારે પણ એના વિષયોનું ક્ષેત્ર ખૂબ મર્યાદિત છે અને તે રચનારાઓની પ્રજ્ઞા સ્વતંત્ર નથી. ટુંકામાં સમાજનો મોટો ભાગ કેળવણીથી વંચિત હતો અને જે પંડિતો કે બ્રાહ્મણ જૈન સાધુઓને જુની વિદ્યાના પઠનનો લાભ મળતો હતો તેઓમાં પણ પ્રાચીન વિદ્યાઓ લગભગ બંધીઆર પાણી જેવી હોઇને માનસિક આરોગ્યને પોષવાને બદલે હાનિકર નીવડે એવી થઇ ગેઇ હતી. આવી શક્તિહીન વિદ્યા કે વિદ્યાના ખીલકુલ પ્રકાશ વગરની અશિક્ષિત અને સંકુચિત બુદ્ધિ કુસંસ્કારોને દુર ન કરી શકી હોય—અરે અમુક તો કુસંસ્કારો છે એટલું જોઇ પણ ન શકી હોય તો એમાં આશ્ચર્ય શુ ?

ભારતીય બુદ્ધિની ઊર્ધ્વગતિ તો નવમા શતક પછી કયાંય દેખાતી નથી. પણ કેળવણીની ઉપર વર્ણવેલી સ્થિતિને પરિણામે બારમા તેરમા શતકમાં તો બૌદ્ધિક અવનતિ સ્પષ્ટ જોઇ શકાય એટલી નીચે ઉતરી હતી. ધાર્મિક વિષયમાં કાંઇક નવીન દષ્ટિવાળા અને ધર્મપ્રચારના ઉત્સાહી આચાર્યોની તથા ધાર્મિક તથા આધ્યાત્મિક તેજસ્વિતાવાળા અને છેક નીચલા થર સુધીના તેમજ પરધર્મના પણ લોકોના હૃદયને સ્પર્શી શકવાના સામર્થ્યવાળા સંતોની આધ્યાત્મિક પ્રતાને બાદ કરતાં સર્વત્ર બૌદ્ધિક પ્રકાશની ક્ષીણતા દેખાય છે. તેરમાથી પંદરમા શતકના પંડિત લેખકોનાં કે દેશી ભાષાના કવિઓનાં લખાણોમાં પ્રતીત થતી બુદ્ધિનો પ્રભાવ નવમા શતક પ્હેલાંની જ નહિ પણ દશમાથી બારમા શતક સુધીની કેટલીક રચ-

નાઓમા સ્પષ્ટ દેખાતા બુદ્ધિપ્રભાવ સાથે સરખાવતાં ઘણો ઘટી ગયેલો દેખાય છે. અને એ સમયે રચાયેલા પ્રબન્ધો જે શ્રોતાવર્ગના મનનુ રંજન કરી શકતા હશે તે અશિક્ષિત જનસમૂહની બુદ્ધિ અલ્પ-સંતોષી, ક્ષુદ્રદર્શી અને ઘણી સંકુચિત હોય એમ દેખાય છે આ ક્રમે ક્રમે ક્ષીણ થતી જતી બુદ્ધિમાં મોગલ ચડતીનાં સો સોઢગો વર્ષ દરમિયાન કાંઈક તેજ જરૂર આવ્યું હતુ. પણ એ ક્ષણિક ઉન્નતિ પછી અઢારમાના આરંભના અંધાધુધીના ઝપાટાથી બુદ્ધિપ્રદીપ પાછો એકદમ ઝાંખો પડી ગયો. અને ઇ. સ. અઢારમા શતકમાં જ્યારે યૂરોપની બુદ્ધિ અનેક દિશામાં અપૂર્વ ઉન્નતિ સાધી રહી હતી ત્યારે આ દેશની બુદ્ધિની અવનતિ છેક તળીયે પહોંચી ગઇ[1] હતી એવુ મારૂ માનવુ છે.

અનેક જાતના વહેમોનાં જાળાં[2] શાસ્ત્ર અને રૂઢિનાં ન તુટી શકે એવા મનાયેલાં બંધનો ટુંકી હતપ્રભ બુદ્ધિ, અજ્ઞાન, વ્યભિચાર જુગાર, દારૂ વગેરે દુરાચરણનો કેટલાંક શહેરોમાં ઉજળિયાત વર્ગમાં પણ ઘણો પ્રચાર,[3] આરોગ્યના નિયમોનુ અજ્ઞાન, એના અપાલનથી થતા રોગો, અસ્વચ્છતા, આળસ અને બેદરકારી, અત્યંત સંકુચિત અને સ્વાર્થી જીવન દષ્ટિ અને મોગલ સંતનતની પડતીના કાળની ભયંકર લૂંટફાટ, ચોરી, વસ્તી ઉપર જુલમ વગેરે અંધાધુધી એ સર્વને પરિણામે અઢારમા શતકમાં આ દેશની દુર્દશાને કોઇ સીમા ન હોતી રહી[4]

# ઉપસંહાર

દેશની આ ભયંકર દુર્દશાના વિચારથી જેનું ચિત્તતંત્ર ખળભળી ઉઠયું હતું એવા કવિ નર્મદે 'હિંદુઓની પડતી' માં સાચું જ ગાયું છે કે 'ખરેખરી છે વાત રાત છે હિંદુઓને' પછી દૈવયોગથી ખ્રીસ્ત જેવી પ્રમત્તતર પ્રાણશક્તિશાળી અને ભિન્ન આચાર વિચારના સંસ્કારોથી સંપન્ન વિજયી પ્રજા સાથે આ દેશની નિદ્રિતપ્રજાની અથડામણને પરિણામે જે જ્વલંત અગ્નિ પ્રગટ્યો તેના ઉગ્ર પ્રકાશમાં પાશ્ચાત્યોના સાહિત્ય, વિદ્યા, વિજ્ઞાન, બુદ્ધિ, મર્યાદક્ષતા વગેરેના દર્શનથી જેના જેના બુદ્ધિનેત્ર ઉઘડ્યાં અને નવું વિશાળ જગત જેને જેને દેખાયું તે તે આધુનિક કાળના આરંભના પ્રાજ્ઞ પુરૂષોએ હિંદુઓને ગાઢ નિદ્રામાંથી કેવી રીતે જગાડવા એનો વિચાર કર્યો છે અને એ માટે વીરતાથી પુરુષાર્થ કરી જવામાં જીવનની કૃતાર્થતા માની છે

આધુનિક યુગના આવા પહેલા મહાપુરુષોમાં પણ પહેલું રામમોહનરાયનું નામ નજરે પડે છે રામમોહનરાય (ઈ સ ૧૭૭૪ થી ૧૮૩૩) એ જમાનાના અત્યંત સુશિક્ષિત અને તેજસ્વી મહાપુરુષ હતા તેઓ કાશીમાં રહીને સંસ્કૃત ભણ્યા હતા તેઓએ અરબ્બી અને ફારસી ભણીને ઇસ્લામી સંસ્કૃતિનું જ્ઞાન મેળવ્યું હતું ભારતના મોટા ભાગની અને તીબેટની મુસાફરી કરી હતી ૨૪ વર્ષે તેઓએ અંગ્રેજી, હીબ્રુ, ગ્રીક અને લૅટીન શીખવા માંડયું અને એ ભાષાઓ દ્વારા યૂરોપીય સંસ્કૃતિનો, કાયદાનો અને રાજ્યવ્યવસ્થાનો પરિચય મેળવ્યો આવો સંસ્કારસંપન્ન અને તેજસ્વી માણસ આપણા લોકોમાં જામેલા કુસંસ્કારોને સહન ન કરી શકે એ સ્વાભાવિક છે રાજા રામમોહનરાય આ દેશના આદ્ય સુધારક થયા પહેલો સુધારો એમણે સરકાર પાસે ઇ સ ૧૮૨૯ માં સતીપ્રથા બંધ કરવાનો કાયદો પસાર કરાવીને કર્યો પછી વિધવાને પુનર્લગ્નનો પ્રતિબંધ, બહુપત્નીપ્રથા વગેરે કુસંસ્કારો વિરૂદ્ધ ઝંડો ઉપાડ્યો આ સુધારાઓ

કરવા જતાં રામમોહનરાયને ઘણુ સહન કરવું પડયું. એમના કુટુંબે તેનો બહિષ્કાર કર્યો. બાર વર્ષ સુધી માતા અને પત્ની પણ સાથે ન રહ્યાં.

પણ કુસંસ્કારોને ઉખેડવાનો પ્રયત્ન એકલો પર્યાપ્ત નથી. એ સાથે શુભ સંસ્કારોને સ્થાપવાનો પણ પ્રયત્ન થવો જોઈએ એ સત્ય આ સુધારકોના ધ્યાનમાં હતુ. વેદો અને પ્રાચીન શાસ્ત્રોમાંથી અસ્મદીય દેશકાળને જ નહિ પણ સર્વ દેશકાળને માન્ય અને ખ્રીસ્તી અને ઈસ્લામનાં સામાન્ય ધાર્મિક તત્ત્વો સાથે જે સમાન જણાયાં તેનો સ્વીકાર કરી રામમોહનરાયે ઈ. સ ૧૮૨૮ માં ધાર્મિક સુધારા તરીકે કવિવર રવીન્દ્રનાથ ટાગોરના દાદા દ્વારકાનાથ ટાગોર સાથે મળીને આદિ બ્રહ્મોસમાજની સ્થાપના કરી. પછી એ બ્રહ્મોસમાજમાં સાચો પ્રાણ પૂર્યો દ્વારકાનાથ ટાગોરના પુત્ર મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોરે. તે દીર્ઘાયુષી (ઈ. સ ૧૮૧૭ થી ૧૯૦૫) પુરૂષે બ્રહ્મોસમાજનો ધર્મ અને પ્રાર્થનાવિધિ નિશ્ચિત કર્યો. તેઓએ જાતે બ્રાહ્મ ધર્મનો ઉપદેશ આપવાનુ કાર્ય વર્ષો સુધી કર્યું. પોતે ઉપનિષદોમાંથી પોતાનો એકેશ્વરવાદ ઉપજાવ્યો છે એમ તેઓ માનતા અને કહેતા. એમણે ઈ. સ. ૧૮૪૮ માં સંસ્કૃતમાં 'બ્રાહ્મ ધર્મ' નામની નાની પુસ્તિકા પ્રગટ કરી હતી. દેવેન્દ્રનાથ અનેકદેવતાવાદની અને મૂર્તિપૂજાની અતિશય વિરૂદ્ધ હતા. તેમણે નૈતિક દઢતાથી પિતાનું પૂરેપૂરૂ કરજ કષ્ટ સહન કરીને પણ ચુકવ્યું હતું.[૧] પણ પિતાનું શ્રાદ્ધ, એમાં મૂર્તિપૂજા કરવી પડે અને મૂર્તિપૂજા તો પોતાને માન્ય નહોતી માટે ન કર્યું. કલ્યાણના સાધન તરીકે એક અદ્વિતીય નિરાકાર પરમેશ્વરની માનસિક પ્રાર્થનારૂપ ભક્તિમાં તેઓ માનતા હતા. આ પહેલા સુધારકોની દૃષ્ટિમાં બે વાત મુખ્ય હતી (૧) જેનાથી ભારત બહારના વિશાળ જગતમાં માણસ તરીકે હિંદુઓની પ્રતિષ્ઠા ઘટે અથવા

૧. ગો-મા-ત્રિપાઠીએ પોતાના પિતાનું કરજ ઘણુ કષ્ટ સહન કરીને ચુકવ્યું એ ગુજરાતનો દાખલો પણ સરસ છે.

બુદ્ધિયુક્ત જે ન લાગે તે સામાજિક તથા ધાર્મિક પણ કુસંસ્કારોને તજી દેવા અને (૨) આપણાં પ્રાચીન શાસ્ત્રોમાં ખ્રિસ્તી અને મુસ્લીમ જેવા બીજા મોટા ધર્મો સાથે સમાન જેવાં જે મહાસત્યો છે તેને આગળ લાવીને ખ્રિસ્તી પાદરીઓના ધાર્મિક આક્રમણ સામે રક્ષણ કરવું અને દેશમાં ધાર્મિક એકતા ઉત્પન્ન કરવી.

સ્થાયી બ્રીટીશ સંબંધ બંગાળામાં પહેલાં થયો એટલે સુધારાનો જન્મ પણ પહેલો ત્યાં થયો. પણ બ્રીટીશ અમલના પ્રસાર સાથે દેશના બીજા ભાગોમાં પણ સુધારાનો પવન વાવા લાગ્યો. પશ્ચિમ હિંદમાં પહેલાં મહારાષ્ટ્રમાં અને પછી ગુજરાતમાં સુધારાનું ભાન જાગ્યું. આ પહેલા જાગરિત થયેલા પુરુષોમાં એક દાદોબા પાંડુરંગ નામના મહારાષ્ટ્રી ગૃહસ્થ અને બીજા સુરતના દુર્ગારામ મંછારામ (ઇ. સ. ૧૮૦૯ થી ૧૮૭૮) નામના ગુજરાતી ગૃહસ્થ હતા. આ બેમાંથી પહેલા ગૃહસ્થ અંગ્રેજી જાણતા હતા પણ બીજાને તો અંગ્રેજી જ્ઞાન નહોતુ છતાં સુરતની શાળાના વેદાન્ત સરકારી દુર્ગારામ મહેતાજીમાં સુધારાની ધગશ અસાધારણ હતી. તેમણે પોતાના મિત્ર દાદોબા પાંડુરંગ સાથે મળી ઇ. સ. ૧૮૪૪ માં માનવ ધર્મ સભાની સ્થાપના કરી. આ માનવધર્મસભાની ઉત્પત્તિમાં બંગાળાના બ્રાહ્મોસમાજની કશી અસર નથી જે બળોની અસરથી બંગાળાનો સમાજ ઉત્પન્ન થયો એ જ બળોની અસરથી સુરતની માનવધર્મ સભા જન્મી.[1] આ સભાની સ્થાપના કર્યા પહેલા પણ જાતિભેદ કાઢી નાખવો, મૂર્તિપૂજા છોડી દેવી, વિધવા વિવાહની છૂટ આપવી,[2] ભૂતપ્રેત, જાદુ, ભુવા વગેરે વહેમો ખોટા છે, મનુષ્યોને ઉત્તમ કે અધમ, તેમના ગુણો ઉપરથી જાણવા કુળ ઉપરથી

---

૧. માનવધર્મસભાની સ્થાપનાની શતાબ્દિ પ્રસંગે એ સભા વિશે તથા તેના સ્થાપક વિશે કેટલુંક સાહિત્ય પ્રગટ થયું છે તેમાં શ્રી. ફા. ગુ. સ. ત્રૈમાસિક પુ. ૧૧ અંક ૧–૨ માં છપાયેલ સ્વ. દુર્ગારામ મહેતાજી અને માનવધર્મસભાનો ઉદ્ગમ અને વિકાસ એ લખાણનો અહીં લાભ લીધો છે.

૨. વિધવા વિવાહની છૂટનો કાયદો તો ઈ. સ. ૧૮૫૬માં પસાર થયો.

નહિ વગેરે ઉપદેશ જાહેર રીતે દુર્ગારામ મહેતાજી કરતા હતા અને સભા સ્થાપ્યા પછી વધારે જોરથી કરવા માંડ્યા. આને પરિણામે એમની લોકોએ નિંદા કરવા માંડી વળી તેમણે "જાદુમંત્ર ધતીંગ છે, સાચુ હોય તો અમારા પર પ્રયોગ કરો" એવુ જાહેર આહ્‌વાન કર્યું પરિણામે જે લોકોના ઢોંગ ખોટા પડતા હતા તેઓએ ગુસ્મે થઈને મહેતાજી ઉપર હલ્લો પણ કર્યો. પણ દુર્ગારામ મહેતાજી નીડર અને 'સાચને આંચ નહિ' એવુ આગ્રહથી માનનારા હતા એટલે તેણે પોતાનો ઉપદેશ ચાલુ જ રાખ્યો, પરિણામે લોકોમાંથી વહેમો ઓછા થયા.

મહેતાજી પછીની પેઢીના કવિ નર્મદ, મોટે ભાગે મહેતાજીની અસર નીચે આવેલા સુરતના મહીપતરામ, અમદાવાદના ભોળાનાથ, વગેરે સુધારકોએ સુધારાનો રથ આગળ ચલાવ્યો. મહીપતરામ (ઈ. સ. ૧૮૨૯ થી ૧૮૯૧.) પોતે સુરતના નાગર હતા. પરદેશગમનથી નાત બ્હાર થવુ પડશે, કુટુંબને ભારે કલેશ થશે વગેરે જાણ્યા છતાં તેણે ઇ. સ. ૧૮૬૦–૬૧ માં એક ઔદીચ્ય બ્રાહ્મણને રસોયા તરીકે સાથે રાખીને પણ ઇંગ્લાંડ જવાનું સાહસ ખેડયું. પછી નર્મદ (ઈ. સ. ૧૮૩૩ થી ૧૮૮૬) તો સુધારાનો શૂરવીર અને નીડર જોદ્ધોજ હતો. શરીરને જોખમમાં મુકીને મહારાજ જદુનાથજી જોડે વિધવા વિવાહ વિશે શાસ્ત્રાર્થ કરનાર, એક વિધવા સાથે જાતે લગ્ન કરનાર અને બીજી વિધવાનો વિવાહ કરાવી આપનાર કવિ નર્મદ પોતાની જુવાનીમાં જેટલુ જૂનું તેટલું વહેમ રૂપ તે જવું જોઈએ અને 'યાહોમ' કરીને સુધારો કરો એવું માનનાર હતો. એનું કાવ્ય 'હિંદુઓની પડતી" સુધારાનું બાઇબલ કહેવાય છે[૧]. પછી નર્મદનો મિત્ર સુધારક કરસનદાસ (ઇ. સ. ૧૮૩૨ થી ૧૮૭૧) તેણે મહારાજ લાયબલ કેસ લડીને એક લોકપ્રિય સંપ્રદાયના સડાને ઉઘાડો પાડીને જીવના જોખમે સુધારો કરવાનો ભારે પ્રયાસ કર્યો.

૧. શ્રી ક. મા. મુનશીકૃત "નર્મદ અર્વાચીનોમાં આદ્ય" પૃ. ૨૫

બાળલગ્નનિષેધક મંડળ પણ અમદાવાદમાં આ મહીપતરામ, નવલરામ, લાલશંકર આદિએ ઉભું કર્યું હતું આ રીતે સામાજીક સુધારાની પ્રવૃત્તિ ગુજરાતમાં ઈ સ ૧૮૪૦–૪૫ થી ચાલી રહી હતી, પણ હિંદુ સમાજનો મોટો ભાગ એ પ્રવૃત્તિથી અસ્પૃષ્ટ હતો ઘણા લોકો સુધારો એટલે મદ્યપાન[1] અને વ્યભિચાર રૂપ ભ્રષ્ટાચાર એવું માનતા હતા પ્હેલા સુધારકોમાંથી કેટલાકના દુરાચારે આ ખોટી છાપ પાડી હતી બીજી તરફથી સુધારો એ ગુપ્ત રીતે ખ્રીસ્તી ધર્મમાં વટલાવવાની યુક્તિ છે એવું માનનારા લોકો પણ ઘણા હતા ખ્રીસ્તી પાદરીઓ હિંદુઓના વહેમો–મૂર્તિપૂજા વગેરેને આગળ કરીને હિંદુ ધર્મને ખ્રીસ્તી ધર્મ કરતા ઉતરતો ઠરાવવા મથતા હતા અને તેની અસરથી કે ખ્રીસ્તી ધર્મના સદગુણો જોઈને બંગાળા મહારાષ્ટ્ર વગેરેમાં તો કેટલાક ભણેલા લોકો ખ્રીસ્તી થઇ ગયાના દાખલા બન્યા આ ખ્રીસ્તી ધર્મના આક્રમણની શંકાના વાલણ તરીકે મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર જેવાએ પોતાના એકેશ્વરવાદના ટેકામાં ઉપનિષદોનો આધાર લીધો તેમજ પ્રાચીન હિંદુ ધર્મના સદગુણો જોવા તરફ કેટલાક શિક્ષિતો વળ્યા એ ખ્રીસ્તી ધર્મના આક્રમણના ભયનું શુભ પરિણામ થયું આ રીતે પ્રાચીન હિંદુ ધર્મ તરફ વાળનાર મોટી સંસ્થાઓમાં ઇ સ. ૧૮૭૮ માં બહારથી આવેલી થીઓસોફીકલ સોસાયટીનું એક કાળે શિક્ષિત યુવાનોમાં ઠીક આકર્ષણ હતું ગુજરાતમાં પણ જો કે સૌથી બળવાન તો ખ્રિસ્તીધર્મના આક્રમણ સામે રક્ષક તરીકે આર્યસમાજના સ્થાપક દયાનંદ સરસ્વતી (ઇ સ ૧૮૨૪ થી ૧૮૮૩ હતા કાઠિયાવાડના મોરબી તાબે ગામ ટંકારાના તેઓ બ્રાહ્મણ બાળક હતા એક શિવરાત્રિએ રાતે શિવપૂજન નિમિત્ત જાગતા શિવલિંગની ઉપરથી દોડી જતા ઉંદરોને જોઈને આ બાળકની, એક ચમત્કાર પેઠે, મૂર્તિપૂજા ઉપરથી આસ્થા ઉડી ગઇ અને એ બાળક સંસાર બળે જાગેલા વૈરાગ્યથી પોતાના લગ્ન થાય તે પહેલાં જ ઈ સ ૧૮૪૫ માં ભાગ્યો

---

[1] જુઓ શ્રી ક મા મુનશીનું અડધેરસ્તે પૃ ૫૯

સાધુ તરીકે તેણે આખા ભારતદેશની યાત્રા કરી. છેવટે ૧૮૬૦ માં અંધ અને ઉગ્ર વિરજાનંદ સરસ્વતી પાસે અઢી વર્ષ સુધી ભારે કષ્ટ વેઠતાં વેઠતાં શિષ્ય તરીકે રહીને વેદાદિ સર્વ સંસ્કૃત શાસ્ત્રોનો તેણે અભ્યાસ કર્યો અને એની પાસે સન્યાસ લઇને દયાનંદ સરસ્વતી નામ ધારણ કર્યું. અને ગુરૂને આપેલા વચન પ્રમાણે વેદધર્મમાં પેસી ગએલા વહેમો કાઢીને શુદ્ધ વેદ ધર્મનું સ્થાપન કરવા માટે દેશભરમાં પ્રવ્રજ્યા શરૂ કરી[૧] પાંચ વર્ષમાં તો દયાનંદ સરસ્વતીના ઉપદેશે ઉત્તર હિંદમાં ઉંડાં મૂળિયાં નાખી દીધાં. તેના ઉપદેશની ઉગ્ર જ્વાલાથી ભડકેલા અનેક સ્વાર્થી માણસોએ એ મહાત્માનું ખૂન કરવા માટે વારવાર પ્રયાસો કર્યા પણ એમણે નિર્ભય રહીને પોતાના ધર્મનો પ્રચાર કર્યો. વેદની સ્વત : પ્રમાણતા અને પુનર્જન્મવાદ એ બે આર્યસમાજના પાયાના સિદ્ધાન્તો છે; જે બ્રાહ્મો સમાજને માન્ય નથી એ સ્મરણમાં રાખવાનું છે. બાકી મૂર્તિપૂજા નાતજાતના ભેદ, લગ્નવ્યવહારના વાડા, ભૂતાદિના વહેમો, બ્રાહ્મણ વર્ગની પૂજ્યતા, અને શ્રાદ્ધાદિ વગેરેનું તો આર્યસમાજે પણ ભારે ખંડન કર્યું છે.

આર્યસમાજ દક્ષિણ હિંદ કે બંગાળામાં નથી ફેલાયો. પણ ઉત્તર હિંદમાં, ગુજરાતમાં, રાજપૂતાનામાં, યુક્તપ્રાંતમાં અને પંજાબમાં ખૂબ ફેલાયો છે. દસકે દસકે એના અનુયાયીઓની સંખ્યા વધતી ગઈ છે. હાલમાં ૭ લાખને આશરે સંખ્યા હશે. પંજાબમાં અને રાજપૂતાના-યુક્તપ્રાન્તમાં સમાજે કેળવણી, બ્રહ્મચર્ય વગેરે બાબતમાં ઘણું લોકહિત કર્યું છે. બ્રહ્મોસમાજ આદિ કોઈ સુધારક સમાજનો આર્યસમાજ જેટલો ફેલાવો નથી થયો.

૧. મથુરામાં રહેતા અંધ સન્યાસીએ આવો ઉપદેશ કર્યો એ હકીકત પણ આગળ કહેવામાં આવશે એ પ્રાચીન આધ્યાત્મિક અગ્નિના ગૂઢ અસ્તિત્વની નિદર્શક છે.

બ્રાહ્મોસમાજની અસર પશ્ચિમ હિંદ તરફ પ્રસરતાં આર્યસમાજ કરતાં ઘણી ઓછી પ્રચારશક્તિવાળી પ્રાર્થના સમાજની સ્થાપના ઈ. સ. ૧૮૬૭ માં મુંબઈ મહારાષ્ટ્રમાં થઈ અને સંસ્કૃતના સમર્થ વિદ્વાન રા. ગો. ભાંડારકરે અને રાનડેએ પ્રાચીન તથા મધ્યકાલીન મહારાષ્ટ્રીય સંતોની પરંપરા સાથે જોડીને તેને ઉજ્જ્વલ રીતે કેળવી. અને આ પ્રેરણા ઝીલનાર અમદાવાદના નાગર ભોળાનાથ સારાભાઈ (ઈ. સ. ૧૮૨૨ થી ૧૮૮૬) અને તેમના સહચારી મહીપતરામ નીલકંઠ દ્વારા અમદાવાદમાં પ્રાર્થના સમાજની સ્થાપના ઈ. સ. ૧૮૭૧ માં થઈ. જૂની રુઢિઓ અને વહેમોનો ત્યાગ અને એકેશ્વરવાદનો સ્વીકારપૂર્વક નિરાકાર ઈશ્વરની ભક્તિ સાથે નીતિમય જીવન રાખવું એ પ્રાર્થના સમાજનો મુખ્ય સિદ્ધાન્ત છે. આદિ ધુરસ્કર્તાઓના સમયમાં અમદાવાદ-ગુજરાતમાં પ્રાર્થના સમાજનો થોડો પ્રચાર થયેલો ખરો પણ કાળક્રમે અનુયાયીઓની સંખ્યામાં એ સંસ્થા ક્ષીણબલ થઈ ગઈ છે.

આવી સમાજ સુધારો અને ધાર્મિક સુધારો બેયના ઉદ્દેશથી નીકળેલી સંસ્થાઓ સાથે અને ઘણી વાર એને ટપી જઈને છેલ્લાં લગભગ સવાસો વર્ષની અંગ્રેજી કેળવણીએ અદીઠ રીતે સુધારાના લોકમાં પ્રચારનું ભારે કાર્ય કર્યું છે. અંગ્રેજી કેળવણી લેનારાની એક પછી બીજી પેઢીમાં વિવર્ધમાન ધોરણે વધતી જતી પાશ્ચાત્ય અસરે ઘણી રુઢિઓને સહજભાવે ભણેલાઓના માનસમાંથી જડમૂળથી ઉખેડી નાખી છે. જ્યારે રેલ્વે જેવાં મુસાફરીનાં સાધનો, નવી આર્થિક વ્યવસ્થાની ભીંસ, સંયુક્ત કુટુંબો ભાંગી પડવાં, કુળપરંપરા તુટી જવી, અને સમાજમાં વ્યાપક થયેલી અર્થપરાયણતા વગેરે બળોએ ઘણા જૂના રિવાજોનું નામનિશાન ભુંસી નાખ્યું છે. ભોજનવ્યવહારની પૂરી છૂટ, પરદેશગમનની છૂટ, પુનર્વિવાહની તથા આન્તરજ્ઞાતીય લગ્નની છૂટ, લગ્નની ઉમ્મરનો અનિયમ, સ્ત્રી કેળવણી, હિંદુઓમાં પણ આમરણ કુમારી જીવનની સંભવિતતા વગેરે બાબ-

તેમાં છેલ્લાં પચાસ વર્ષમાં જે સુધારો થયો છે તેની ગો. મા. ત્રિપાઠી જેવા પ્રતિભાશાળીને ય કલ્પના ન હોતી આવી. મહાત્મા ગાંધીજીના જાહેર જીવનમાં આગમન પહેલાં ઘણાં વર્ષો ઉપર "અંગ્રેજના રાજ્યમાં ઢેઢ મારે ધક્કે" કથન જોડાયેલું.

પણ ઉપર કહી છે તે સુધારકપ્રવૃત્તિ સામે સંરક્ષક અને પ્રાચીનતાપૂજક પ્રવૃત્તિ પણ ઉત્પન્ન થઇ છે. આર્યસમાજમાં કાંઇક મિશ્રણ છે. પણ ગુજરાતમાં શ્રીમન્નૃસિંહાચાર્યનો તથા નથુરામ શર્માનો ઉપદેશ એ આ પ્રકારની નિર્ભેળ પ્રવૃત્તિનું દૃષ્ટાંત છે. વેદાંત અને યોગને આગળ કરીને પ્રાચીનધર્મના સદ્દર્શી તરફ વાળવાનો આ બેય ઉપદેશકોએ પ્રયત્ન કર્યો છે. પણ આ કરતાં વિશેષ અસર તો એ અંગ્રેજી કેળવણી સાથે જ સંસ્કૃત કેળવણીનો જે પ્રચાર થયો તેની થઇ છે. સંસ્કૃત વિદ્યાઓના તેજથી જેઓને ભૂતકાળના ભારતીય સંસ્કારોની ભવ્યતાનું દર્શન થયું તે મણિલાલ નભુભાઇ, ગોવર્ધનરામ ત્રિપાઠી, અને આચાર્ય આનંદશંકર ધ્રુવ જેવાએ પ્રાચીન ઉચ્ચ સંસ્કારોની પાશ્ચાત્ય ઉચ્ચ સંસ્કારો સાથે તુલના કરીને અને કેટલીક સમાનતા દર્શાવીને પાશ્ચાત્યના અંધ અનુકરણમાંથી લોકોને વાળવાનો પ્રયત્ન કર્યો. અલબત્ત આ સાક્ષરોએ અનુયાયીઓ મેળવીને નહિ પણ પોતાના સાહિત્યક લખાણો દ્વારા લોકમતને કેળવીને પ્રયત્ન કર્યો છે. ઉપર લખેલા ત્રણેય સાક્ષરો મુખ્યત્વે વેદાંતનો આધાર લે છે. જોકે વિવરણ પોતાની સ્વતંત્ર દૃષ્ટિથી કરે છે. મણિલાલ શાંકરવેદાંતને દૃઢતાથી વળગે છે. ગો. મા. ત્રિપાઠી પાશ્ચાત્ય અને પ્રાચીન ભારતીય સંસ્કારોનો સમન્વય કલાત્મક કૃતિમાં સાધે છે અને આ. બા. ધ્રુવ "શાંકર વેદાંતનો પશ્ચિમના વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનથી પરિષ્કાર કરવાનો પ્રયત્ન કરે છે" તથા બૌદ્ધ, જૈન, વૈષ્ણવ, શૈવ, ખ્રીસ્તી વગેરે બધા ધર્મોના કલ્યાણકારી અંશોને પકડીને દર્શાવવામાં એમની ઉદારબુદ્ધિ સાર્થકતા માને છે.[1]

---

1. મણિલાલ નભુભાઇ અને આ. બા. ધ્રુવની વિવરણ પદ્ધતિના તારતમ્ય માટે જુઓ આપણો ધર્મનો ઉપોદ્ઘાત તથા તેનાં ખાસ પૃ. ૬૬ તથા ૫૧.

આ સંરક્ષક સંસ્થાઓની તથા સાહિત્યની અસરથી કાંઇક તો કાંઇક આઘાત પ્રત્યાઘાતના પ્રાકૃતિક નિયમની અસરથી છેલ્લાં વર્ષોમાં સમાજ મધ્યમ માર્ગ ઉપર આવ્યો દેખાય છે. અને ઘણો સામાજીક સુધારો તો ઉપર કહ્યું તેમ પ્રયત્ન વિના જ કાળબળે થઇ ગયો છે. એટલે ખાસ પ્રવૃત્તિની જાણે આવશ્યકતા જ નથી રહી. અહીં દાખલો ગુજરાતનો લીધો છે પણ આવું પરિવર્તન દેશના ઘણાખરા ભાગમાં થઇ રહ્યું છે.

પ્રાચીન વિદ્યાઓ અને કલાઓ ઉપરાંત એક જીવતા પ્રાચીન સંસ્કારઝરણનું વહન ઉપનિષત્કાળથી સર્વદા દષ્ટાદષ્ટ રૂપે આ દેશમાં ચાલ્યા કર્યું છે. એ છે આધ્યાત્મિક–ધાર્મિક અનુભવરૂપ કે બ્રહ્મસંસ્પર્શરૂપ દિવ્ય ઝરણ. ઉપનિષત્કાળથી આ ગૂઢ આધ્યાત્મિક અનુભવનો અગ્નિ, અગ્નિહોત્રના અગ્નિ પેઠે પ્રચ્છન્ન રહેલો છતાં દરેક યુગમાં કોઇને કોઈ ભાગ્યશાળી જીવમાં પ્રગટ થતો રહ્યો છે. મધ્યકાળમાં કબીર અને નાનક જેવા સંતોમાં એ અગ્નિ પ્રજળી ઉઠયો હતો. અને પછીના કાળમાં અરે છેલ્લાં સો સવાસો વર્ષમાં પે સાચી આધ્યાત્મિકતાવાળા અનેક નાના મોટા સ્ફુલિંગો આ દેશમાં જીવી ગયા છે. પણ અર્વાચીન કાળમાં રામકૃષ્ણ પરમહંસ (ઇ. સ. ૧૮૩૬ થી ૧૮૮૬) જેવા એકનું દર્શન જ ભારતીય અધ્યાત્માગ્નિનું જીવન્ત સાતત્ય સિદ્ધ કરવા માટે પૂરતું છે. બંગાળાના કામાર પુકુર નામના નાના ગામડાના આ અશિક્ષિત બાળકને કોઇના ઉપદેશ વગર કેવળ પ્રાક્તન સંસ્કારના પ્રભાવથી ચાર વર્ષની ઉમ્મરથી અદભુત સુન્દર કે ઐશ્વર્યયુક્ત દર્શનથી અથવા આનંદમય વૃત્તિના આવેશથી વારંવાર એકાએક સમાધિ દશા થઇ જતી. પછી વીશમે વર્ષે મોટાભાઇના કાલીમન્દિરના રામકૃષ્ણ પૂજારી થયા. અને બંગાળીને સહજ ભાવથી એનામાં ભક્તિ જાગી. તીવ્ર ભક્તિના આવેશમાં એને જાણે માતા કાલીનુ સાક્ષાત દર્શન એક વાર થઈ

ગયુ હોય એવો અનુભવ થયો અને પછી એ દર્શન બંધ થઈ જતાં એની દર્શનોત્કંઠા વધી ગઇ. જેના વિરહોન્માદમાં દેવીની તરવારથી આત્મઘાત કરવા જતાં એને અંતરમાં અદ્ભુત આનંદસમુદ્રના મોજારૂપે દેવીનું સાક્ષાત દર્શન થયું અને તે સમાધિમાં બેભાન થઇ ગયા. એ દિવસથી દેવી સાથે રામકૃષ્ણનો નિરંતર સબંધ થઇ ગયો. પણ પોતાને આ શું થાય છે? આ સમાધિ છે કે શું છે? એ કશું જ્ઞાન આ અમોઘ યુવાનને નહોતુ. જેથી ઉપલા બનાવ પછી પોતાની જન્મદાત્રી માતાના આગ્રહથી ઇ. સ. ૧૮૫૯માં પાંચ વર્ષની બાળકીને તેઓ પરણ્યા. જો કે કનક અને કાન્તાના આ મહાત્યાગી (પૈસા કે રૂપિયાના ઉધમાં સ્પર્શથી પણ એનું અંગ સંકોડાઈ જતું) એ એનો પત્ની તરીકે સ્વીકાર કોઈ દિવસ કર્યોજ નહિ. સર્વ સ્ત્રીઓને મા રૂપે જોનાર આ મહાત્માએ માતા રૂપે તેને જોઇ. અને શારદાદેવીએ પોતાના ભાગ્યને વધાવી લીધું. વળી રામકૃષ્ણનો આ ભાવોન્માદ આ અરસામાં વધી પડયો. રામકૃષ્ણે ભક્તિનો માર્ગ પકડયો હતો કેવળ અંતઃપ્રેરણાથી. જો કે આ દેશમાં એ માર્ગ પૂર્વકાળથી ખૂબ વપરાયેલો છે પણ રામકૃષ્ણને કોઈ કેડી બતાવનાર નહોતું મળ્યું. એ બેભાન થઇ જતા, ખાવા પીવાનું ભાન ન રહેતું. એક ભત્રીજો પરાણે ખવરાવતો. શરીર રોગીષ્ટ થઈ ગયું હતું ઘણા લોકો ગાંડો થઈ ગયો છે એમ માનતા. પણ ત્યાં દૈવયોગે એકાએક ભૈરવી બ્રાહ્મણી આવી ચડી. એ તરત રામકૃષ્ણની સ્થિતિ સમજી ગઈ. ૭ વર્ષ સુધી તેણે દીકરા પેઠે રામકૃષ્ણની સંભાળ રાખી. અને ભક્તિની શાસ્ત્રસિદ્ધ પ્રણાલિકા પણ શીખવી. પણ એથી આગળ જવાની એની શક્તિ નહોતી, જ્યારે રામકૃષ્ણનું ચિત્તતંત્ર તો ઘણા ઉચ્ચ અધિકારવાળું હતું. ઈ. સ. ૧૮૬૪માં તોતાપુરી નામના વેદાન્તી સંન્યાસી દક્ષિણેશ્વરમાં આવી ચડયા અને તેણે આ કાલીભક્તની યોગ્યતા જોઇને વેદાન્ત માર્ગનું અને નિર્ગુણ બ્રહ્મ સાથે આત્મૈક્યનું જ્ઞાન આપ્યું અને રામકૃષ્ણે એક કૂદકે નિર્વિકલ્પ સમાધિમાં નિર્ગુણ બ્રહ્મનો

સાક્ષાત્કાર કરી લીધો અને પછી નિર્ગુણ અને સગુણની એકતા પણ જોઈ લીધી પણ રામકૃષ્ણનો આધ્યાત્મિક પ્રવાસ આ ભક્તિ અને જ્ઞાનના શિખરો સર કરવાથી પૂરો ન થયો તેણે તો પછી ખ્રીસ્તી ધર્મનો અભ્યાસ કરીને ખ્રીસ્તી સાધુ જેવુ જીવન જીવી જોયુ કુરાનનો અભ્યાસ કર્યો અને ઇસ્લામી પદ્ધતિએ જીવી જોયું બુદ્ધ, કૃષ્ણ અને ખ્રીસ્ત એ બધાય પરમાત્માનાં રુપો છે અને એટલાજ રુપો પરમાત્માના છે એવુ પણ નથી એમ એ કહેતા આ રીતે રામકૃષ્ણ પરમહંસે ભારતીય શ્રેયોમાર્ગોનો જ નહિ પણ ઈતર ખ્રીસ્તી આદિ માર્ગોનો પણ પોતામા સમન્વય અનુભવ્યો અને આ રીતે આત્મસાક્ષાત્કારની પરમોચ્ચ ભૂમિકાએ પહોચ્યા પછી સ્વમુક્તિના આનંદમા તૃપ્તિ ન માનતા મરણ પર્યંત ઉપદેશ કાર્ય કર્યું એટલુંજ નહિ પણ ' જીવ એ શિવ જ છે ' એમ જાણીને, લોકો ઉપર દયા કરીને નહિ પણ જનસેવા દેવસેવા તરીકે કરવાનો પોતાના શિષ્યોને ઉપદેશ આપ્યો અને એના શ્રેષ્ઠ શિષ્ય વિવેકાનંદે ગુરુના ઉપદેશને જગતભરમા પ્રસિદ્ધ કર્યો એટલુ જ નહિ પણ જનસેવાના ઉપદેશને પોતાના ગુરુભાઈઓના તથા શિષ્યોના જીવનમા પૂરેપૂરો ઉતાર્યો રામકૃષ્ણ મીશનમા આત્મસાધના સાથે જનસેવા કેવી વણાઈ ગઈ છે એ પ્રસિદ્ધ છે.

રામકૃષ્ણ પરમહંસ પછી શ્રી અરવિંદ, રમણ મહર્ષિ આદિ મહાત્માઓ વર્તમાન કાળમા પણ ભારતભૂમિને પાવન કરી રહ્યા છે, એ આ દેશના લોકોનુ સદ્ભાગ્ય છે પણ અહીં તો મહાત્મા ગાંધીજીના પુણ્યજીવનમા દેખાતા અદ્ભુત સંસ્કારસમન્વય તરફ અંગુલિ નિર્દેશ કરી આ વ્યાખ્યાનોની પૂર્ણાહુતિ કરવાની ઈચ્છા છે પહેલુ તો ગાંધીજી પ્હેલેથી સુધારક ખરા, પછી એમણે છેક યૌવનના આરંભથી સત્યનું લક્ષ્ય રાખીને, સદાકાળ અપ્રમત્ત રહીને કેવળ પુરૂષાર્થથી સત્ય અને અહિંસાને-હિંસાના અભાવરૂપ અહિંસાનેજ નહિ પણ પ્રેમરૂપ-ભાવરૂપ અહિંસાને જીવનમા ઉતારવાના પ્રયત્નમાં ઉંચે અને વધારે ઉંચે ચડવાનુ ચાલુ જ રાખ્યુ છે

આયુષ્યના છેલ્લા વર્ષમાં ગાંધીજી આ ઊર્ધ્વ ગતિમાં સામાન્ય લોકની નજર ન પહોંચે એટલે ઉંચે ચડી ગયા ભાસતા હતા. સત્ય અને અહિંસાની ભાવના પ્રાચીન ધર્મગ્રંથોમાં છેજ પણ ગાંધીજીના આ સત્ય અને અહિંસાના દર્શનની ઉંડાઈ તથા વિશાળતા અમાપ છે. વળી એમણે યોગસૂત્રોક્ત યમનાં અહિંસાદિ પાંચેય અંગોને જીવનમાં ઉતાર્યાં છે. अहिंसाप्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः એ સૂત્રની યથાર્થતાનો અને અહિંસાની પોતામાં પ્રતિષ્ઠાનો દાખલો તેઓએ હમણાં જ કલકત્તામાં અને નોઆખલીમાં આપ્યો છે.[1] આ રીતે શીલની પ્રતિષ્ઠા પોતામાં ગાંધીજીએ કરી છે. પાશ્ચાત્ય નીતિ વિચારની પણ એમના ચિંતન ઉપર અસર છે એ કહેવાની ભાગ્યેજ જરૂર છે. પછી મનોનિગ્રહરૂપ યોગનાં યમાંગનો અભ્યાસ કરનાર ગાંધીજી જો કે સવિકલ્પ કે નિર્વિકલ્પ સમાધિ દશાને પ્રાપ્ત કર્યાનો દાવો કરતા નથી.[2] એટલે તેઓએ ઋતંભરા પ્રજ્ઞા પ્રાપ્ત કરી હોય એમ

નથી લાગતુ. ઘણીવાર તેઓ સામાન્ય જન પેઠે જ જુએ છે તથા વિચારે છે છતાં તેઓનો મનોનિગ્રહ સાધારણ નથી. પછી ગાંધીજી ઇશ્વરભક્ત છે 'રામનામની શક્તિનો કોઇ અંત નથી' એવું તેઓ માને છે.[1] આરોગ્યપ્રાપ્તિ અને ચિત્તશુદ્ધિ મેળવવાનો ઉપાય પણ દિલથી રામનામનું રટણ છે એવું તેઓ આ વર્ષે વારંવાર પ્રાર્થનામાં કહે છે. ગાંધીજીએ જો કે જૂની રીતે વેદાંત જ્ઞાનની ચર્ચાને કશું મહત્ત્વ આપ્યું નથી પણ હમેશાં તીક્ષ્ણ અને સૂક્ષ્મ બુદ્ધિથી સત્યની શોધમાં પ્રયત્નશીલ રહે છે અને એ રીતે જ્ઞાનમાર્ગને અનુસરે છે. વળી ઉપનિષદો જે અભયને મોક્ષ કહે છે તે અભય સ્થિતિ ગાંધીજીએ પ્રાપ્ત કરી છે. 'ભયને મેં કદી જાણ્યો નથી' એમ પોતે કહે છે.[2] અને ગીતામાં કહેલાં સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો પોતાના જીવનમાં ઉતારવાનો સતત જાગ્રત રહીને પ્રયત્ન કરનાર તેઓ જીવન્મુક્ત શા માટે ન ગણાય ? આ રીતે શીલવાન, ભક્ત, મનોનિગ્રહી અને અભય હોવા સાથે મુખ્યત્વે તેઓ કર્મયોગી છે. અનાસક્ત રહીને આ 'ચરાચર જગત ઈશથી આવાસ્ય છે' એમ ગણીને લોકસંગ્રહ માટે નિરંતર પરમ પ્રયત્ન સેવે છે છતાં મહાત્યાગી છે. ટૂંકામાં ગીતાએ ઇષ્ટ ગણેલ જ્ઞાનયોગ, ભક્તિયોગ, યોગ, ત્યાગ, કર્મયોગ વગેરેનો ગાંધીજીએ અપૂર્વ સમન્વય સાધ્યો છે. વળી ખ્રીસ્તી ધર્મ અને ઇસ્લામનાં ઉત્તમ તત્ત્વોને એવી રીતે પોતાના અહિંસા ધર્મ સાથે વણી લીધાં છે કે ખ્રીસ્તીઓએ એમને સાચા ખ્રીસ્તાનુયાયી ગણ્યા હોવાની પ્રસિદ્ધિ છે. આવી આધ્યાત્મિક સિદ્ધિઓથી જે અપાર શક્તિ ગાંધીજીએ પ્રાપ્ત કરી છે તેનો વિનિયોગ તેઓ લોકકલ્યાણમાં કેવી વ્યાપક રીતે કરી રહ્યા છે તે આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ.

અસ્પૃશ્યતા હિંદુધર્મનું કલંક છે એમ ગણીને ગાંધીજીએ અસ્પૃશ્યતા નિવારણ પ્રવૃત્તિને જીવન સમર્પ્યું હોય તે રીતે હરિજન નામથી

---

૧. એજન.

૨. એજન તા ૧૯ મે ૧૯૪૬નું હરિજન બંધુ પૃ. ૧૩૮

ઘણી ખરી પ્રવૃત્તિ કરે છે પછી હિંદુસ્તાનની સ્વતંત્રતા મેળવવાની, આમ જનતામાં અપૂર્વ તમન્ના જગાડીને તથા સત્યાગ્રહનું શસ્ત્ર વાપરતાં શીખવીને સ્વતંત્રતાને માર્ગે પ્રજાને ચડાવી અને ( જ્યારે પ્રજાને સ્વતંત્રતા મળી ત્યારે પ્રજાએ ગાંધીજીને રાષ્ટ્રપિતાનું બિરુદ આપ્યું ) સાચું સ્વરાજ્ય એટલે સાત લાખ ગામડાંમાં વસતા અજ્ઞાન અને દરિદ્ર લોકોનું સ્વરાજ્ય એ ઉપર ભાર મુકીને જનતા જનાર્દનની ઉપાસના કરે છે પછી જૂના કાળના અહિંસાવાદીઓ સાંસારિક પ્રવૃત્તિઓથી અલિપ્ત રહીને અહિંસાનો ઉપદેશ કરતા ત્યારે ગાંધીજીએ અસત્ય અને હિંસાથી સામાન્ય રીતે મલિન રાજકારણમાં અહિંસા અને સત્યને કાર્યસાધક સ્થાન અપાવી મનુષ્ય જાતિ માટે હિંસામાંથી મુક્તિ પામવાનું દ્વાર દેખાડી દીધું છે

ગાંધીજીના જીવનમાં ઉપર જોયું તેમ ઉત્તમ ભારતીય અને માનવજાતીય સંસ્કારોનો સમન્વય થયો છે અને એવા મહાપુરૂષના દર્શનથી જગતના ભાવિ માટે હૃદયમાં આશાનો સંચાર થાય છે જ્યારે બીજી તરફથી નિરાશાના ગાઢ અંધકારથી જગત ઢંકાઈ ગયું છે કારણ કે વેપારમાં અને રાજકારણમાં તો પ્રાચીનકાળથી અસત્ય અને હિંસાનો પ્રવેશ હતોજ પણ વર્તમાનમાં તો અસત્ય અને હિંસાની કોઈ હદ રહી નથી કાળા બજાર, હલકી વસ્તુનો ભેળસેળ વગેરે વેપારમાં પેઠેલા અનેક પ્રકારના હિંસાયુક્ત અસત્યના સ્હેલાઈથી નજરે ચડતા દાખના છે રાજકારણમાં છળકપટ અને ગુપ્તાગુપ્ત હિંસામાં છેક કૌટિલ્યના વખતથી કાંઈ ખોટું નથી ગણાતું અને શાંતિકાળમાં જેનો વાંધો ન હોય તેનો વાંધો યુદ્ધકાળમાં તો શેનોજ હોય ? પણ છેલ્લા યુદ્ધે દંભને તથા અસત્યને સિંહાસનારુઢ કર્યાં હતાં અને ઉગ્ર દેશાભિમાને ઉત્પન્ન કરેલા દ્વેષાગ્નિના દાવાનળમાં જગત આખું ઘેરાઇ જઇને એટમબોમ્બ પર્યંત નવા શોધાયેલા શસ્ત્રાસ્ત્રોએ એવો અવિચારી અને અકલ્પિત વિનાશ પ્રવર્તાવ્યો કે આઠ હજાર વર્ષથી માણસ જાતે કરેલા ભારે પુરૂષાર્થથી ઉભી થયેલી માનવ સંસ્કૃતિનો નાશ ભાવિયુદ્ધમાં થઇ જવાની બીતિ લાગવા માંડી છે.

પણ વેપાર કે રાજકારણમાં ન પડેલા સમાજમાં તો નૈતિક આરોગ્ય છે નાં? એ પ્રશ્નનો ઉત્તર પણ નિરાશાજનક છે. આ દેશમાં યુનિવર્સિટીની કેળવણીનો જેને પ્હેલો લાભ મળ્યો તે પ્હેલી બીજી પેઢીના સ્નાતકો જીવનમાં નીતિને પ્રથમ સ્થાન આપતા હતા, જ્યારે પછીના સ્નાતકોમાંથી દાયકે દાયકે નીતિ સ્થાનભ્રષ્ટ થઈ ગઈ છે. અનીતિ છેક સરસ્વતીના ગર્ભગૃહ સુધી પહોંચી ગઈ છે. આ દુઃસ્થિતિ આ દેશમાં જ છે એવું પણ નથી. યુરોપ અને અમેરિકાના યુવાનોના જીવનમાં અને ત્યાં સર્જાતાં સાહિત્યમાં પણ ધર્મ અને નીતિની ભાવનાનું સ્થાન ગૌણ થઈ ગયું છે. અને કેળવણી તથા સાહિત્યની ઉદ્ધારક યોગ્યતાની ક્ષીણ દશાને પરિણામે, તથા આમજનતાની આર્થિક સંકડામણની અસરથી, તથા જીવનની અર્થ કામ લક્ષી ઢીલસુરી લોકમાનસમાં રુઢ થવાને લીધે નૈતિક શિથિલતાની શરમ ઘણા કેળવાયેલા લોકોમાંથી પણ નીકળી ગઇ છે.

આ નિરાશાપૂર્ણ વિનાશ તરફ ગતિ કરતી સ્થિતિમાંથી માનવજાતિએ બચવું હોય તો ઐતિહાસિક દષ્ટિને એકજ માર્ગ દેખાય છે અને તે માર્ગ એટલે શ્રી કૃષ્ણ, બુદ્ધ, ખ્રીસ્ત, રામકૃષ્ણ કે ગાંધીજી જેવા હજાર વર્ષે ઉત્પન્ન થતા એકાદ જીવમાં નહિ પણ માનવજાતિના ઘણા જીવોમાં ગીતાપ્રોક્ત સમત્વ–વિચાર અને આચારનું, વ્યક્તિસ્વાતંત્ર્ય અને સમાજહિતનું, ધર્મ અને અર્થનું, ત્યાગ અને વ્યવહારનું, સંસ્કાર અને શ્રમનું, મન અને શરીરની શક્તિઓનું સમત્વ પ્રાપ્ત થાય, તથા સત્ય અને અહિંસા તેમજ જ્ઞાન અને પ્રેમથી પૂર્ણ બ્રહ્મસંસ્પર્શ, ઘણામાં સ્વપુરુષાર્થથી જાગે. અર્થાત માનવતાના શ્રેષ્ઠ સંસ્કારો ઘણા માનવોને સંસ્કારે અને એવાં સંસ્કારવાળાં માણસોના હાથમાં જગતનું રાજકીયાદિતંત્ર ચલાવવાનું સોંપવામાં આવે તો જગતમાંથી અશાંતિ અને દ્વેષ દૂર થઇને શાંતિ, નિર્ભયતા, સ્વસ્થતા, સુખ, જ્ઞાન અને ભ્રાતૃભાવ કે આત્મભાવની સ્થાપના થાય.

अस्तु ॐ शांति :